श्रेष्ठि देवचन्द लालभाई जैन पुस्तकोद्धारे ग्रन्थाङ्कः ८२

પરમાર્હત કવીશ્વર

શ્રીધનપાલવિરચિત

# ઋષભપંચાશિકા

અને

## વીરસ્તુતિયુગલરૂપ કૃતિકલાપ.

ટીકા, સ્પષ્ટીકરણ, પ્રસ્તાવના ઇત્યાદિ સમેત.


સંશોધન, ભાષાંતર તથા વિવેચન કરનાર

પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા. એમ્. એ.,

Post-graduate Lecturer in Ardhamāgadhī at the Bhandarakar Oriental Research Institute,

ન્યાયકુસુમાંજલિ, સ્તુતિચતુર્વિંશતિકા, તત્ત્વાર્થાધિગમસૂત્ર સભાષ્ય સટીક વગેરેના સંપાદક અને અનુવાદક તેમજ આર્હતદર્શનદીપિકાના પ્રણેતા.



પ્રસિદ્ધકર્તા—

જીવણચંદ સાકરચંદ જવેરી,

શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડના કાર્યવાહક.

પ્રથમ આવૃત્તિ-પ્રત ૧૨૫૦

વિક્રમ સંવત્ ૧૯૮૯ ] વીર સંવત્ ૨૪૫૯ [ ઇ. સ. ૧૯૩૩

મૂલ્ય રૂ[illegible]-૦-૦.

શા૦ જીવણચંદ સાકરચંદ જવેરીએ શેઠ દે૦ લા૦ જૈનપુસ્તકોદ્ધાર ફંડ માટે
શેઠ દેવચંદ લાલભાઇ જૈનધર્મશાળા, બડેખાન ચકલા, ગોપીપુરા, સુરતથી પ્રસિદ્ધ કર્યું.

મુદ્રક—રામચંદ્ર યેસૂ શેડગે, નિર્ણયસાગર પ્રેસ, ૨૬-૨૮ કાલબાદેવીરોડ, મુંબઈ.

श्रेष्ठि देवचन्द लालभाई जैनपुस्तकोद्धारे ग्रन्थाङ्कः ८२ ।

परमार्हत-कवीश्वर-

श्रीधनपालप्रणीतः

# श्रीऋषभपञ्चाशिका-वीरस्तुतिद्वयरूपकृतिकलापः

टीकाप्रस्तावनादिसमलङ्कृतः ।



भाण्डारकरप्राच्यविद्यासंशोधनमन्दिरेऽर्धमागध्यध्यापकेन

## कापडियेत्युपाह्वश्रीरसिकदासतनुजनुषा प्रो. हीरालालेन

गूर्जरभाषानुवादविवरणादिपरिष्कृतः

संशोधितश्च ।



प्रकाशयित्री—

## जीवनचन्द्र साकरचन्द्र जह्वेरीद्वारा

श्रेष्ठि देवचन्द लालभाइ जैनपुस्तकोद्धारसंस्था ।



प्रथमं संस्करणम् ।



विक्रमात् १९८९ ] वीरात् २४५९ । [ क्राइष्टाब्द १९३३

प्रतिसङ्ख्या १२५० । रु०ी-०-० पण्यं रूप्यकचतुष्कम् ।

जैनाचार्य खरतरगच्छगगननभोमणि १००८ श्रीमज्जिनकृपाचन्द्रसूरीश्वर.



जन्म सं० १९१३.　　दीक्षा सं० १९३६.　　सूरिपद सं० १९७२.



श्रीपार्श्वजिनेश्वराय नमः

# આમુખ.

શેઠ દેવચંદ લાલભાઇ જૈનપુસ્તકોદ્ધારે ગ્રન્થાંક ૮૩ તરીકે શ્રીશોભન મુનિરાજના વડીલ બન્ધુ પરમ-આર્હત કવીશ્વર શ્રીધનપાલવિરચિત ઋષભપંચાશિકા બે ટીકાઓ સહિત તથા વીરસ્તુતિ-યુગલ અવચૂર્ણિ સહિત આ ગ્રંથમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે.

આ ગ્રન્થ શ્રીમતી આગમોદય સમિતિ તરફથી પ્રસિદ્ધ કરવા વિચાર હતો, પરંતુ બીજા ગ્રન્થો ચાલુ હોવાથી શેઠ. દે૦ લા૦ જૈન પુ૦ ફંડમાંથી બહાર પાડયો છે.

ગ્રન્થનું સંશોધનાદિ કાર્ય સુરતવાસ્તવ્ય પ્રોફેસર હીરાલાલ રસિકદાસ કાપડિયા M. A. દ્વારા કરાવવામાં આવ્યું છે. એઓએ પોતાના લેખમાં ગ્રન્થકાર આદિ સંબંધે ઉલ્લેખ કર્યો હોવાથી વિશેષ લખવું ઉચિત ધાર્યું નથી.

આ ગ્રન્થમાં જેમણે જેમણે અમોને સહાયતા કરીછે તે સર્વેનો આ સ્થલે અંતઃકરણથી ઉપકાર માનિયે છિયે.

શ્રીઆગમોદય સમિતિના કાર્યવાહકોએ આ ગ્રન્થ પ્રસિદ્ધ કરવા માટે અમોને આપ્યો, જે બદલ સમિતિના કાર્યવાહકોનો ઉપકાર માનિયે છિયે.

સુરત-ગોપીપુરા,<br>વિ. સં. ૧૯૮૯,<br>જેષ્ઠ શુકલ પૂર્ણિમા,<br>જુન સને ૧૯૩૩,



જીવણચંદ સાકરચંદ જવેરી<br>અને<br>અન્ય માનદ સંચાલકો.





## વિષયાનુક્રમ.





# સમર્પણ.

જેસલમેર પ્રાચીન જૈન ગ્રન્થભંડારમાં રહેલા અમૂલ્ય ગ્રન્થોના
ઉદ્ધારક, અપ્રસિદ્ધ તાત્વિક ગ્રન્થોના પ્રકાશનકાર્યના
પ્રેરક અને અમારી પ્રાચીન ગ્રન્થ પ્રકાશન
સંસ્થાના સહાયક,

પરમ પૂજ્ય

ખરતરગચ્છગગનનભોમણિ

ભટ્ટારક ૧૦૦૮ આચાર્ય મહારાજ

## શ્રીમજ્જિનકૃપાચન્દ્રસૂરીશ્વરજીનું

નામ

આ શ્રીધનપાલીય કૃતિકલાપ સાથે નિયુક્ત કરી
અંશતઃ કૃતાર્થ થઇયે છિયે.

સુરત–ગોપીપુરા,
વિ. સં. ૧૯૮૯,
જેષ્ઠ શુકલ પૂર્ણિમા,
જુન સને ૧૯૩૩.

જીવણચંદ સાકરચંદ જવેરી
અને
અન્ય માનદ સંચાલકો.



**શ્રી શીતલવાડી શ્રીમજ્જિનદત્તસૂરિ જ્ઞાનભંડાર.**

શ્રીમજ્જિનકૃપાચન્દ્રસૂરીશ્વરના ઉપદેશથી સુરતવાસ્તવ્ય ઝવેરી ભગુભાઇસુત પાનાચંદ તથા મોતીચંદ ભાઇઓએ સ્વદ્રવ્યવડે વિ૦ સં૦ ૧૯૭૫ ના વૈશાખ શુદિ ૬ ના રોજે સ્થાપ્યો.

આનંદ પ્રેસ—ભાવનગર.

# સંપાદકીય નિવેદન

ગ્રન્થનું કલેવર મોટું હોય કે નાનું હોય તોપણ પ્રસ્તાવના તો જરૂર ગ્રન્થની લખવી જોઇએ એવો વિદ્વજ્જનોનો અભિપ્રાય છે તેમજ શિષ્ટાચાર છે એ વાતને ધ્યાનમાં લઇને હું પણ આ કવિરાજ **ધનપાલે** રચેલી **ઋષભપંચાશિકા** આદિ મનોહર કૃતિઓની પ્રસ્તાવના લખવાનો પ્રારંભ કરૂં છું. તેમાં સૌથી પ્રથમ તો મારે એ નિવેદન કરવું જોઇએ કે લગભગ સાતેક વર્ષ ઉપર હું **શ્રીઋષભદેવ**ની સ્તુતિરૂપ આ **ઋષભ-પંચાશિકા** નામના [1]કાવ્યનું **કાવ્યમાલા**ના સપ્તમ ગુચ્છકમાં દર્શન કરવા ભાગ્યશાળી થયો હતો. તે સમયે આ અનુપમ કાવ્યનું મહત્ત્વ હું પૂરેપૂરૂં સમજી શક્યો હતો નહિ, પરંતુ સમય જતાં આ કાવ્યના કર્તાના સંબંધમાં વિશેષ માહિતી મળવાથી અને ખાસ કરીને આ સ્તુતિ તરફ કલિકાલ-સર્વજ્ઞ **શ્રીહેમચન્દ્રસૂરિ** પણ બહુમાનથી જોતા હતા એ વાતથી **કુમારપાલ-પ્રબંધ** વાંચતાં વાકેફગાર થવાથી મને આ કાવ્યનું સાંગોપાંગ અધ્યયન કરવાનું વિશેષ મન થયું.

સપ્તમ ગુચ્છકમાં આપેલ આ કાવ્ય તેમજ તેની સંસ્કૃત [2]છાયા ઉપરથી કવિરાજનો પૂર્ણ આશય સમજી શકાવો મુશ્કેલ જણાયાથી આ કાવ્યની ટીકા કે અવચૂરિ જેવું કોઇ સાધન હોય તો તે મેળવવા મેં પ્રયાસ કર્યો. આના પરિણામે મને ખબર પડી કે વિ. સં. ૧૯૬૯ માં 'જૈનધર્મ પ્રસારક સભા' તરફથી આ કાવ્યની એક અવચૂરિ તેમજ તેનું ગુજરાતી ભાષાન્તર પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. એ પુસ્તક મને મળતાં કવિરાજની આ કૃતિની ખૂબી મને વિશેષ સમજાવા લાગી. છતાં પણ આવા અપૂર્વ કાવ્યના ઉપર કોઇ વિસ્તૃત ટીકા હોય તો તે જોવા મને સહજ જિજ્ઞાસા ઉદ્‌ભવી. સાથે સાથે એવો પણ વિચાર સ્ફુરી આવ્યો કે જો એવી કોઇ ટીકા પ્રાપ્ત થાય તો તેના આધારે આ કાવ્યને અંગે શબ્દાર્થ અને પદ્યાર્થ તૈયાર કરવા ઉપરાંત તેનું સ્પષ્ટીકરણ પણ તૈયાર કરવું કે જેથી તેના અભ્યાસીને વિશેષ સુગમતા થઇ પડે.

**જૈન ગ્રન્થાવલી**માં આ કાવ્યને લગતી કઇ કઇ ટીકાઓ કે અવચૂરિઓ સંબંધી ઉલ્લેખ છે તે જાણવા મેં એ ગ્રન્થ હાથમાં લીધો. એના ૨૮૧ મા પૃષ્ઠમાં નીચે મુજબનો ઉલ્લેખ મારા જોવામાં આવ્યો:-

| નામ | શ્લોક | કર્તા | રચ્યાનો સંવત્ | ક્યાં છે? |
|---|---|---|---|---|
| **ધનપાલ પંચાશિકા** | | **ધનપાલ** | | પૂ. |
| વૃત્તિ | ૧૧૦૦ | **દેવભદ્રશિષ્ય પ્રભાનન્દ** | | પૂ. પા. ૨-૫ |
| વૃત્તિ (સંક્ષિપ્ત) | | | | પૂ. |
| અવચૂરિ | | **ધર્મશેખરોપાધ્યાય** | | પા. ૩ |
| અવચૂરિ (બીજી) | ૩૩૬ | **નેમિચન્દ્ર** | | પા. ૪ |

આ પ્રમાણેની માહિતી મળતાં મે શ્રીયુત **જીવણચંદ સાકરચંદ ઝવેરીને** આ પુસ્તક શ્રીમતી **આગમોદય સમિતિ** તરફથી છપાવી બહાર પાડવા સૂચના કરી. તેમણે તે વાત આગમોદ્ધારક જૈનાચાર્ય **શ્રીઆનન્દસાગરસૂરિને** લખી જણાવી. તેમની સંમતિ મળતાં શ્રીયુત જીવણચંદની સૂચના મુજબ મેં આ ગ્રન્થ ધીરે ધીરે તૈયાર કરવા માંડ્યો. આ ગ્રન્થના ભાષાન્તરાદિકનો પ્રારમ્ભ મેં ઇ. સ.

---

૧-૨ સપ્તમ ગુચ્છકમાં છપાયલા આ કાવ્યમાં અને આની છાયામાં ઘણે સ્થળે અશુદ્ધિઓ જોવામાં આવે છે. **પ્રભાવક-ચરિત્ર** (નિર્ણયસાગર મુદ્રણાલયમાં ઇ. સ. ૧૯૦૯ માં છપાયેલી આવૃત્તિ)માં પણ આવી અનેક સ્ખલનાઓ નજરે પડે છે. આથી બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થતી વેળા એ તરફ વિશેષ ધ્યાન આપવા તેના સંપાદકને મારી નમ્ર વિજ્ઞપ્તિ છે.

૧૯૨૫ ના એપ્રિલ માસમાં કર્યો હતો. તે અરસામાં શ્રીયુત જીવણચંદે મને **જૈનાનન્દ પુસ્તકાલય** (સુરત)માંથી આ કાવ્યની શ્રીપ્રભાનંદસૂરિકૃત ટીકાની એક પ્રતિ મંગાવી આપી હતી. સમય જતાં તેમના દ્વારા મને ઉપર્યુક્ત ટીકાની બીજી બે પ્રતિઓ મળી. તેમાંની એક તો અમદાવાદના વિદ્યાશાળાના ભંડારની હતી, જ્યારે બીજી પ્રતિ મહોપાધ્યાય મુનિરાજ **વીરવિજયજી**ના શાસ્ત્ર-સંગ્રહની (છાણીના ભંડારની) હતી. આ ઉપરાંત આ બંને સ્થળેથી મને શ્રીહેમચંદ્રગણિકૃત અવચૂરિની પણ એક એક પ્રતિ પ્રાપ્ત થઇ હતી. વિશેષમાં શ્રીવિજયસિદ્ધિસૂરિ તરફથી કર્તાના નામ વિનાની આ કાવ્યની અવચૂરિની એક પ્રતિ મળી હતી. આ અવચૂરિની એક બીજી પ્રતિ મને **અમદાવાદના વિદ્યાશાળાના** ભંડારમાંથી મળી હતી. આ અવચૂરિનો શ્રીહેમચંદ્રગણિકૃત અવચૂરિમાં અંતર્ભાવ થતો હોવાથી આ અવચૂરિ અત્ર પ્રસિદ્ધ કરવામાં આવી નથી. આ સંક્ષિપ્ત અવચૂરિ ઉપરથી શ્રીહેમચંદ્રગણિએ મોટી અવચૂરિ તૈયાર કરી હશે કે એમણે રચેલી અવચૂરિ ઉપરથી આ અવચૂરિ રચવામાં આવી હશે એનો નિર્ણય કરવા મેં યથાયોગ્ય સાધનના અભાવે પ્રયાસ કર્યો નથી.

આ બધી પ્રતિઓ ઉપરાંત શ્રીયુત જીવણચંદે મને ભાણ્ડારકર પ્રાચ્યવિદ્યાસંશોધન મન્દિર (પુના)-માંથી ઉપાધ્યાય શ્રીધર્મશેખરકૃત અવચૂરિની એક પ્રતિ મેળવી આપી હતી.[1] એ પ્રતિના પત્રની સંખ્યા સાતની છે અને એનું પ્રમાણ ૩૩૬ શ્લોક જેટલું છે. વિશેષમાં આ અવચૂરિમાં એ વિશેષતા છે કે આમાં સંસ્કૃત અવચૂરિ હોવા ઉપરાંત એ અવચૂરિનો ગૂર્જર ગિરામાં અનુવાદ પણ અવચૂરિકારે આપ્યો છે. આ વાતની એ પ્રતિની અન્તમાં આપેલો અને ૧૯૮ મા પૃષ્ઠમાં છપાયેલો નીચે મુજબનો ઉલ્લેખ સાક્ષી પૂરે છેઃ—

**"इति श्रीधर्मशेखरमहोपाध्यायविरचिता बालावबोधाय ऋषभपञ्चाशिकासंस्कृत-प्राकृतावचूरिः सम्पूर्णा ॥ ग्रन्थसंख्या ॥ ३३६ ॥"**

શ્રીનેમિચન્દ્ર મુનિરાજે રચેલી અવચૂરિની પ્રતિ પ્રકાશક મહાશય મેળવી શક્યા નહિ, પરંતુ **ઋષભ-પંચાશિકા**ના લગભગ પંદરેક ફૉર્મ છપાઈ ગયા હતા તેવામાં ઇતિહાસતત્ત્વમહોદધિ જૈનાચાર્ય શ્રીવિજયેન્દ્રસૂરિનું મુંબાઇમાં ચાતુર્માસ્ય માટે આગમન થયું અને પ્રસંગવશાત્ આ અવચૂરિ વિષે વાત નીકળી. તેમણે તરત જ 'શ્રીવિજયધર્મલક્ષ્મીજ્ઞાનભંડાર' (આગ્રા)થી એની પ્રતિ મંગાવી આપી પોતાની સાહિત્યરસિકતાનો સાક્ષાત્કાર કરાવ્યો.

આ પ્રતિઓમાંથી શ્રીપ્રભાનંદસૂરિએ રચેલી ટીકાની મુદ્રણાલય-પુસ્તિકા (પ્રેસ-કૉપી) તૈયાર કરવામાં જૈનાનન્દપુસ્તકાલય તરફથી મળેલી પ્રતિનો ઉપયોગ કરવામાં આવ્યો હતો અને તેનું સંશોધન કરવામાં મેં અમદાવાદના વિદ્યા-શાળાની પ્રતિનો આધાર લીધો હતો. એ બે પ્રતિઓને અત્ર અનુક્રમે क અને ख સંજ્ઞા આપવામાં આવી છે. આ ઉપરાંત આ ટીકાની છાણીના ભંડારમાંથી મળેલી પ્રતિનો મેં શંકાગ્રસ્ત સ્થળોમાં જ ઉપયોગ કર્યો છે અને મેં તેને ग સંજ્ઞા આપી છે.

આવી રીતે શ્રીહેમચન્દ્રગણિકૃત અવચૂરિની પ્રેસ-કૉપી છાણીના ભંડારમાંથી મળેલી પ્રતિ ઉપરથી તૈયાર કરવામાં આવી હતી, અને એના સંશોધન માટે અમદાવાદની વિદ્યાશાળાની પ્રતિનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. એ પ્રતિઓને અત્ર क અને ख સંજ્ઞા આપવામાં આવી છે.

**ઋષભ-પંચાશિકા**ના બીજી વારના શોધન-પત્ર (પ્રુફ)ની એક નકલ શ્રીવિજયમેઘસૂરિ ઉપર મોકલવામાં આવતી અને તે તેઓ તપાસી મોકલાવતા. આ પ્રમાણે પાંચ ફૉર્મ છપાઇ ગયા એટલામાં વિહારાદિ કારણને લઇને તેમના ઉપર પ્રુફો મોકલવાનું માંડી વાળવામાં આવ્યું અને એ કાર્ય માટે દક્ષિણવિહારી મુનિવર્ય શ્રીઅમરવિજયના ચતુર શિષ્ય-રત્ન શ્રીચતુરવિજયને વિનતિ કરવામાં આવી.

---

૧ આ પ્રમાણે વિવિધ પ્રતિઓ મેળવી આપવામાં તેમને જે પરિશ્રમ ઊઠાવ્યો હતો તે તેમનો જૈન-સાહિત્ય તરફનો પ્રેમ દર્શાવે છે.

તેમણે તે સ્વીકારી. મને નિવેદન કરતાં આનંદ થાય છે કે લગભગ આ સંપૂર્ણ ગ્રંથ છપાયો ત્યાં સુધી પ્રૂફ તપાસી મોકલવામાં તેમજ પ્રાસંગિક સૂચનાઓ કરવામાં તેમણે પરિશ્રમ સેવ્યો છે. વિશેષમાં ૧૬૬ મા પૃષ્ઠમાં જે અવચૂર્ણિનો પ્રારંભ કરવામાં આવ્યો છે તે પોતાની પ્રતિને આધારે લખી મોકલાવવાનું શુભ કાર્ય આ મુનિવરે કર્યું હતું. આ પૃષ્ઠમાં 'પૂર્વમુનિવર્યસૂત્રિતા અવચૂરિ' એ શીર્ષક દ્વારા જે અવચૂરિ આપવામાં આવી છે તે બીજી કોઇ નહિ, પણ "જૈન ધર્મ પ્રસારક સભા" તરફથી બહાર પડેલી **ધનપાલ-પંચાશિકા**માં છપાયેલી અવચૂરિ છે. આની એક પ્રતિ બર્લિન (Berlin)માં હોવાનું મને માલૂમ પડતાં પ્રો. **નોબેલ** સાથે મેં એ સંબંધમાં પત્ર-વ્યવહાર કર્યો હતો, પરંતુ પ્રતિની નકલ ઉતરાવી લેવા જેટલી અનુકૂળતા પ્રાપ્ત થઇ શકી હતી નહિ.

આ ઉપરાંત સંશોધનાર્થે પ્રકાશક તરફથી અમદાવાદના ડહેલાના ભંડારની પાંચ પત્રની અને આથી પ્રાચીન જણાતી એક પ્રતિ મને પૂરી પાડવામાં આવી હતી. એ વિશેષ શુદ્ધ હોવાથી પ્રથમ પ્રતિ ઉપરથી તૈયાર કરેલી મુદ્રણાલય-પુસ્તિકામાંના સંદિગ્ધ સ્થળોનું નિરસન કરવામાં એ ઉપયોગી થઇ પડી હતી.

વિ. સં. ૧૫૨૨ માં રચાયેલી એક અવચૂરિની પ્રતિ મને પ્રવર્તક **કાંતિવિજયજી** તરફથી જોવા મળી હતી. અત્ર છપાયેલી અવચૂરિ કે અવચૂર્ણિ પૈકી કોઇ પણ સાથે એનું સર્વથા સામ્ય નથી એ વિશેષતા છે. આ ઉપરાંત એક બીજી પણ અવચૂરિની પ્રતિ પ્રવર્તકજીના ભંડારમાં છે, પરંતુ તે પણ છપાયેલી કોઇ પણ અવચૂરિ સાથે સર્વાંગે મળતી આવતી નથી. આથી આવી છૂટીછવાયી અનેક અવચૂરિઓ શિષ્યના અભ્યાસાર્થે તેમના ગુરુવર્યને હાથે રચાયાનું અનુમાન કરાય છે.

**શ્રીવીર-સ્તુતિની સામગ્રી—**

આ ગ્રન્થમાં મુદ્રિત **શ્રીવીર-સ્તુતિ**ની સામગ્રી મને કેમ પ્રાપ્ત થઇ તેનું પણ દિગ્દર્શન કરાવવું અસ્થાને નહિ ગણાય. આગમોદ્ધારક વિદ્વદ્રત્ન **શ્રીઆનન્દસાગરસૂરિ**એ **શ્રીશોભન-સ્તુતિ**નો મારો ઉપોદ્ઘાત તપાસતી વેળા આ સ્તુતિ સંબંધી નિર્દેશ કર્યો. આ સ્તુતિ પણ **શ્રીશોભન** મુનીશ્વરના વડીલ બંધુ **શ્રીધનપાલ**ની છે કે અન્ય કોઇ **ધનપાલ**ની કૃતિ છે તે વાત મે **પ્રભાવકચરિત્ર** (પૃ૦ ૨૩૮) ઉપરથી વિચારી લીધી. એની હસ્ત-લિખિત પ્રતિ મેળવવા માટે પ્રથમ મે સૂરિજીને એ વિષે પૂછાવ્યું તો તેમણે જૈનાનન્દ પુસ્તકાલય (સુરત)માં તે હોવાનું મને જણાવ્યું. ત્યાંના કાર્યવાહકોએ મને જે પ્રતિ મોકલવા કૃપા કરી તે અવચૂરિ સહિત હતી. એને અત્ર **ख** સંજ્ઞા આપવામાં આવી છે. એની બીજી પ્રતિ મેળવી આપવા માટે મેં પ્રકાશક મહોદયને સૂચના કરી. તેમણે અન્યાન્ય ભંડારોના કાર્યવાહકો ઉપર પત્ર લખ્યો, પરંતુ ફક્ત અમદાવાદના ડહેલાના ભંડારમાંથી તેની એક પ્રતિ માત્ર મળી શકી. એ પ્રતિ પ્રાચીન હતી એટલું જ નહિ, પરંતુ એમાં જે અવચૂરિ આપેલી હતી તેમાં પાઠ-ભિન્નતાને સ્થાને પાઠ-અધિકતા મારા જોવામાં આવી. એટલે કે પ્રથમ પ્રતિગત સમગ્ર અવચૂરિનો એમાં અન્તર્ભાવ થતો મે જોયો. પાઠ-આધિક્ય મોટે ભાગે પર્યાયવાચી શબ્દોની અધિકતાને આભારી જણાયું. આ અધિકતા { } આવા કૌંસો દ્વારા મેં સૂચન કરી છે. એ પ્રતિની સંજ્ઞા **क** રાખવામાં આવી છે.

આ સ્તુતિની મૂળ તેમજ અવચૂરિ સહિતની પ્રેસ-કૉપી પ્રથમ પ્રતિના આધારે તૈયાર કરી મેં સાક્ષર-રત્ન આચાર્યવર્ય **શ્રીઆનન્દસાગરસૂરિ** ઉપર મોકલાવી. તેમણે મારી વિજ્ઞપ્તિ અનુસાર મૂળ ગાથાઓની છાયા લખી મોકલાવી. તે પાછી મળી તે અરસામાં મને અમદાવાદથી ઉપર સૂચવાયેલી એક પ્રતિ મળી. આટલી સામગ્રી પ્રાપ્ત થતાં મેં **ઋષભપંચાશિકા**દિની જેમ આ **શ્રીવીરસ્તુતિ** માટે શબ્દાર્થ પદ્યાર્થ અને સ્પષ્ટીકરણ તૈયાર કરવા માંડ્યાં. નિર્ણયસાગર મુદ્રણાલયમાં તે છપાવાની તૈયારી હતી તેવામાં રૉયલ એશિયાટિક સોસાયટી (મુંબઈ)ના પુસ્તકાલયમાં આ સ્તુતિની સાવચૂરિક પ્રતિ મારા જોવામાં આવી.

અત્ર ग તરીકે નિર્દેશેલ એ પ્રતિ સાથે મુદ્રણાલય-પુસ્તિકા મેળવતાં મને માલૂમ પડ્યું કે લગભગ અક્ષરશઃ એ સુરતની પ્રતિ સાથે મળતી આવે છે. ख, क અને આ પ્રતિ ઉપરાંત મને મુદ્રણ-સમયે જૈનાચાર્ય શ્રીવિજયવલ્લભસૂરિના વિનેય-રત્ન શ્રીવિચક્ષણવિજય તરફથી એક પત્રની પ્રાચીન પ્રતિ પણ મળી હતી. એને મેં અત્ર घ તરીકે ઓળખાવી છે. એમાં કવચિત્ { }માં દર્શાવેલ અધિક પાઠ નજરે પડે છે. એનાથી પ્રાચીન પ્રતિ મારા જોવામાં આવી નથી.

આ શ્રીવીરસ્તુતિનું પહેલી વારનું પ્રુફ હું તપાસી રહ્યો હતો તેવામાં "જૈન સાહિત્ય સંશોધક" (અં. ૩, ખં. ૩) ત્રૈમાસિક મારા વાંચવામાં આવ્યું. આમાં મૂળ કૃતિ ઉપરાંત વ્યાકરણતીર્થ પં. બેચરદાસ તરફથી તૈયાર કરાયેલું વિવેચન પણ મારા જોવામાં આવ્યું. य અને ज તથા न અને ण એના વિનિમય ઉપરાંત અનુસ્વારની ન્યૂનાધિકતા તરફ મારી દૃષ્ટિ ગઇ, પરંતુ પાઠાન્તર તરીકે તેનો નિર્દેશ ભાગ્યે જ કરતાં વસ્તુતઃ પાઠ-ભિન્નતા તરફ મેં ધ્યાન આપ્યું, કેમકે પ્રાકૃત ભાષામાં ઉપર્યુક્ત વિશિષ્ટતાઓ સુપ્રસિદ્ધ છે.

ખાસ કરીને ૧૫ માથી ૧૭ મા પદ્યોમાંનાં પાઠાન્તરો નોંધવા લાયક જણાયાં. આ ઉપરાંત પંડિત-જીના વિવેચનમાં અવચૂરિકારે નહિ સૂચવેલ એવા પણ કેટલાક અર્થો દૃષ્ટિગોચર થયા. વિશેષમાં તેમણે પ્રાકૃત શબ્દનું મૂળ સંસ્કૃત કેવી રીતે બને છે તે દર્શાવવા સૂચવેલ સિદ્ધ-હૈમ વ્યાકરણના આઠમા અધ્યાયનાં સૂત્રોનો પ્રાકૃતના અલ્પ અભ્યાસીઓને માટે નિર્દેશ કરવો મને આવશ્યક લાગ્યો.[1] આથી મુદ્રણાલયમાંથી પુસ્તિકા પાછી લાવી તેમાં મેં યથાયોગ્ય ફેરફાર કર્યો. આવી પરિસ્થિતિમાં હું તેમનો ઉપકાર માનું છું. વિશેષમાં તેમણે તૈયાર કરેલ વિવચન માટે હું તેમને ધન્યવાદ આપું છું અને તેઓ એ વિવેચન મારા કરતાં પ્રથમ પાઠક-વર્ગ સમક્ષ રજુ કરી શક્યા તે બદલ તેમને તેમજ જૈન સાહિત્ય સંશોધકના સંપાદક મહાશયને પણ અભિનન્દન આપું છું.

સદ્ભાગ્યે આ ગ્રન્થમાં એક જ કવિની ત્રીજી કૃતિનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. આ પણ શ્રીવીર પરમાત્માની સ્તુતિ છે. તે અતિશય લઘુ છે, છતાં અર્થ-ગૌરવ અને વિષય-સૂચનની અપેક્ષાએ તો એ મહત્ત્વ-પૂર્ણ છે. આની એક પ્રતિ મને પ્રવર્તકજીના સાહિત્ય-વિલાસી શિષ્ય-રત્ન શ્રીચતુરવિજય દ્વારા મળી હતી. અન્યત્ર આ પ્રતિ માટે મેં તપાસ કરી, પરંતુ તેમાં મને સફળતા મળી નહિ.

આ પ્રમાણે જે વિવિધ વિબુધોએ પ્રાચીન સાહિત્યોદ્ધારના પુણ્યમય કાર્યમાં પ્રતિ વગેરેની સહાયતા કરી મને ઋણી કર્યો છે તે બદલ હું તેમનો હાર્દિક ઉપકાર માનું છું.

અંતમાં આ કાર્યમાં જે ત્રુટિઓ જણાતી હોય તે માટે સાક્ષર-સમૂહની ક્ષમા યાચતો તેમજ તેમની તરફથી તદંશે સૂચનાઓની આકાંક્ષા રાખતો હું વિરમું છું.

ભગતવાડી, ભૂલેશ્વર,<br>મુબાઇ,<br>આષાઢ કૃષ્ણ એકાદશી<br>વિ. સં. ૧૯૮૬.

મુમુક્ષુ<br>હીરાલાલ રસિકદાસ કાપડિયા.

૧ રૂપ-સિદ્ધિના શીર્ષક હેઠળ મેં પંડિતજીની જેમ ફક્ત સૂત્રાંકનો નિર્દેશ ન કરતાં તે સૂત્ર અર્થ સહિત સૂચવવા ઉપરાંત રૂપની સંપૂર્ણ સિદ્ધિ માટે આવશ્યક અન્ય સૂત્રો પણ નિર્દેશ્યાં છે. આ કાર્યમાં મારી અલ્પજ્ઞતાને લઇને જો કોઇ દોષ ઉપસ્થિત થયા હોય તો તે બદલ હું સાક્ષર-સમૂહની ક્ષમા યાચું છું.



સૈલાના—નરેશ પ્રતિબોધક

આગમોદ્ધારક આગમવ્યાખ્યાપ્રજ્ઞ

આચાર્યમહારાજ ૧૦૦૮ શ્રીમાન્

## શ્રીઆનંદસાગર—સૂરીશ્વરજી

સંગૃહીત શાસ્ત્ર ગ્રંથોનુ

### શ્રીજૈન-આનંદ-પુસ્તકાલય.

ગોપીપુરા, સુરત.

સ્થાપના—વીર સંવત્ ૨૪૪૫. વિક્રમ સંવત્ ૧૯૭૫ ક્રાઈસ્ટ સને ૧૯૧૯

# પ્રસ્તાવના

આ પ્રસ્તાવના દ્વારા શ્રીઋષભ-પંચાશિકાદિ હૃદયંગમ કાવ્યો રચનારા કવીશ્વર ધનપાલના જીવન-વૃત્તાન્ત પરત્વે તેમજ તેમની અન્યાન્ય કૃતિઓના સંબંધમાં સાધન અનુસાર યથામતિ ઉલ્લેખ કરવા પ્રવૃત્ત થાઉં છું. તેમાં પ્રથમ કવિરાજના ચરિત્ર ઉપર પ્રકાશ પાડનારાં સાધનોનો નીચે મુજબ નિર્દેશ કરૂં છું.

| | ગ્રન્થ | રચના-સમય |
| --- | --- | --- |
| (૧) | પાઇઅલચ્છીનામમાલા | વિ. સં. ૧૦૨૯ |
| (૨) | તિલકમજરીની અવતરણિકા (શ્લો૦ ૫૧-૫૩) | ૧૧ મી શતાબ્દી |
| (૩) | શ્રાવકવિધિ | " " |
| (૪) | શ્રીધનપાલકૃત શોભન-સ્તુતિની ટીકા | " " |
| (૫) | શ્રીપ્રભાચન્દ્રસૂરિકૃત પ્રભાવકચરિત્રગત શ્રીમહેન્દ્ર-પ્રબધ | વિ. સં. ૧૩૩૪ |
| (૬) | શ્રીમેરુતુંગસૂરિકૃત પ્રબન્ધચિન્તામણિ | વિ. સં. ૧૩૬૧ |
| (૭) | શ્રીજિનકુશલસૂરિકૃત ચૈત્યવંદનકુલકવૃત્તિ (પત્રાંક ૯૩-૯૭) | વિ. સં. ૧૩૮૩ |
| (૮) | શ્રીસંઘતિલકસૂરિકૃત સમ્યક્ત્વસપ્તતિટીકા | વિ. સં. ૧૪૨૨ |
| (૯) | શ્રીજિનમંડનગણિકૃત કુમારપાલપ્રબન્ધ | વિ. સં ૧૪૯૨ |
| (૧૦) | શ્રીરત્નમન્દિરગણિકૃત ભોજપ્રબંધ (લિ. ૩૬ થી ૪૦ અધિ. ૫) | વિ. સં. ૧૫૧૭ |
| (૧૧) | શ્રીઇન્દ્રહંસગણિકૃત ઉપદેશ-કલ્પવલ્લી (પૃ૦ ૧૬૬-૧૭૫) | વિ. સં. ૧૫૫૫ |
| (૧૨) | શ્રીહેમવિજયગણિકૃત કથારત્નાકર (ત૦ ૫, ક૦ ૩૭) | વિ. સં. ૧૬૫૭ |
| (૧૩) | શ્રીજિનલાભસૂરિરચિત આત્મપ્રબોધ (પ્ર૦ ૧) | વિ. સં. ૧૮૦૪ |
| (૧૪) | શ્રીવિજયલક્ષ્મીસૂરિવિરચિત ઉપદેશપ્રાસાદ (ભા. ૧, વ્યા. ૨૩) | વિ. સં. ૧૮૪૩ |

ઉપર્યુક્ત [1]સાધનો પૈકી જેટલાં હસ્તગત થયાં હતાં તે મુજબ કવિવર્ય ધનપાલના જીવનની રૂપ-રેખા પ્રસંગવશાત્ શ્રીશોભન મુનીશ્વરનો જીવનવૃત્તાંત આલેખતી વેળા મેં રજુ કરી છે આથી એ સંબંધમાં વિશેષતારૂપે એક બે હકીકતોનો અત્ર ઉલ્લેખ કરવામાં આવે છે.

**ધનપાલનો સત્તાસમય—**

**તિલકમંજરી**ના ૪૩ માથી ૪૯ મા સુધીનાં પદ્યોમાં ધનપાલે પોતાના આશ્રયદાતા ભોજ નરેશ્વરના પ્રભાવનું વર્ણન કર્યું છે. એ ભોજનો સત્તાસમય ઇ. સ ૧૦૧૮ થી ઇ. સ. ૧૦૬૦ નો મોટે ભાગે મનાય છે. આ ઉપરથી પણ ધનપાલ વિક્રમની અગ્યારમી શતાબ્દીમાં થઇ ગયા એ હકીકતને પુષ્ટિ મળે છે. વિશેષમાં પ્રભાવકચરિત્રમાં સૂચવાયું છે તેમ વાદિવેતાલ શ્રીશાંતિસૂરિએ તિલકમંજરીનું સંશોધન કરેલું છે.[2]

---

૧ શાહ હીરાચદ કકલભાઇ તરફથી "ચમત્કારિ સાવચૂરિ સ્તોત્રસગ્રહ તથા વંકચૂલિયા સૂત્ર-સારાંશ" નામે જે પુસ્તક વિ. સં. ૧૯૭૯ માં પ્રસિદ્ધ થયેલ છે તેમાં વિદ્વદ્-ગોષ્ઠી પૃ. ૧૨-૧૪ માં આપેલ છે. એમાં ધનપાલના મુખે "येषां न विद्या" વાળું પદ્ય બોલાયાનો ઉલ્લેખ કરાયો છે. મુબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતા તરફથી તૈયાર કરાવાયેલ "ગુજરાતી ત્રીજી ચોપડી"માં 'પશુઓના પંચમાં વાદવિવાદ' નામની જે કવિતા છે તેની સાથે એ વિદ્વદ્-ગોષ્ઠીની સંતુલના કરી શકાય તેમ છે.

૨ વિચારો નિમ્નલિખિત પદ્યો:—

"अथासौ गूर्जराधीशकोविदेशशिरोमणिः ।<br>
वादिवेतालविशदं श्रीशान्त्याचार्यमाह्वयत् ॥ २०१ ॥<br>
अशोधयदिमां चासावुत्सूत्राणां प्ररूपणात् ।<br>
शब्दसाहित्यदोषास्तु सिद्धसारस्वतेषु किम् ? ॥ २०२ ॥"

એ આચાર્યનો અસ્તકાળ ત્યાં [1]શ્રીશાન્તિસૂરિપ્રબન્ધમાં વિ. સં. ૧૦૯૬ નો દર્શાવાયો છે. આથી પણ ઉપર્યુક્ત ઉલ્લેખનું વિશેષ સમર્થન થાય છે.

**ઋષભપંચાશિકા અને પ્રાકૃત ભાષાની વિશિષ્ટતાઓ—**

કવીશ્વર ધનપાલકૃત **શ્રીઋષભ-પંચાશિકા** પ્રાકૃત ભાષામાં રચાયેલી હોવાથી એ ભાષાની કેટલીક વિશિષ્ટતાઓ આ સ્તુતિ-કાવ્યમાં નજરે પડે તે સ્વાભાવિક છે.

પ્રાકૃતના અભ્યાસીઓને સુવિદિત છે તેમ પ્રાકૃતમાં સંસ્કૃતની જેમ દ્વિવચનને માટે સ્થાન નથી. એથી કરીને તો દ્વિવચનને બદલે બહુવચનનો પ્રયોગ કરવામાં આવે છે.[2] આ વાતને સૂચવવા માટે સાતમા પૃષ્ઠમાં "**वहुवयणे दुव्वयणं**" એવો નિર્દેશ કરવામાં આવ્યો છે. આ પંક્તિ **શ્રીશાંતિસૂરિ**કૃત **ચેઇયવંદણમહાભાસ**ના નિમ્ન-લિખિત ૨૯૮ મા પદ્યના પ્રથમ પદ (ચરણ)રૂપે નજરે પડે છે:—

"**बहुवयणे दुव्वयणं, छट्ठिविभत्तीइ भन्नइ चउत्थी ।**
**जह हत्था तह पाया, नमुत्थु देवाहिदेवाणं ॥ २९८ ॥**"

વિશેષમાં આ પદ્ય **નવતત્ત્વપ્રકરણ**ની નિમ્ન-લિખિત—

"**सा उच्चगोअमणुदुगसुरदुगपंचिंदियजाइपणदेहा ।**
**आइतितणूणुवंगा आइमसंघयणसंठाणा ॥**"

—ગાથાની **શ્રીદેવેન્દ્રસૂરિ**કૃત વૃત્તિમાં અવતરણરૂપે નજરે પડે છે (જુઓ **નવતત્ત્વસાહિત્યસંગ્રહ**નું ૧૭ મું પૃષ્ઠ). **નવતત્ત્વપ્રકરણ**ના ભાષ્યની ૫૫ મી ગાથાના **શ્રીયશોદેવ** ઉપાધ્યાયકૃત વિવરણમાં "**बहुवयणेन दुवयणं**" એવો ઉલ્લેખ છે.

**દ્વિવચનને બદલે બહુવચન—**

દ્વિતીય પદ્યમાંના '**वरनाणदंसणसिरीणं**' એમાં દ્વિવચનને સ્થાને બહુવચનનો પ્રયોગ છે, જોકે એમ માન્યા વિના પણ ચલાવી શકાય તેમ છે, એ વાત **શ્રીહેમચન્દ્રગણિ**કૃત વિવરણ (પૃ૦ ૭) ઉપરથી જોઇ શકાય છે. આઠમા પદ્યગત '**अट्ठावयसेला सीसामेला**' એ પદમાં તો દ્વિવચનને બદલે બહુવચનનો જ પ્રયોગ છે એ વાતની ના પાડી શકાય તેમ નથી. ૨૫ મા પદ્ય (પૃ૦ ૮૨)માં '**हरिहरेहिं**' એ પણ આવો પ્રયોગ છે. ૨૭ મા પદ્યગત **विसमा०** પણ આવા પ્રયોગનું ઉદાહરણ પૂરું પાડે છે. ૨૮ મા પદ્યમાં **चलणा** વગેરેથી પણ આવા પ્રયોગના અસ્તિત્વનું સમર્થન થાય છે. ૪૬ મા પદ્યમાં **सहिआ** અને **दोगच्चसंतावा** એ રૂપો પણ પ્રાકૃતમાં દ્વિવચનને બદલે બહુવચનનો પ્રયોગ કરાય છે એ હકીકતની પુષ્ટિ કરે છે.

**પાંચમી વિભક્તિને બદલે છઠ્ઠી—**

ચતુર્થ પદ્યમાં '**भविअकमलाण**'માં પાંચમી વિભક્તિને બદલે છઠ્ઠીનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

પ્રાકૃત ભાષામાં બહુવ્રીહિ સમાસમાં અન્તે **क** પ્રત્યય આવતો નથી એ વાત અગ્યારમા પદ્યગત '**बंधुविहत्तवसुमई**' ઉપરથી જોઇ શકાય છે.

---

1 "श्रीविक्रमसंवत्सरतो वर्षसहस्रे गते सषण्णवतौ ।
शुचिशितनवमीकुजकृत्तिकासु शान्तिप्रभोरभूदस्तम् ॥ १३० ॥"

2 કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિવર **સિદ્ધહેમ** નામના શબ્દાનુશાસન (વ્યાકરણ)ના આઠમા અધ્યાયના તૃતીય પાદના ૧૩૦ મા સૂત્ર દ્વારા કથે છે કે "**द्विवचनस्य बहुवचनम्**" અર્થાત્ પ્રાકૃતમાં દ્વિવચનને સ્થાને બહુવચન વપરાય છે. આ હકીકત વૈદિક સંસ્કૃતમાં પણ જોવાય છે. એવી અન્ય સમાનતાઓ માટે જુઓ "ગંગા-પુરાતત્ત્વાંક" (પૃ. ૨૭૬).

**દેશ્ય શબ્દો—**

પંચમ પદ્યગત **'लट्ठत्तण'** શબ્દનું **लष्टत्व** એવું સંસ્કૃતમાં રૂપ થઇ શકે કે નહિ એ સંદેહાત્મક હકીકત જણાય છે. આ ગ્રન્થમાં મુદ્રિત સમસ્ત ટીકા, વિવરણ, અવચૂરિ અને અવચૂર્ણિમાં તો આવું રૂપ સૂચવામાં આવ્યું છે, પરંતુ **અભિધાન-ચિન્તામણિ** કે **અમરકોષ**માં તો **लष्ट** કે **लष्टत्व** શબ્દ નજરે પડતો નથી. વિશેષમાં પં. હરગોવિન્દદાસે રચેલા **પાઇઅ-સદ્દ-મહણ્ણવો** (પૃ૦ ८६६)માં **लट्ठ** ને દેશીય શબ્દ તરીકે ઓળખાવ્યો છે.

છઠ્ઠા પદ્યમાંનો **हित्था** શબ્દ દેશ્ય હોવાનું ચિરંતન મુનિરત્નકૃત અવચૂર્ણિ (પૃ૦ ૧૭૦)માં સૂચવવામાં આવ્યું છે, પરંતુ તે વાસ્તવિક હોય એમ લાગતું નથી.

દશમા પદ્યગત **वज्जरिअ** શબ્દ દેશ્ય છે કે નહિ એ સદેહાત્મક છે. એનું રૂપાન્તર **व्याकृत** સમુચિત છે કે **कथित** એ વિચારણીય છે. શ્રીપ્રભાચન્દ્રસૂરિકૃત વૃત્તિ (પૃ૦ ૫૨)માં તેમજ પૂર્વમુનિવર્યસૂત્રિત અવચૂરિ (પૃ૦ ૧૭૩)માં પ્રથમ રૂપાન્તર સૂચવેલ છે, જ્યારે અન્યત્ર દ્વિતીય રૂપાન્તરનો નિર્દેશ છે. વિશેષમાં ઉપર્યુક્ત વૃત્તિ અને અવચૂરિ તેમજ શ્રીધર્મશેખરગણિકૃત અવચૂરિ સિવાયની અન્ય ટીકાદિમાં **वज्जरिअ**ને દેશ્ય શબ્દ તરીકે ઓળખાવેલ છે.

**અન્ય અર્થો—**

૧૮ મા પદ્યની શ્રીધર્મશેખરગણિકૃત અવચૂરિ (પૃ. ૧૭૮) જોતાં ત્યાં 'કેવલ' શબ્દનો અર્થ 'માત્ર' ન કરતાં કેવલજ્ઞાન કરવામાં આવ્યો છે, પરંતુ તે અર્થ ચિન્ત્ય જણાય છે, કેમકે કેવલજ્ઞાન વડે શું એકજ વિદિશા પ્રકાશિત થાય છે? અથવા તો શું અન્ય વિદિશાઓને ઉપલક્ષણથી ઘટાવી લેવાની છે એમ માની અર્થની સંગતિ કરવાની છે?

**લિંગ-પરિવર્તન—**

એવો કોઇ અકાટ્ય નિયમ નથી કે સંસ્કૃત શબ્દોનાં જે લિંગો હોય તેનાં તેજ તેના પ્રાકૃત રૂપાન્તરનાં હોવાંજ જોઇએ. આના સમર્થનાર્થે થોડાંક ઉદાહરણો રજુ કરાય છે. જેમકે **देवय** (પૃ૦ ७૩) પુલ્લિંગ છે, જ્યારે તેનું સંસ્કૃત **दैवत** નપુંસકલિંગ છે. એવી રીતે **मण** (પૃ. ८૧) પ્રાકૃતમાં પુલ્લિંગ છે, જ્યારે તેનું સંસ્કૃત **मनः**રૂપ નપુંસકલિંગ છે. ૧૩૪ મા પૃષ્ઠગત **वयण** પુલ્લિંગમાં છે, જોકે સસ્કૃતમાં તો તે નપુંસકલિંગ છે.

## શ્રીવીર-સ્તુતિ

**બાહ્ય કલેવર—**

**શ્રીવીર-સ્તુતિ ઋષભ-પંચાશિકા**નાં પદ્યની સંખ્યાની અપેક્ષાએ લઘુ છે, પરંતુ અર્થ-ગૌરવની દૃષ્ટિએ એનાથી ઉતરે તેમ તો નથી જ. એનાં ત્રીસ પદ્યો પૈકી અન્તિમ પદ્ય સિવાયનાં સર્વે પદ્યો વિરોધાલંકારથી અલકૃત છે અન્તિમ પદ્ય ઉપસંહારરૂપ હોવાથી, તેમાં વિરોધાલંકારરૂપ વિભૂષણની ખાસ આવશ્યતા નહિ જણાયાથી કવિવરે એને અલંકૃત નહી કર્યું હોય. પ્રથમ પદ્ય દ્વારા વિરોધાલંકારમય સ્તુતિ કરવાની કવિરાજે જે પ્રતિજ્ઞા કરી હતી તેનો આવી સુંદર રીતે તેમણે નિર્વાહ કર્યો છે એ જોઇ કયો કોવિદ આનન્દિત નહિ થાય?

આ **વીર-સ્તુતિ**માં પણ **ઋષભ-પંચાશિકા**ની જેમ દેશીય શબ્દો દૃષ્ટિગોચર થાય છે. જેમકે ૨૦-મા પદ્યમાં 'रिंछोलि', ૨૧ મામાં 'तत्ति' અને ૨૯ મામાં 'પચ્ચૂહ'. ઉપાન્ત્ય પદ્યગત **मज्झत्थ** શબ્દથી અને અન્ત્ય પદ્યમાં **इअ** શબ્દના પ્રારંભથી શોભતી **ઋષભપંચાશિકા** તેમજ એ બને શબ્દોથી વિભૂષિત અન્ત્ય પદ્યવાળી **વીરસ્તુતિ** પણ કોમળ છતાં ગંભીર એવી પ્રાકૃત ગિરામાં ગુંથાયેલી છે. **ઋષભ-પંચાશિકા**માં પ્રત્યેક પદ્ય અર્થ-દૃષ્ટિએ સ્વતંત્ર છે, જ્યારે અત્ર તો ૨૭ મા અને ૨૮ મા એ બે

---

૧ આ શબ્દ શ્રીશ્રીપ્રભસૂરિપ્રણીત **શ્રીધર્મવિધિપ્રકરણ**ના ૨૫ મા પદ્યમાં પણ નજરે પડે છે.

પદ્યો યુગ્મરૂપ છે. પ્રથમ સ્તુતિના પાંચમાથી એકવીસમા પદ્ય ઉપરથી જાણી શકાય છે તેમ પ્રથમ સ્તુતિ આદ્ય તીર્થંકર **શ્રીઋષભ**નાથને ઉદ્દેશીને રચવામાં આવી છે, જ્યારે આ દ્વિતીય સ્તુતિનાં પહેલા, ત્રીજા અને છઠ્ઠા પદ્યના નિરીક્ષણથી સમજી શકાય છે તેમ આ અન્તિમ જિનેશ્વર **શ્રીમહાવીર**સ્વામીને લક્ષ્યીને રચવામાં આવી છે. પરંતુ એ વિશેષતા છે કે જેટલે અંશે **ઋષભ**સ્વામીના જીવન-વૃત્તાન્ત ઉપર પ્રથમ સ્તુતિ પ્રકાશ પાડે છે તેટલે અંશે **વીર** પ્રભુના જીવન પરત્વે દ્વિતીય સ્તુતિ પ્રકાશ પાડતી નથી. આમાંથી તો માત્ર તેઓ 'જ્ઞાત' કુળના હતા અને સાત હાથની કાયાવાળા હતા એટલું જાણી શકાય છે.

**સ્તુતિકાર—**

**શ્રીઋષભ-પંચાશિકા** તેમજ **શ્રીવીર-સ્તુતિ** એ બંનેના અન્તિમ પદ્યનું અવલોકન કરતાં 'ધનપાલ' એવું કર્તાનું નામ નજરે પડે છે. પરંતુ આ બન્ને એક જ વ્યક્તિની કૃતિ છે એ સિદ્ધ કરવું બાકી રહે છે, કેમકે 'ધનપાલ' નામના એક કરતાં વધારે કવિઓ થઇ ગયા છે. **શ્રીપ્રભાચન્દ્રસૂરિ**પ્રણીત **પ્રભાવકચરિત્ર**માંના શ્રીમહેન્દ્રસૂરિપ્રબન્ધમાં **તિલકમંજરી**ના પ્રણેતા **શ્રીધનપાલ**ને ઉદ્દેશીને નિમ્નલિખિત પદ્યો છેઃ—

"पश्चिमां दिशमाश्रित्य, परिस्पन्दं विनाऽचलत् ।
प्राप 'सत्यपुरं' नाम, पुरं पौरजनोत्तरम् ॥ २२४ ॥
तत्र श्रीमन्**महावीर**–चैत्ये नित्ये पदे इव ।
दृष्टे स परमानन्द–माससाद विदांवरः ॥ २२५ ॥
नमस्कृत्य स्तुतिं तत्र, विरोधाभाससंस्कृताम् ।
चकार प्राकृतां देव (?) 'निम्मले'त्यादि सास्ति च ॥ २२६ ॥"

આ ઉપરથી સત્યપુરમાં **શ્રીમહાવીર**ના દર્શન કરી હર્ષિત થયેલા કવિવરે 'નિમ્મલ' થી શરૂ થતી વિરોધાભાસથી મંડિત એવી **શ્રીવીરસ્તુતિ** પ્રાકૃત ભાષામાં રચી એમ જાણી શકાય છે, પરંતુ **ઋષભપંચાશિકા** તેમજ **વીરસ્તુતિ**ના કર્તા એકજ છે એ વાત નિર્વિવાદ ઠરાવવામાં કેટલેક અંશે શંકા ઉપસ્થિત થાય છે; કેમકે અહીં તો **देव निम्मल**થી શરૂ થતી વીરસ્તુતિનો ઉલ્લેખ છે, જ્યારે પ્રસ્તુતમાં **निम्मल**થી શરૂ થતી સ્તુતિ છે.

## શ્રીધનપાલ કવીશ્વરનો કૃતિ-કલાપ

(૧) પાઇઅલચ્છીનામમાલા (પ્રાકૃત)
(૨) તિલકમંજરી (પ્રા૦)
(૩) સાવયવિહિપયરણ (શ્રાવક-વિધિપ્રકરણ) (પ્રા૦)
(૪) શ્રીશોભન-સ્તુતિની વૃત્તિ (સંસ્કૃત)
(૫) શ્રીવીરસ્તુતિ (વિરુદ્ધવચનીય) (પ્રા૦)
(૬) ઋષભ-પંચાશિકા યાને ધનપાલપંચાશિકા (પ્રા૦)
(૭) સત્યપુરીય મહાવીર-ઉત્સાહ (અપભ્રંશ)
(૮) વીરસ્તુતિ (સંસ્કૃત-પ્રાકૃતમય)
(૯) નામમાલા (સં૦)

આ પૈકી નામમાલા કોઇ પણ સ્થળે ઉપલબ્ધ નથી, પરંતુ તેના અસ્તિત્વના સંબંધમાં પુરાતત્ત્વ

(પુ૦ ૨, અં૦ ૪)માંનો 'સંસ્કૃતાદિ ભાષાના વ્યાકરણ, કોષ, છંદ, કાવ્ય અને અલંકારવિષયક ગ્રંથોની એક ટુંકી યાદી' લેખ સાક્ષી પૂરે છે. આ સંબંધમાં એ લેખના યોજક મહાશયના શબ્દો રજુ કરાય છે:—

"કોષગ્રંથોમાં નં. ૬૪ માં નોંધેલી ધનપાલ પંડિતની **नाममाला** (અને નં. ૬૫ માં નોંધેલી **लावण्यवतीनाममाला**) ખાસ ધ્યાન ખેંચે છે. ધનપાલની રચેલી **पाइयलच्छी** નામે પ્રાકૃત નામમાલા તો ઉપલબ્ધ છે પરંતુ તેની શ્લોકસંખ્યા જૂજ છે. જ્યારે આમાં નોંધેલી નામમાલાની શ્લોકસંખ્યા ૧૮૦૦ છે તેથી પ્રાકૃત કરતાં આ નામમાલા જૂદીજ હોવી જોઇએ; અને તે સંસ્કૃત નામમાલા હોય તેમ સંભવે છે. ધનપાલે સંસ્કૃતનો શબ્દ-કોષ રચ્યો હતો તેનો પુરાવો તો ખુદ હેમચંદ્રાચાર્યના ગ્રંથોમાંથીજ મળી આવે છે: કારણ કે તેમણે પોતાના **અભિધાનચિંતામણિ** નામે સંસ્કૃત કોષની ટીકાના પ્રારંભમાંજ "**व्युत्पत्तिर्धनपालतः**" એવો ઉલ્લેખ કરી શબ્દોની વ્યુત્પત્તિના વિષયમાં ધનપાલના કોષને પ્રમાણભૂત માન્યો છે. એવીજ રીતે **દેશીનામમાલા**ની ટીકામાં પણ ધનપાલનો નામોલ્લેખ કરેલો મળી આવે છે. આ કોષ હાલમાં ક્યાંએ પણ મળી આવતો નથી. (આવી જ રીતે **લાવણ્યવતીનામમાલા** પણ ક્યાંએ જોવા જાણવામાં નથી. લાવણ્યવતી એ સ્ત્રીવાચક વિશેષણનો તાત્પર્ય શો હશે તે ખાસ જિજ્ઞાસા ઉત્પન્ન કરે છે.)"

### તિલકમંજરીનું દિગ્દર્શન—

**તિલકમંજરી** એ સિદ્ધસારસ્વત મહાકવિ શ્રીધનપાલના કૃતિકલાપરૂપ લલાટમાં તિલક સમાન છે. ગીર્વાણ ગિરાના કાવ્ય-સાહિત્યના ગદ્યવિભાગને વિભૂષિત કરનારાં ગણ્યાં ગાંઠ્યાં [1]કાવ્ય-રત્નોમાં આ અદ્વિતીય સ્થાન ભોગવે છે. કવિરાજ બાણની **કાદમ્બરી**નું આ સ્મરણ કરાવે છે. આને સંસ્કૃત સાહિત્યની અપૂર્વ નવલકથા તરીકે ઓળખાવવામાં આવે તો તે ખોટું નથી, કેમકે પાત્ર અને વસ્તુ એ બને કવીશ્વરની કલ્પનાસૃષ્ટિનાં અંગો છે. આ કથા ભોજ (?) રાજાના વિનોદાર્થે રચાયેલી છે.[2] આનું નામ કવીશ્વરે પોતાની પુત્રીના નામ ઉપરથી પાડ્યાની હકીકત અસત્ય હોવાનું દક્ષિણવિહારી શ્રીઅમરવિજયના શિષ્ય શ્રીચતુરવિજય જણાવે છે. વિશેષમાં આ નામ તો કથાની નાયિકાના **તિલકમંજરી** નામને આભારી છે એમ તેઓ સૂચવે છે.

### મહાકવિ ધનપાલની વિદ્વત્તા—

મહાકવિ ધનપાલની વિવિધ કૃતિઓના ગવેષકને એમની વિદ્વત્તાનો થોડો ઘણો પરિચય જરૂર જ થયો હશે. અત્ર તેમની કૃતિઓમાંથી જે પાઠ સાક્ષીરૂપે અન્યાન્ય ગ્રન્થોમાં દૃષ્ટિગોચર થાય છે તેની રૂપરેખા નીચે મુજબ આલેખું છું:—

---

૧ **સુબન્ધુ** કવિરાજની **વાસવદત્તા**, દંડીનું **દશકુમાર-ચરિત્ર**, ત્રિવિક્રમ ભટ્ટની **નલકથા**, બાણની **કાદમ્બરી** અને **હર્ષાખ્યાયિકા**, કાયસ્થ કવિ **સોઢલ**ની **ઉદયસુંદરી** ઇત્યાદિ કાવ્યરત્નો ગીર્વાણ ગિરાના ગદ્યના ગૌરવને ટકાવી રહ્યાં છે.

ગુણાઢ્યની **નરવાહનદત્તકથા** (બૃહત્કથા), શ્રીપાદલિપ્તસૂરિકૃત **તરંગવતી** (**તરંગલોલા**) તેમજ અન્યાન્ય વિબુધોએ રચેલી **મલયવતી**, **મગધસેના**, **ચેટકવતી**, **અશોકવતી** વગેરે ઉચ્ચ કોટિની જૈન કથાઓ આજે નામશેષ થયેલી જણાય છે. (આ કેવો ખેદજનક પ્રસંગ !)

૨ "निःशेषवाङ्मयविदोऽपि जिनागमोक्ताः
श्रोतुं कथाः समुपजातकुतूहलस्य ।
तस्यावदातचरितस्य विनोदहेतो
राज्ञः स्फुटाद्भुतरसा रचिता कथेयम् ॥ ५७ ॥"

(૧) કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરીશ્વરે સ્વોપજ્ઞ ટીકાથી અલંકૃત [1]કાવ્યાનુશાસનના પાંચમા અધ્યાય (પૃ૦ ૨૩૧)માં વચન-શ્લેષના અધિકારમાં તિલકમંજરીના મંગલાચરણના નિમ્નલિખિત—

"प्राज्यप्रभावः प्रभवो धर्मस्यास्तरजस्तमाः ।
ददतां निर्वृतात्मान आद्योऽन्येऽपि मुदं जिनाः ॥"

—દ્વિતીય શ્લોકનો [2]ઉલ્લેખ કર્યો છે. વળી તેમણે સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત છન્દોઽનુશાસનના પણ પાંચમા અધ્યાયમાં [3]માત્રા છંદના ઉદાહરણ તરીકે તિલકમંજરી (પૃ૦ ૧૭૭)ગત નિમ્નસૂચિત શ્લોકનો નિર્દેશ કર્યો છે:—

"शुकशिखरिणि कल्पशाखीव निधिरधनग्राम इव
कमलखण्ड इव भार्येऽध्वनि ।
भवभी(ष्)मारण्य इह
वीक्षितोऽसि मुनिनाथ ! कथमपि ॥"

(૨) વળી આ અનુપમ કથાનો નિમ્ન-લિખિત—

"दिशतु विरतिलाभानन्तरं पार्श्वसर्पन्-
नमिविनमिकृपाणोत्सङ्गदृश्याङ्गलक्ष्मीः ।
त्रिजगदपगतापत् कर्तुमात्ताद्यरूप-
द्वय इव भगवान् यः सम्पदं नाभिसूनुः ॥"

—તૃતીય શ્લોક ઉપર્યુક્ત કાવ્યાનુશાસન (પૃ૦ ૩૪)માં ઉત્પ્રેક્ષા અલંકારના इव નામના દ્યોતકના ઉદાહરણાર્થે આપવામાં આવ્યો છે.

(૩) સહસ્રાવધાની શ્રીમુનિસુંદરસૂરિએ ઉપદેશ-રત્નાકરના દ્વિતીય અંશના પંદરમા તરંગમાં શ્રીઋષભ-પંચાશિકાની ૪૧ મી ગાથાનો નિર્દેશ કર્યો છે એટલુંજ નહિ, પરંતુ તેમ કરતાં ધનપાલ પણ્ડિત-રત્નને ઉદ્દેશીને નીચે મુજબ પ્રશંસાત્મક ઉદ્ગારો પણ કાઢ્યા છે:—

"तदुक्तं श्रीजिनधर्मावाप्त्यन्तरं लब्धजैनशैवादिसकलदर्शनसमयस्वरूपेण धनपाल-पण्डितेन श्रीऋषभदेवस्तुतौ—

'पावंति जसं असमंजसा वि वयणेहिं जेहिं परसमया ।
तुह समयमहोअहिणो ते मंदा बिंदुनिस्संदा' ॥"

(૪) તિલકમંજરીના ભાવમંગલરૂપ તથા સુંદર અને સરલ શબ્દોથી ગુંફિત એવો નિમ્નલિખિત—

"स वः पातु जिनः कृत्स्नमीक्षते यः प्रतिक्षणम् ।
रूपैरनन्तैरेकैक-जन्तोर्व्याप्तं जगत्त्रयम् ॥ १ ॥"

---

૧-કાવ્યાનુશાસનના પ્રારંભમાંજ "व्युत्पत्तिर्धनपालतः" એવો ઉલ્લેખ છે. આ ઉપરથી કવીશ્વર ધનપાલની વિદ્વત્તા વિષે સૂરીશ્વર કેવો ઉચ્ચ અભિપ્રાય ધરાવે છે તે સમજાય છે.

૨ શ્રીવાગ્ભટવિરચિત કાવ્યાનુશાસનમાં વચન-શ્લેષના અધિકાર (પૃ૦ ૫૦)માં આ શ્લોક નજરે પડે છે.

૩ માત્રાનું લક્ષણ એમ આપવામાં આવ્યું છે કે—

"पाचदाश्चिस्तृतीये पञ्चमे चो जो लीर्वा पञ्चाङ्घ्रिश्चिपात् पूर्वार्धो मात्रा ।"

—આદ્ય શ્લોક શ્રીવાગ્ભટકૃત કાવ્યાનુશાસન (પૃ૦ ૩)માં લોકના ત્રણ પ્રકારો સૂચવતી વેળાએ આપવામાં આવ્યો છે.[1]

(૫) શ્રીજિનેશ્વરસૂરિકૃત પંચલિંગીપ્રકરણની ટીકાના ૬૭ મા પત્રમાં તેના કર્તા શ્રીજિનપતિસૂરિએ નિમ્નલિખિત બે પદ્યોનો સાક્ષીરૂપે નિર્દેશ કર્યો છે:—

"सीउण्हवासधारानिवायदुक्खं सुतिक्खमणुभूयं ।
तिरियत्तणंमि नाणावरणसमुच्छाइएणावि ॥ ४४ ॥
अंतो निक्खंतेहिं पत्तेहिं पियकलत्तपुत्तेहिं ।
सुन्ना मणुस्सभवनाडएसु निज्झाइआ अंका ॥ ४५ ॥"

કીર્તિકૌમુદી (સ૦ ૧)ના નિમ્નલિખિત પદ્યમાં આ કવિવરની પ્રશંસા કરાયેલી છે:—

"वचनं धनपालस्य, चन्दनं मलयस्य च ।
सरसं हृदि विन्यस्य, कोऽभून्नाम न निर्वृतः ॥ १६ ॥"

**ટીકા રચવાનો હેતુ—**

ઘણે ભાગે તો ગ્રન્થકારો જનતાને અર્થનો બોધ થાય તેટલા માટે નિજ સમયમાં પ્રચલિત ભાષામાં ગ્રન્થો રચે છે, પરંતુ ધીરે ધીરે કાળ વ્યતીત થતાં ભાષાપરિપાટીમાં વિપર્યય થતાં કે લોકોની બુદ્ધિ કુંઠિત થતાં એ જ ગ્રન્થો દુર્ગમ થઇ પડે છે. આવી પરિસ્થિતિમાં તેને સુગમ બનાવવા માટે પાછળથી ટીકાકારો ટીકા રચે છે. કેટલીક વાર ગ્રન્થકારના સમયમાં કે સમીપ ઉત્તરવર્તી કાળમાં પણ ટીકાઓ રચાયેલી નજરે પડે છે. પ્રસ્તુત ગ્રન્થની ટીકા એની સંક્ષિપ્ત કથન-શૈલી અને અર્થ-ગૌરવને આભારી હોય એમ સંભવે છે.

**મુનિવર્યોની મનોદશા—**

ઉપર્યુક્ત વિવેચન ઉપરથી જોઇ શકાય છે તેમ શ્રીહેમચન્દ્રસૂરીશ્વર જેવા પ્રખર પ્રતિભાશાળી જૈન શ્રમણવર્યે શ્રાદ્ધરત્ન ધનપાલની પ્રશંસા કરી છે. વિશેષમાં આ સૂરિશેખરે પ્રસંગવશાત્ શ્રીઋષભપંચાશિકા દ્વારા જિનેશ્વરની સ્તુતિ કર્યાનો નીચે મુજબનો ઉલ્લેખ શ્રીજિનમંડનગણિકૃત કુમારપાલપ્રબન્ધના ૧૦૨ મા પત્રમાં જોવાય છે:—

"अथ प्रदक्षिणावसरे सरसापूर्वस्तुतिकरणार्थमभ्यर्थिताः श्रीहेमसूरयः सकलजनप्रसिद्धां 'जय जंतुकप्प' इति धनपालपञ्चाशिकां पेठुः । राजादयः प्राहुः—भगवन् ! भवन्तः कलिकाल-सर्वज्ञाः परकृतस्तुतिं कथं कथयन्ति ? । गुरुभिरूचे—राजन् ! श्रीकुमारदेव ! एवंविधसद्भूत-भक्तिगर्भा स्तुतिरस्माभिः कर्तुं न शक्यते । एवं निरभिमानश्रीगुरुवाक्यामृतोल्लासितस्वान्ता नृपादयस्तामेव स्तुतिं भणन्तो राजादनीतरुतले प्राप्ताः श्रीगुरुभिरिति ज्ञापिताः ।"

આ ઉપરથી આધુનિક મુનિરત્નો પૈકી જે કોઇ ગૃહસ્થની વિદ્વત્તાનો અપલાપ કરવા પ્રેરાતા હોય તેમને ધડો લેવો ઉચિત થઇ પડશે. આ સબંધમાં શતાર્થિક શ્રીસોમપ્રભસૂરિએ લક્ષ્મણના સુપુત્ર તથા ઓગણત્રીસ, ઓગણત્રીસ પદ્યોવાળી યમકમય સ્તુતિના તેમજ 'વડનગર પ્રાકાર' પ્રશસ્તિના કર્તા કવિચક્રવર્તી

---

૧ જુઓ Prof. P. V. Kāṇe's Introduction to Sāhitya Darpana. એમાં તિલક-મંજરીમાંથી અવતરણ અપાયેલું છે.

[1]શ્રીપાલની કુમારપાલપ્રતિબોધના અંતમાં આપેલી પ્રશસ્તિગત નિમ્નલિખિત પદ્ય દ્વારા જે સ્તુતિ કરી છે તેનો પણ નિર્દેશ કરવો અનુચિત નહિ ગણાય:—

> "प्राग्वाटान्वयसागरेन्दुरसमप्रज्ञः कृतज्ञः क्षमी
> वाग्मी सूक्तिसुधानिधानमजनि श्रीपालनामा पुमान् ।
> यं लोकोत्तरकाव्यरञ्जितमतिः साहित्यविद्यारतिः
> श्रीसिद्धाधिपतिः 'कवीन्द्र' इति च भ्रातेति च व्याहरत् ॥"

સિન્દૂરપ્રકાર, શૃંગારવૈરાગ્યતરંગિણી વગેરેના કર્તા આ શતાર્થિક સૂરિવરે સુમતિનાથ-ચરિત્રની પ્રશસ્તિના નિમ્નલિખિત પદ્ય દ્વારા શ્રીપાલના પુત્ર સિદ્ધપાલની વિદ્વત્તાદિની ભૂરિ ભૂરિ પ્રશંસા કરી છે:—

> "सूनुस्तस्य कुमारपालनृपतिप्रीतेः पदं धीमता-
> मुत्तंसः कविचक्रमस्तकमणिः श्रीसिद्धपालोऽभवत् ।
> यं व्यालोक्य परोपकारकरुणासौजन्यसत्यक्षमा-
> दाक्षिण्यैः कलितं कलौ कृतयुगारम्भो जनैर्मन्यते ॥"[2]

જૈન મુનિશ્વરોએ જૈન ગૃહસ્થ કવિઓની સ્તુતિ કરી છે એટલું જ નહિ કિન્તુ અજૈન કવિઓના પણ ગુણગાન ગાયા છે [3]એ જાણી કયો સહૃદય હર્ષ નહિ પામે ?

ભગતવાડી, ભૂલેશ્વર,
મુંબઇ.

શ્રમણોપાસક
હીરાલાલ રસિકદાસ કાપડિયા



---

૧ ગૌર્જર દેશીય મહામાત્ય વસ્તુપાલ, રાજપુરોહિત સોમેશ્વર, ઠાકુર અરિસિંહ પ્રમુખ ઉત્તમ ગૃહસ્થ કવિઓમાં આ ઉચ્ચ સ્થાને વિરાજે છે. એમના પુત્ર સિદ્ધપાલ તથા પૌત્ર વિજયપાલ (દ્રૌપદીસ્વયંવરના કર્તા) પણ સાહિત્ય-ક્ષેત્રમાં અમર કીર્તિ સંપાદન કરી ગયા છે.

૨ કુમારપાલપ્રતિબોધની પ્રશસ્તિમાં પણ આવું એક પદ્ય છે.

૩ જુઓ 'શ્રીભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહ'ના દ્વિતીય વિભાગની મારી પ્રસ્તાવના (પૃ૦ ૩૯).

# THE LATE
# SHETH DEVCHAND LALBHAI JAVERI.

BORN 1853 A. D SURAT. DIED 13TH JANUARY 1906 A. D, BOMBAY



## श्रेष्ठी देवचन्द लालभाई जहवेरी.

जन्म १९०९ वैक्रमाब्दे
कार्तिकशुक्लैकादश्यां (देवदीपावलीदिने)
सूर्यपुरे.

निर्याणम् १९६२ वैक्रमाब्दे
पौषकृष्णतृतीयायाम् (मकरसंक्रान्तितिथौ)
मोहमयीनगर्याम्.

A 8119—Lakshmi Art, Bombay 8

# વિષયસૂચી

## ઋષભ-પંચાશિકા

# શ્રીવીરસ્તુતિના સ્પષ્ટીકરણગત વિષયો



ॐ नमः सर्वज्ञाय । श्रीगुरुभ्यो नमः ।

## महाकविश्रीधनपालविरचिता

# ॥ ऋषभपञ्चाशिका ॥

श्रीप्रभानन्दसूरिकृतवृत्ति–श्रीहेमचन्द्रगणिकृतविवरणसमलङ्कृता ।

जयजंतुकप्पपायव!, चंदायव! रागपंकयवणस्स ।
सयलमुणिगामगामणि! तिलोअचूडामणि! नमो ते ॥१॥–आर्या

[ जगज्जन्तुकल्पपादप! चन्द्रातप! रागपङ्कजवनस्य ।
सकलमुनिग्रामग्रामणी–स्त्रिलोकचूडामणे! नमस्ते ॥ ]

श्रीप्रभानन्दाचार्यविरचिता 'ललितोक्ति'नाम्नी वृत्तिः—

जयत्ति । हे त्रिजगच्चूडामणे!–जगत्त्रयललाम! भगवन्! तुभ्यं नमोऽस्तु–त्रिकरणशुद्ध्या त्वां प्रति प्रणतोऽस्मि । तत्राद्यपदं जगति–भारतावनौ जन्तवो–मनुष्या जगज्जन्तवः तेषां कल्पपादप इव कल्पपादपः । युगलधर्मविच्छेदकल्पमहीरुहसमुच्छेदे तेषां भगवानेव परमकारुणिकः शिल्पाद्युपदेशेन समस्तव्यापारेण कल्पद्रुमकार्यं निर्वर्तितवान् । एवंविधाय तुभ्यं नमोऽस्तु । तत्र राग एव पङ्कजवनं–सूर्यविकाशिकमलवनं रागपङ्कजवनं तस्य चन्द्रातप इव–चन्द्रज्योत्स्नेव चन्द्रातपस्तस्य सम्बोधनम् । यथा भास्करकरव्यतिकरविकस्वरमपि कमलवनं चन्द्रातपेन सम्मील्यते, तथाऽनेकभवोपलाभतापरिचयप्रचीयमानं तद्विकारमपि रागं भगवानेव हेलयैव सङ्कोचितवान् । तत्र(था) सह कलाभिर्वैक्रियादि(भिः) वा लब्ध्यादिभिर्वर्तन्ते इति सकलाः, ते च ते मुनयस्तेषां सकलमुनीनां ग्रामः–समूहः सकलमुनिग्रामः, तत्र भगवान् ग्रामणीः–प्रधानतमः। प्रधानत्वं च अन्योऽपि यः किल ग्रामणीर्भवति स ग्रामस्य नेता । भगवानपि मुनिग्रामस्य तद्वदिति । त्रिलोकचूडामणिः । त्र्यवयवो लोकस्त्रिलोकः स्वर्गमर्त्यपाताललक्षणः त्रिलोकः, तस्य चूडा–सिद्धिक्षेत्रं, तत्र शाश्वतमण्डनत्वात् मणिरिव मणिः, तस्य सम्बोधनम् । साम्राज्यसंयमच्छद्मस्थावस्था कथिता । केवली श्रीसङ्घसमवसरणस्थाऽवस्था स्थापिता श्रीवृषभजिनपतेः ॥ इति प्रथमगाथार्थः ॥ १ ॥

श्रीहेमचन्द्रगणिकृतं विवरणम्—

नत्वा जिनेन्द्रवीरं, सर्वनरामर्त्यपूजितं शिरसा ।
सद्भूतार्थप्रभवं, साम्प्रततीर्थस्य कर्तारम् ॥ १ ॥—आर्या
सुरैः प्रणतपादस्य, नाभेयस्य महात्मनः ।
स्तुतेर्गुरूपदेशेन, किञ्चिद् वच्मि विवेचनम् ॥ २ ॥—अनुष्टुप्
भगवति गुणानुरागः, सत्यः प्रेरयति मां यतोऽत्यन्तम् ।
तेनाहमत्र सुजडो—ऽपि विवरणं कर्तुमिच्छामि ॥ ३ ॥—आर्या
क्लिष्टमपि यथाऽत्यन्तं, वचनं बालस्य शोभते पितरि ।
एतदपि तथा प्राप्स्यति, शोभां शिष्टप्रभावेण ॥ ४ ॥—आर्या

इह यद्यपि भगवतो गुणस्तुतिः सर्वाऽपि नमस्कारप्रभावा, तथापि विशेषतः शिष्टसमयस्मारणार्थं विघ्नविनायकोपशमनार्थं च तथा भक्त्यतिशयप्रतिपादनार्थं च तावत् तस्यैवादौ नमस्कारमाह—नमस्तुभ्यम् । अस्त्विति क्रियाध्याहारः "यत्र नान्या क्रिया विद्यते तत्रास्ति[1] भवतीति प्रयुज्यते" इति वचनात् । किंविशिष्ट ? 'जगज्जन्तुकल्पपादप!' जगति—विष्टपे जायन्ते—प्रादुर्भवन्ति स्वोत्पत्तिस्थानेष्विति जन्तवो—जीवास्तेषां कल्पो—मनोरथस्तत्पूरकपादप इव कल्पपादपस्तस्य सम्बोधनं क्रियते । तथा चन्द्रातप इव—मृगाङ्कज्योत्स्नेव चन्द्रातपस्तस्य सम्बोधनम् । कस्य इत्याह—'रागपङ्कजवनस्य' रज्यते—आसक्तेन भूयतेऽनेन सचेतनाचेतनेषु वस्तुषु जीवेन रागः, स एव पङ्कजवनं—सरोरुहकाननं तस्य । तथा सकलमुनिग्रामग्रामणीराराध्यत्वाद्, यद्वा सकलमुनय एव ग्रामः—कुटुम्बिनिवासस्तस्य ग्रामणीः—नायकस्तस्य सम्बोधनम् । तथा 'त्रिलोकचूडामणे!' त्रयाणां लोकानां समाहारस्त्रिलोकं, तस्य चूडामणिरिव—मस्तकाभरणमिव त्रिलोकचूडामणिस्तस्य सम्बोधनम् ॥ इति गाथार्थः ॥ १ ॥

## શબ્દાર્થ

जय[2] ( जगत् )=દુનિયા.
जंतु ( जन्तु )=પ્રાણી, જીવ.
कप्प ( कल्प )=કલ્પ.
पायव ( पादप )=વૃક્ષ.
जयजंतुकप्पपायव != હે વિશ્વના જીવો પ્રતિ કલ્પ-વૃક્ષ ( સમાન )!
चंद ( चन्द्र )=ચન્દ્ર.
आयव ( आतप )=પ્રકાશ.
चंदायव !=હે ચન્દ્રના પ્રકાશ(રૂપ)!
राग ( राग )=રાગ.
पंकय ( पङ्कज )=કમળ.
वण ( वन )=વન.
रागपंकयवणस्स=રાગરૂપી કમળોના વનના.
सयल[3] ( सकल )=કળાથી યુક્ત.
मुणि ( मुनि )=મુનિ, યતિ.
गाम ( ग्राम )=સમૂહ.

---

१ 'त्रास्तिर्भवन्तीपरः' इति प्रतिभाति ।
२ આ શબ્દનો અર્થ 'તું જયવંતો વર્ત' એમ પણ થઇ શકે છે; પરંતુ એ અર્થ કરવો ઠીક નથી.
૩ આ શબ્દનો અર્થ 'સર્વ' પણ થઇ શકે છે.

गामणी ( ग्रामणी )=નાયક.
सयलमुणिगामगामणि != હે કળાથી યુક્ત મુનિ-સમૂહના નાયક !
ति ( त्रि )=ત્રણ.
लोअ ( लोक )=ભુવન.
चूडा ( चूडा )=ટોચ, અગ્ર ભાગ.
मणि ( मणि )=રત્ન.
तिलोअचूडामणि !=હે ત્રિભુવનને વિષે ચૂડામણિ!
नमो ( नमः )=નમસ્કાર.
ते ( ते )=તને.

## પદ્યાર્થ

**ઋષભદેવને પ્રણામ—**

"હે જગત્‌ના જીવો પ્રતિ ( અને ખાસ કરીને [1]યુગલિક જનોને વાંછિત ફળ આપનાર હોવાથી તેમના પ્રતિ ) [2]કલ્પવૃક્ષ ( સમાન યોગીશ્વર ) ! [3]રાગરૂપી ( સૂર્ય-વિકાસી ) કમલોના વન પ્રતિ ( તેને નિમીલન કરનાર હોવાથી ) ચન્દ્ર-પ્રભા ( તુલ્ય પરમેશ્વર ) ! હે કળાથી યુક્ત એવા મુનિ-ગણના નાયક ! હે સ્વર્ગ, મર્ત્ય અને પાતાળરૂપી (અથવા [4]અધો-લોક, [5]મધ્યમ-લોક અને ઊર્ધ્વ-લોકરૂપી ) ત્રિભુવનની (સિદ્ધિ-શિલારૂપી) ચૂડાને વિષે (તેના શાશ્વત મણ્ડનરૂપ હોવાને લીધે મણિ ( સમાન ઋષભ-દેવ ) ! તને ( મારો ત્રિકરણશુદ્ધિપૂર્વક ) નમસ્કાર હોજો".—૧

## સ્પષ્ટીકરણ

**સંબોધનો સંબંધી વિચાર—**

આ પદ્યમાં **ઋષભદેવ**ના સંબંધમાં ચાર સંબોધનોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એમાં પ્રથમ સંબોધનથી એ સૂચન કરવામાં આવે છે કે યુગલિક ધર્મનો વિચ્છેદ થતાં કલ્પવૃક્ષોનો અભાવ થતાં પરમ કૃપાળુ પ્રભુએ યુગલિક જનોને શિલ્પાદિકનો ઉપદેશ આપી સમસ્ત રીતે કલ્પવૃક્ષના સમાન કાર્ય કરી બતાવ્યું. આ તેની સામ્રાજ્ય-અવસ્થા દરમ્યાનનું કાર્ય છે.

બીજા સંબોધનમાંથી એ ધ્વનિ નીકળે છે કે જેમ સૂર્યનાં સહસ્ર કિરણો વડે વિકસ્વર બનેલાં કમળોનાં વનને ચન્દ્ર-પ્રભા જોતજોતામાં સંકુચિત કરી નાખે છે, તેમ અનેક ભવોથી એકત્રિત થયેલા અને એથી કરીને અતિશય ગાઢ બનેલા એવા રાગરૂપી કમલ-વનને પ્રભુરૂપી ચન્દ્ર-પ્રભા લીલા-માત્રમાં સંકોચ પમાડે છે; અર્થાત્ પ્રભુ રાગનો સત્વર વિચ્છેદ કરે છે. આ તેમની છદ્મસ્થ-અવસ્થાનું ચિત્ર છે.

ત્રીજા સંબોધનનું એ તાત્પર્ય છે કે જેમ ગ્રામણી ગ્રામનો નાયક છે, તેમ પ્રભુ[6] વૈક્રિયાદિક

---

૧ યુગલિક મનુષ્યોના વિશિષ્ટ સ્વરૂપ સારૂ જુઓ **જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ** ( સૂ૦ ૨૧ ).
૨ કલ્પવૃક્ષ સંબંધી સ્થૂલ માહિતી માટે જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા** ( પૃ૦ ૧૩૭ ).
૩ જુઓ **ચતુર્વિંશતિકા** ( પૃ૦ ૬૭ ).
૪ આ સંબંધમાં જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા** ( પૃ૦ ૪૧ ).
૫ જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા** ( પૃ૦ ૪૨ ).
૬ 'વૈક્રિય'નામકર્મના ઉદયથી ઉત્પન્ન થયેલી લબ્ધિ તે 'વૈક્રિય-લબ્ધિ' છે. ( લબ્ધિનો સામાન્ય અર્થ શક્તિ-વિશેષ છે. ) આ લબ્ધિવાળો જીવ પોતાના શરીરને મોટું, નાનું, ધોળું, કાળું એક, અનેક વિગેરે અનેક પ્રકારનું બનાવી શકે છે. અત્ર 'આદિ' શબ્દથી ચારણ-લબ્ધિ પ્રમુખ બીજી લબ્ધિઓ સમજવી. આના જિજ્ઞાસુએ **વિશેષાવશ્યક**ની ૭૭૯થી ૮૦૪ સુધીની ગાથાઓ જોવી.

લબ્ધિઓ વડે અલંકૃત એવા મુનિરૂપ ગ્રામના નાયક છે; અર્થાત્ તેઓ મુનીશ્વર છે. આ તેમની કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યાં બાદની [1]સમવસરણ-અવસ્થા સૂચવે છે, કેમકે તેઓ સમવસરણમાં જ્યારે બિરાજે છે, ત્યારે ગણધરો તેમને નમે છે અને કેવલીઓ પણ તેમને પ્રદક્ષિણા દે છે.

ચોથા સંબોધનથી તેમની મુક્ત-અવસ્થા સૂચિત થાય છે. કેમકે જૈન સિદ્ધાન્ત પ્રમાણે મનુષ્ય-લોકમાંથી જે જીવ [2]અષ્ટ કર્મનો ક્ષય કરે છે તે સમશ્રેણિએ ઊર્ધ્વ ગમન કરે છે અને લોકના અગ્ર ભાગે બે તૃતીયાંશ અવગાહના ધારણ કરીને રહે છે. આથી આગળ [3]ધર્માસ્તિકાય અને [4]અધર્માસ્તિકાયના અભાવને લીધે તે જીવ વધી શકે તેમ નથી.

**નમસ્કાર કરવાનું કારણ—**

આ સંપૂર્ણ કાવ્ય પ્રભુના ગુણોની સ્તુતિરૂપ અને એથી કરીને નમસ્કારરૂપ છે, તો પછી અત્ર તેમને કેમ ખાસ નમસ્કાર કર્યો છે એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આના ઉત્તરમાં નિવેદન કરવાનું કે શિષ્ટ-સમયનું સ્મરણ કરાવવાને, વિઘ્નને શાન્ત કરવાને તેમજ ભક્તિની અધિકતા સૂચવવાને માટે અત્ર ખાસ નમસ્કાર કરવામાં આવ્યો છે.

**પદ્ય-વિચાર—**

આ પ્રથમ જિનેશ્વર **શ્રીઋષભદેવ**ની સ્તુતિરૂપ સમગ્ર કાવ્ય મહાકવિ **ધનપાલે** ‘આર્યા’ છંદમાં રચ્યું છે. કવિરાજ **કાલિદાસે** રચેલા **શ્રુતબોધ**માં એનું નીચે મુજબનું લક્ષણ જોવામાં આવે છેઃ—

"यस्याः पादे प्रथमे, द्वादश मात्रास्तथा तृतीयेऽपि ।
अष्टादश द्वितीये, चतुर्थके पञ्चदश साऽऽर्या ॥ १ ॥"

અર્થાત્ જે છંદના પ્રથમ તેમજ તૃતીય [5]ચરણમાં ૧૨ [6]માત્રાઓ હોય અને દ્વિતીય અને ચતુર્થ ચરણોમાં અનુક્રમે ૧૮ અને ૧૫ માત્રાઓ હોય તે ‘આર્યા’ કહેવાય છે.

**અલંકાર-વિચાર—**

સગુણ કાવ્ય પણ યુવતિની જેમ અલંકાર વિના શોભે નહિ, તેથી કવિઓ અલંકારથી અલંકૃત કાવ્યો રચે છે. આ અલંકારના શબ્દાલંકાર અને અર્થાલંકાર એમ બે ભેદો છે. તેમાં શબ્દાલંકારના (૧) વક્રોક્તિ, (૨) અનુપ્રાસ, (૩) યમક, (૪) ચિત્ર અને (૫) શ્લેષ એમ પાંચ પ્રકારો છે, જ્યારે અર્થાલંકારના તો ઉપમા, રૂપક વિગેરે અનેક ભેદો છે. પ્રસ્તુતમાં આપણે ‘ઉપમા’ અલંકાર સાથે સંબંધ હોવાથી તેનું નીચે મુજબનું લક્ષણ વિચારી લઈએઃ—

"उपमानेन सादृश्य-मुपमेयस्य यत्र सा ।
प्रत्ययाव्ययतुल्यार्थ-समासैरुपमा मता ॥ १ ॥"
—વાગ્ભટાલંકાર, ચતુર્થ પરિચ્છેદ, શ્લો૦ ૫૦.

---

૧ સમવસરણની માહિતી માટે જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા** ( પૃ૦ ૨૯૧-૩૦૦ ).
૨ અષ્ટ કર્મના સ્થૂલ સ્વરૂપ સારૂ જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા** ( પૃ૦ ૬-૭ ).
૩-૪ આની સ્થૂલ રૂપરેખા **ન્યાયકુસુમાંજલિ** ( પૃ૦ ૨૨૦-૨૨૧ )માં આલેખવામાં આવી છે.
૫-૬ આ સંબંધમાં જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા** ( પૃ૦ ૯-૧૦ ).

અર્થાત્ જ્યાં [1]ઉપમાન અને [2]ઉપમેયની પ્રત્યય, અવ્યય, તુલ્ય અર્થ અને સમાસ વડે સમાનતા હોય, તે 'ઉપમા' કહેવાય છે.

સાથે સાથે 'રૂપક' અલંકારનો પણ વિચાર કરી લઇએ. એનું લક્ષણ એ છે કે—

"रूपकं यत्र साधर्म्या-दर्थयोरभिदा भवेत् ।
समस्तं वाऽसमस्तं वा, खण्डं वाऽखण्डमेव वा ॥ १ ॥"
—વાગ્ભટાલંકાર, પ૦ ૪, શ્લો૦ ૬૬.

અર્થાત્ જ્યાં બે અર્થોની સદૃશતાને લીધે અભેદ હોય, ત્યાં 'રૂપક' અલંકાર છે. આ અલંકારના (૧) સમસ્ત, (૨) અસમસ્ત, (૩) ખણ્ડ અને (૪) અખણ્ડ એમ ચાર પ્રકારો છે.

લોકનું સ્વરૂપ—

લોક કહો કે જગત્ કહો એ એકજ છે. જૈન શાસ્ત્રમાં આ લોકના ઊર્ધ્વ-લોક, મધ્યમ-લોક અને અધો-લોક એમ ત્રણ વિભાગો પાડવામાં આવ્યા છે. આ સમસ્ત લોકનો આકાર કેડ ઉપર હાથ રાખી પગ પહોળા કરી ઊભા રહેલા પુરૂષના જેવો છે. આ પુરૂષાકાર લોકની કેડની નીચે સાત પૃથ્વીઓ છે (અને તે ઘનોદધિ, ઘનવાત અને તનવાતથી વીંટળાયેલી છે). તેમાંની પ્રથમ પૃથ્વીનો ઉપરનો નવસો યોજન જેટલો ભાગ બાદ કરતાં આ પૃથ્વીનો બાકી રહેલો ભાગ તેમજ તેની નીચેની બાકીની છ પૃથ્વીઓ એટલા લોકના વિભાગને 'અધો-લોક' કહેવામાં આવે છે. સાત [3]રજ્જુમાંથી નવસો યોજન બાદ કરતાં જેટલી ઊંચાઇ રહે એટલી આ અધો-લોકની ઊંચાઈ છે, જ્યારે એની આકૃતિ વેત્રાસનને મળતી આવે છે. અધો-લોકમાંની આ સાત પૃથ્વીઓમાં સાત નરકો આવેલી છે તેમજ તેની પ્રથમ પૃથ્વીમાં તો ચાર પ્રકારના દેવો પૈકી ભવનપતિ દેવોનાં પણ નિવાસ-સ્થાનો છે.

પુરૂષાકાર લોકના નાભિ-ભાગમાં મધ્યમ-લોક યાને તિર્યગ્-લોક આવેલો છે. ઉપર્યુક્ત સાત પૃથ્વીઓમાંની પ્રથમ પૃથ્વીનો જે ઉપરનો નવસો યોજન ઊંચાઇવાળો ભાગ અધો-લોકમાં ગણવામાં આવ્યો નથી તેનો મધ્યમ-લોકમાં સમાવેશ થાય છે (આ ભાગમાં વ્યન્તરો વસે છે). સૂર્ય, ચન્દ્ર વિગેરે જ્યોતિષ્ક દેવોનાં વિમાનો મધ્યમ-લોકમાં આવેલાં છે, કેમકે આ લોક ૧૮૦૦ યોજન જેટલો ઊંચો છે. આપણે જે પૃથ્વી ઉપર રહીએ છીએ તે પૃથ્વી ઉપરના સર્વે દ્વીપો તેમજ સમુદ્રોનો પણ મધ્યમ-લોકમાં અંતર્ભાવ થાય છે. આ મધ્યમ-લોકનો આકાર ઝાલર જેવો છે.

મધ્યમ-લોકની ઉપરનો ભાગ 'ઊર્ધ્વ-લોક' કહેવાય છે. એની ઊંચાઇ અધો-લોકના જેટલી છે અને તેનો આકાર મુરજના જેવો છે. ઊર્ધ્વ-લોકમાં વૈમાનિક દેવોનો નિવાસ છે. તેમાં પુરૂષાકાર લોકનું ઉદર અને ઉરઃસ્થાન તે બાર પ્રકારના [4]કલ્પોપપન્ન વૈમાનિક દેવોનું સ્થાન છે. કલ્પાતીત વૈમાનિકોમાંથી જે દેવોનાં વિમાનો લોકના ગ્રીવા (ડોક) સ્થાને છે, તે 'ગ્રૈવેયક' કહેવાય

---

૧-૨ સરખાપણાના જ્ઞાનનું સાધન તે 'ઉપમાન' કહેવાય છે, જ્યારે જે વસ્તુ સરખાવવા લાયક-મુકાબલો કરવા યોગ્ય હોય તે ઉપમેય 'કહેવાય' છે.

૩ જૈન શાસ્ત્રમાં લોકની ઊંચાઇના ચૌદ વિભાગો કલ્પવામાં આવ્યા છે. આ દરેક વિભાગને 'રજ્જુ' કહેવામાં આવે છે. એક રજ્જુમાં અસંખ્ય યોજનોનો અંતર્ભાવ થાય છે.

૪ જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૩૧).

છે. તેની ઉપરનાં પાંચ વિમાનોને તે સર્વોત્તમ હોવાથી 'અનુત્તર વિમાન' કહેવામાં આવે છે. તે લોકના મુખ-સ્થાનમાં છે. આ પાંચ વિમાનોમાંના સર્વોત્તમ વિમાનને 'સર્વાર્થસિદ્ધ' કહેવામાં આવે છે. આ વિમાનથી બાર યોજન ઊંચે સિદ્ધિ-શિલા આવેલી છે. આ પણ એક પ્રકારની પૃથ્વી છે. તેને 'ઇષિત્-પ્રાગ્ભારા' પણ કહેવામાં આવે છે. તે લોકના લલાટ-સ્થાને છે. એનો વિસ્તાર મનુષ્ય-લોકના જેટલો એટલે ૪૫ લાખ યોજન જેટલો છે. આ સિદ્ધિ-શિલાની ઉપર એક યોજને લોકનો અન્ત આવે છે. આ પ્રમાણે લોકની એકંદર ઊંચાઇ ચૌદ રજ્જુ જેટલી છે.

વિશેષમાં આ લોકને કોઇએ બનાવ્યો નથી તેમ કોઇએ પકડી રાખ્યો નથી, પરંતુ તે સ્વયંસિદ્ધ અને નિરાધાર આકાશમાં રહેલો છે. કેમકે લોકની બહાર ચારે બાજુ આકાશ સિવાય કોઇ પણ પદાર્થ નથી. આ લોકની બહારના ભાગને 'અલોક' તરીકે ઓળખાવવામાં આવે છે. આ અલોક અનન્ત છે, એથી કરીને લોક એ અનન્ત અલોકનું અત્યન્ત સૂક્ષ્મ મધ્ય બિન્દુ ગણી શકાય.

લોકના સંબંધમાં વિશેષ માહિતી માટે તેના જિજ્ઞાસુએ કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચન્દ્રસૂરિ**-કૃત **યોગશાસ્ત્ર**ના ચતુર્થ પ્રકાશના ૧૦૩થી ૧૦૭ સુધીના શ્લોકોની વૃત્તિ જોવી અને એથી પણ વધારે માહિતી માટે તો ઉપાધ્યાય **શ્રીવિનયવિજય**કૃત **લોકપ્રકાશ**માંનો ક્ષેત્ર-લોક જોવો.

* * * *

तथाऽऽशीःस्तुतिरूपं द्वितीयगाथार्थ(र्धं ?)माह—

**जय रोसजलणजलहर !, कुलहर ! वरनाणदंसणसिरीणं ।**
**मोहतिमिरोहदिणयर !, नयर ! गुणगणाण पउराणं[1] ॥ २ ॥**

**[ जय रोषज्वलनजलधर ! कुलगृह ! वरज्ञानदर्शनश्रियोः ।**
**मोहतिमिरौघदिनकर ! नगर ! गुणगणानां पौराणाम् ॥ ]**

प्र० वृ०—जयत्ति । हे भगवन् ! त्वं जय—इतरकुतीर्थितिरस्कारेण सर्वोत्कर्षेण वर्तस्व ! किंविशिष्ट ? 'रोषज्वलनजलधर' ! रोष एव तदभिरामगुणग्रामारामदाहकत्वेन स्वपरयोरुपतापकत्वेन च ज्वलन इव ज्वलनस्तस्य रोषदहनस्य जलं धरतीति जलधरः। यथा प्रलयकालकरालानलज्वालाजटालमपि कृपीटयोनिं सजलजलधरधाराधोरणीसम्पातः शमयति, तथा भगवानपि परेषां (रोषम् ?) । तथाहि—योजन(सपाद)शतान्तश्चिरप्ररूढा अपि वैरमत्सरादयः प्रशाम्यन्तीति। कुलहरेति । वरे—अप्रतिपातिनी च ते ज्ञानदर्शने च वरज्ञानदर्शने। तत्राशेषवस्तु(विशेष)विषयं ज्ञानं, सामान्यवस्तुगोचरं दर्शनं, तयोः (श्रियोः) कुलगृहं—जनकगृहम्। यद्वा भगवतो मुक्त्यवस्थामधिकृत्य स्तुतिपदमिदम्। तत्र च केवलयोर्ज्ञानदर्शनयोरेव सम्भवः । तत्र मोहत्ति। तत्र मोहः—अज्ञानं यथावस्थितवस्तुतत्त्वविलोकनप्रतिबन्धकत्वेन तिमिरौघः—तमःसमूहस्तस्य दिनकर इव दिनकरः, तस्यायमर्थः—यथा भास्करकरप्रक-

---

१ 'प्रचुराणां' इत्यपि सम्भवति ।

रतिरस्कृतस्तिमिरनिकरः कान्दिशीकत्वमवाप्य गहनगिरिकन्दरोदरमधिश्रयति, एवं मोहोऽपि महामहिमभिः सुभटपेटकैरपि(रिव) च भवदुपदेशैः समन्ततस्त्रासितस्तेपामगम्यतममभव्यजनमनोदुर्गमध्यास्त इति । तथा नयर! इति । न विद्यते करः–राजदेयविभागो यस्मिन् तन्नगरम्, संज्ञाशब्दात् कस्य गत्वं नालोपश्च, तस्य सम्बोधनम् । केषाम्? 'गुणगणाण पउराण'त्ति गुणाः–तपःप्रशमादयस्तेषां गणाः–समूहा गुणगणास्त एव पुरे भवाः पौरास्तेषाम् । यथा कस्मिंश्चिद् राजन्वति नगरे नागरिकैरकुतोऽपि भयैः सुखमवस्थीयते, एवं भगवति निःशेषदोषसंश्लेषविसम्मुखे समग्राभिरामगुणग्रामैरिति ॥ इति द्वितीयगाथार्थः ॥ २ ॥

हे० वि०–साम्प्रतं स्तुतिमाह—( जयत्ति ) ।

जय त्वं भगवन्!–सर्वोत्कर्षेण वर्तस्व । किंभूत!? 'रोषज्वलनजलधर!' क्रोधाग्निपयोद! तथा 'कुलगृह!' विशिष्टकुलकल्प! । कासामित्याह—'वरज्ञानदर्शनश्रियां' वरे च ते ज्ञानदर्शने च वरज्ञानदर्शने, तयोः श्रियः–समृद्धयस्तासाम् । यद्वा "बहुवयणे दुवयणं" इत्यादिवचनात् वरे च ते ज्ञानदर्शनश्रियौ च वरज्ञानदर्शनश्रियौ तयोर्वा । तत्र विशेषपरिच्छेदकं ज्ञानं, दर्शनं च सामान्यगोचरम् । तथा 'मोहतिमिरौघदिनकर!' अज्ञानान्धकारसमूहतरणे! तथा 'नगर!' न विद्यते करो–राजदेयभागो यत्र तन्नगरं, संज्ञाशब्दत्वात् ककारस्य गकारो नकारालोपश्च, नगरमिव नगरं तस्य सम्बोधनं हे नगर! । केषामित्याह—'गुणगणानां' गुणगणाश्चारित्रादयो गृह्यन्ते तेषाम् । किंभूतानामित्याह–पौरा इव–विशिष्टलोका इव पौरास्तेषाम् । यद्वा 'प्रचुराणां' प्रभूतानाम् । किमुक्तं भवति? यथा नगरं गुणगणानां पौराणां प्रचुराणां वा स्थानं भवति, तथा भगवानपि ॥ इति गाथार्थः ॥ २ ॥

## શબ્દાર્થ

जय ( जय )=તું જયવંતો વર્ત.
रोस ( रोष )=ક્રોધ, ગુસ્સો.
जलण ( ज्वलन )=અગ્નિ, આગ.
जलहर ( जलधर )=મેઘ.
रोसजलणजलहर !=હે ક્રોધરૂપી અગ્નિ પ્રતિ મેઘ.
कुल ( कुल )=કુળ, વંશ.
हर ( गृह )=ઘર.
कुलहर !=હે પિતાનું ઘર !
वर ( वर )=ઉત્તમ.
नाण ( ज्ञान )=જ્ઞાન.
दंसण ( दर्शन )=દર્શન.
सिरि ( श्री )=લક્ષ્મી.
वरनाणदंसणसिरीणं=ઉત્તમ જ્ઞાન અને દર્શનરૂપી લક્ષ્મીના.
मोह ( मोह )=મોહ, અજ્ઞાન.
तिमिर ( तिमिर )=અંધકાર, અંધારૂં.
ओह ( ओघ )=સમૂહ.
दिणयर ( दिनकर )=સૂર્ય.
मोहतिमिरोहदिणयर !=હે મોહરૂપ અંધકારના સમૂહ પ્રતિ સૂર્ય !
नयर ! ( नगर ) !=હે નગર, હે શહેર !
गुण ( गुण )=ગુણ.
गण ( गण )=સમુદાય.
गुणगणाण=ગુણોના સમુદાયના.
पउराणं ( पौराणा )=નાગરિકોના.
पउराणं ( प्रचुराणा )=ઘણાના.

१ बहुवचने द्विवचनम् ।

## પદ્યાર્થ

**પ્રભુની આશીર્વાદરૂપ સ્તુતિ—**

"હે [1]ક્રોધરૂપી અગ્નિને ( શાંત કરવામાં.) મેઘ ( સમાન )! હે ઉત્તમ ( અપ્રતિપાતી ) જ્ઞાન અને દર્શનની [ અથવા જ્ઞાન અને દર્શનરૂપી ] લક્ષ્મીઓના ( આનન્દ માટે ) પિતૃ–ગૃહ ( તુલ્ય )! હે [2]અજ્ઞાનરૂપી અંધકારના સમૂહનો (અંત આણવામાં) સૂર્ય (સમાન)! હે (તપ, પ્રશમ ઇત્યાદિ) ગુણોના સમુદાયરૂપ નાગરિકોના [ અથવા અનેક ગુણોના સમુદાયોના ] ( નિવાસ માટે ) નગર ( તુલ્ય )! તું સર્વોત્કૃષ્ટ વર્ત."—૨

## સ્પષ્ટીકરણ

**સંબોધનોની સાર્થકતા—**

ક્રોધને અગ્નિની ઉપમા આપવી તે વ્યાજબી છે, કેમકે ક્રોધ અનેક ગુણરૂપી ગ્રામ અને આરામને બાળી નાખે છે તેમજ તે તેના જન્મ–દાતાને તેમજ અન્ય જનોને પણ સંતાપ-કારક છે. આવા ક્રોધને શાન્ત કરવામાં પ્રભુ મેઘ સમાન છે એ વાત પણ વાસ્તવિક છે, કેમકે પ્રભુ જ્યાં જ્યાં વિચરે, ત્યાં ત્યાં સવાસો યોજન સુધીમાં વસતા પ્રાણીઓના લાંબા સમયના વૈર અને મત્સર નાશ પામે છે અને સમવસરણમાં બેઠેલા પ્રાણીઓનો તો સ્વાભાવિક વૈર–ભાવ પણ શાંત થઇ જાય છે.

ભગવાન્ સર્વોત્તમ જ્ઞાન અને દર્શનરૂપી લક્ષ્મીના પિતૃ–ગૃહ છે એમ કહેવાની મતલબ એ છે કે જેમ બાળકો અને ખાસ કરીને લલનાઓ પિતૃ–ગૃહ ( પિયર)માં નિઃશંકપણે લહેર કરે છે–આનંદપૂર્વક રહે છે, તેમ કેવલજ્ઞાનરૂપી અને કેવલદર્શનરૂપી લક્ષ્મીઓ પ્રભુરૂપ આનન્દ-ગૃહમાં લહેર ઉડાવે છે.

આ પદ્યમાં પ્રથમ જ્ઞાનનો અને ત્યાર બાદ દર્શનનો નિર્દેશ કરવામાં આવ્યો છે એથી પ્રભુ કેવલજ્ઞાની છે એમ સૂચવવામાં આવ્યું છે, કેમકે સામાન્ય જીવોને તો પ્રથમ સામાન્ય ઉપયોગ યાને દર્શન હોય છે અને ત્યાર પછી વિશિષ્ટ ઉપયોગ યાને જ્ઞાન હોય છે.

અજ્ઞાનને અંધકાર સાથે સરખાવવો અને પ્રભુને સૂર્ય સાથે સરખાવવા તે વાત ન્યાય્ય છે; કેમકે સૂર્ય જેમ પદ્મોનો વિકાસ કરે છે, તેમ પ્રભુ ભવ્ય જનોના જ્ઞાનનો વિકાસ કરે છે. વળી જેમ સૂર્ય ચન્દ્ર–કમલોનો સંકોચ કરે છે, તેમ પ્રભુ દ્વેષી જનોનો પરિહાર કરે છે. સૂર્ય જેમ અંધકારનો નાશ કરે છે, તેમ પ્રભુ અજ્ઞાનનો નાશ કરે છે. સૂર્યનાં કિરણોથી ભેદાયેલું અંધારૂં જેમ ગિરિ-ગુફાદિનો આશ્રય લે છે, તેમ પ્રભુએ મારી હઠાવેલ અ-જ્ઞાન–મિથ્યાત્વ મિથ્યાત્વીઓને–દુર્ભવ્યોને–અભવ્યોને શરણે જાય છે અને તેઓ તેનો આદર કરે છે. આ ઉપરાંત ઘુવડના ઉપર પ્રકાશ નહિ પાડવા છતાં જેમ સૂર્ય અસમર્થ ગણાતો નથી, તેમ પ્રભુ પણ અભવ્યને પ્રતિબોધ ન પમાડતા હોવા છતાં તેઓ અસમર્થ ગણાતા નથી.

---

૧ આના સ્વરૂપ માટે જુઓ **સ્તુતિ–ચતુર્વિંશતિકા** ( પૃ૦ ૧૬૧ ) તથા **વીર–ભક્તામર** ( પૃ૦ ૩૨–૩૩ ).

૨ આ સંબંધમાં જુઓ **ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ** ( પૃ૦ ૨૧–૨૨ ).

વિશેષમાં શ્રીમાન્ માનતુંગસૂરિકૃત ભક્તામર-સ્તોત્રના સત્તરમા પદ્યમાં સૂચવ્યા મુજબ તો પ્રભુ સૂર્યથી પણ અધિક મહિમાવાળા છે અને તેથી કરીને તો તે અભ્યન્તર અંધકારને પણ દૂર કરી શકે છે.

જે નગરમાં રામ જેવા રાજા હોય, ત્યાં નગર-જનો સુખેથી-નિર્ભયપણે રહી શકે, તેવી રીતે પ્રભુરૂપી નગરમાં સમસ્ત દોષરૂપી દુર્જનોનો સર્વથા અભાવ હોવાથી ત્યાં અનેક ગુણોરૂપી નાગરિકો વસે એમાં કહેવુંજ શું? આ ઉપરથી પ્રભુમાં અષ્ટ કર્મના ક્ષયથી ઉત્પન્ન થયેલા અનંતજ્ઞાનાદિક [1]આઠ મહાગુણોના અને અનેક સામાન્ય ગુણોના સદ્‌ભાવનું સૂચન થાય છે.

* * * *

इदानीं यथा प्राप्तसम्यग्दर्शनानां प्राणिनां भगवद्दर्शनमुपपद्यते तथा स्तुतिकृद्द्वारेणैवोत्तरगाथया प्रतिपादयन्नाह—

दिट्ठो कहवि विहडिए, गंठिम्मि कवाडसंपुडघणंसि ।
मोहंधयारचारय–गएण जिण ! दिणयरुव्व तुमं ॥ ३ ॥

[दृष्टः कथमपि विघटिते ग्रन्थौ कपाटसम्पुटघने ।
मोहान्धकारचारकगतेन जिन ! दिनकर इव त्वम् ॥ ]

प्र० वृ०—दिट्ठोत्ति । इह हि दुरवगाहगम्भीरापारसंसारपारावारान्तरालपरि[2]वर्तितैः समस्तसत्त्वसङ्घातैस्तावदव्यवहारराशौ प्रथमं प्रसुप्तमत्तैरिवानन्ताः पुद्गलपरावर्ताः समतिवाह्यन्ते । तत्र ते तथाभवितव्यतानियोगान्निर्गत्य तस्मात् पृथिव्यप्तेजोवायुलक्षणेषु चतुर्ष्वपि कायेषु पृथक् पृथगसंख्याता उत्सर्पिण्यवसर्पिणीर्वनस्पतिकाये चानन्ताः समतिवाह्यन्ते, किञ्चिदधिकानि विंशतिसागरोपमशतानि त्रसत्वे ज्ञानावरणादिकर्मनिर्मथितमहिमभिरतिवाह्यन्ते। यदुक्तं अस्मदाराध्यचरणैः—"ज्ञानावरणादिकर्मणामेवमुत्कृष्टां स्थितिं वाढमुपवर्णयन्ति समयविदः । यदुत ज्ञानावरणस्य दर्शनावरणस्य वेदनीयस्य चान्तरायस्य च प्रत्येकं त्रिंशत् कोटिकोटयः सागरोपमाणां उत्कृष्टा स्थितिः । मोहनीयस्य सप्ततिर्नामगोत्रयोः प्रत्येकं विंशतिः" । यदा च शरीरिणो गिरिसरिदुपलोपघोलनान्यायेनाकामनिर्जरया कर्मराशिं क्षपयन्तः सर्वकर्मणां तस्याः स्थितेरेकैकं सागरोपमकोटिकोटिं किञ्चिदूनामवशेषयन्ति तथा(दा) यथाप्रवृत्तिकरणेन ग्रन्थिप्रदेशमवतार्यन्ते । स च कर्मग्रन्थिः कर्कशघनप्ररूढगूढरागद्वेषपरिणामजनितः प्राणिभिरभिन्नपूर्वो दुर्भेद्यश्च भवति । तदाहुः परमर्षयः (कल्पभाष्ये)—

---

१ આ આઠ મહાગુણોની માહિતી માટે જુઓ ન્યાયકુસુમાંજલિ (પૃ૦ ૩૩૦-૩૩૨).

२ 'पतितैः' इति ख-पाठः ।

""गंठित्ति सुदुब्भेओ, कक्खडघणरूढगूढगंठिव ।
जीवस्स कम्मजणिओ, घणरागद्दोसपरिणामो ॥ १ ॥"–आर्या

ग्रन्थिप्रदेशं यावदनन्तशोऽभव्यजन्तवोऽप्यवतार्यन्त एव । अस्मिंश्चावसरे कश्चिद् भाविभद्रः प्राणी समुल्लसिततथाविधावार्यवीर्यविस्फूर्तिस्तीक्ष्णतरकुठारधारासम्पातप्रतिमेनापूर्वकरणेन तं तथाविधस्वरूपं ग्रन्थिभेदनमनुभूय ( स्थितिद्वयं कुर्वन्ति ) तत्राद्यस्थितौ मिथ्यादृष्टिरेव । अतिक्रान्तायां (तस्यां) चान्तर्मुहूर्तम् औपशमिकं सम्यक्त्वं स्पृशति । एवं कृतग्रन्थिभेदस्य समासादितसम्यक्त्वस्य भगवान् मनोविषयमवतरति । तत्र स्थितं च जगद्गुरुं साक्षादिव पुरः स्फुरन्तमवलोक्य पुलकपुलकाञ्चिततनुः स्तुतिं चाह—दिट्ठोत्ति । हे जिन!–रागादिजयनशील! त्वं मया पुराकृतसुकृतसंयोगेन दृष्टोऽसि । तद्वद् (ततश्च) यथाऽवस्थितं वीतरागादिस्वरूपं मम मनसि साम्प्रतमवततारेति । क्व सति? कथमपि, पूर्वोक्तस्वरूपेण कर्मग्रन्थौ विघटिते–भिन्ने सति । किंविशिष्टेन मया? मोहंधयारत्ति मोहो–ममेदमिति सर्वत्र धन-धान्य-कलत्र-मित्र-पुत्रादिषु ममता–व्यामोहः स एवातत्त्वे तत्त्ववासनोत्पादकत्वादविवेकलोचनं मुकुलयन्नन्धकार इवान्धकारस्तद्गतेन–तदायत्तेन, यथा केनचिन्नरपतिप्रकोपापहृतसर्वस्वेन घोरान्धकारातिदुःसञ्चरविलीनकारागारगतेन दैवाद् विघटिते–विसुश्लिष्टे कपाटसम्पुटे तदेव देदीप्यमानो दिनमणिर्दृश्यते तद्वत् ॥ इति तृतीयगाथार्थः ॥ ३ ॥

हे० वि०—साम्प्रतं भगवद्दर्शनदुर्लभतामाह—( दिट्ठोत्ति ) ।

'दृष्टः' सम्यगवलोकितो हे जिन! त्वं मयेति गम्यते । कथम्? 'कथमपि' महता कृच्छ्रेण । क्व सति? 'विघटिते' विगलिते 'ग्रन्थौ' मोहलक्षणे । किंविधे? 'कपाटसम्पुटघने' कपाटयोः सम्पुटं–युगलं कपाटसम्पुटं तदिव घनो–गुपिलः, अनादिभवकर्मोपात्तत्वात् । किंविधेन मयेत्याह—'मोहान्धकारचारकगतेन' मोहः–अष्टाविंशतिभेदलक्षणः स एवान्धकारेण युक्तश्चारको मोहान्धकारचारकस्तत्र गतस्तेन । क इवेत्याह—'दिनकर इव' भानुरिव । किमुक्तं भवति? यथा केनचिदन्धकारचारकगतेन कपाटसम्पुटे कथञ्चिद् ( विघटिते ) दिनकरो दृश्यते, तथा त्वमपि मया दृष्ट इति हृदयम् ॥ इति गाथार्थः ॥३॥

## શબ્દાર્થ

दिट्ठो ( दृष्टः )=જોયો.
कहवि ( कथमपि )=મહા મહેનતે.
विहडिए ( विघटिते )=(१) નાશ પામ્યો; (२) ઉઘડી ગયો.
गंठिम्मि ( ग्रन्थौ )=ગાંઠ.
कवाड ( कपाट )=દ્વાર, કમાડ, બારણું.
संपुड ( सम्पुट )=યુગલ, જોડકું.
घण ( घन )=ગાઢ.
कवाडसंपुडघणंमि=દ્વારના યુગલની જેમ ગાઢ.
मोह ( मोह )=અજ્ઞાન.

---

१ छाया—

ग्रन्थिरिति सुदुर्भेदः कर्कशघनरूढगूढग्रन्थिरिव ।
जीवस्य कर्मजनितो घनरागद्वेषपरिणामः ॥

अंधयार (अन्धकार)=અંધારૂં.
चारय (चारक)=કારાગૃહ, કેદખાનું.
गअ (गत)=ગયેલ.
मोहंधयारचारयगएण=મોહરૂપી અન્ધકારથી વ્યાપ્ત કેદખાનામાં રહેલાથી.
जिण! (जिन!)=હે તીર્થંકર!
दिणयर (दिनकर)=સૂર્ય.
दिणयरुव्व=સૂર્યની જેમ.
तुमं (त्वं)=તું.

## પદ્યાર્થ

**પ્રભુના દર્શનનો મહિમા—**

"(અનેક ભવોથી એકત્રિત થયેલ હોવાથી) દ્વારના યુગલ જેવી ગાઢ (રાગ–દ્વેષના પરિણામ રૂપ) ગાંઠનો જ્યારે મહા મહેનતે નાશ થયો, ત્યારે હે તીર્થંકર! (૨૮ પ્રકારના) મોહરૂપી અન્ધકારથી વ્યાપ્ત એવા કારાગૃહમાં રહેલા મને સૂર્યસમાન તારૂં દર્શન થયું."—૩

## સ્પષ્ટીકરણ

**શ્લોકનું તાત્પર્ય—**

જેમ કોઈક રાજા અમુક મનુષ્ય ઉપર કોપાયમાન થતાં તે તેનું સર્વસ્વ હરણ કરી લઇને તેને ઘોર અંધારી કોટડીમાં પૂરી દે અને સ્વપ્ને પણ તેને સૂર્યના દર્શન ન થવા દે, તેમ કર્મ–રાજા પણ આત્મા ઉપર કોપિત થતાં તે તેના જ્ઞાનાદિક ઉત્તમ અલંકારોને હરી લઇ તેને મોહ-રૂપી અંધારા કેદખાનામાં પૂરી દે છે અને તેને પ્રભુરૂપ સૂર્યના દર્શનથી વંચિત રાખવા પ્રયત્ન કરે છે. પરંતુ કારાગૃહનું દ્વાર–યુગલ દૈવ–યોગે ઊઘડી જતાં તેમાં પૂરાઇ રહેલા કેદીને સૂર્યનું દર્શન થાય, તેમ અપૂર્વકરણાદિકના યોગથી અનાદિ કાળના રાગ–દ્વેષરૂપ પરિણામવાળી ગાંઠ છેદાઇ જતાં મોહરૂપ કેદખાનામાં સડતો ભવ્ય જનરૂપી કેદી સમ્યક્ત્વ પ્રાપ્ત કરી સર્વ જ્ઞાનાદિક સદ્ગુણોથી સુશોભિત પ્રભુના દર્શન કરવા ભાગ્યશાળી બને છે.

### [1]સમ્યક્ત્વ-મીમાંસા

**સમ્યક્ત્વનો અર્થ—**

સમ્યક્ત્વ કહો કે સમ્યગ્–દર્શન કહો એ બંને એકજ વાત છે. યથાર્થ શ્રદ્ધાન યાને વાસ્તવિક તત્ત્વ–દૃષ્ટિ એ એનો અર્થ છે. એ વાતની વાચકવર્ય **શ્રીઉમાસ્વાતિ** મુનીશ્વરકૃત **તત્ત્વાર્થાધિગમસૂત્ર**નું "तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्" એ (પ્રથમ અધ્યાયનું દ્વિતીય) સૂત્ર સાક્ષી પૂરે છે. વિશેષમાં સમ્યક્ત્વની વ્યાખ્યા કરતાં **શ્રીહેમચન્દ્રસૂરિ** કહે છે કે—

"या देवे देवताबुद्धि-र्गुरौ च गुरुतामतिः ।
धर्मे च धर्मधीः शुद्धा, सम्यक्त्वमिदमुच्यते ॥"
—યોગશાસ્ત્ર પ્ર૦ ૨, શ્લો૦ ૨

---

૧ સમ્યક્ત્વ પરત્વે એક સ્વતન્ત્ર નિબંધ તૈયાર કરી તેને પ્રસિદ્ધ કરવાનો મારો મનોરથ અત્યાર સુધી ફળીભૂત નહિ થયેલો હોવાથી તેમજ **સ્તુતિ–ચતુર્વિંશતિકા**દિક ગ્રન્થોમાં વિવેચન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થવા છતાં ગ્રન્થ–ગૌરવના ભયથી તેમ કરવું મુલતવી રાખવું પડેલું હોવાથી અને વારંવાર તેમ કરવું તે ઇષ્ટ નહિ ગણાય તેમ હોવાથી તેમજ શ્રી**પ્રભાનંદસૂરિ**કૃત ટીકાનો આશય જૈન દર્શનથી અપરિચિત પાઠક–વર્ગના ધ્યાનમાં નહિ ઉતરી શકે તેમ લાગવાથી અત્ર મેં આ વિષયની સ્થૂલ રૂપરેખા આલેખી છે.

અર્થાત્ દેવને વિષે દેવપણાની શુદ્ધ બુદ્ધિ, ગુરૂમાં ગુરૂપણાની શુદ્ધ બુદ્ધિ અને ધર્મમાં ધર્મની નિર્મળ બુદ્ધિ એ 'સમ્યક્ત્વ' કહેવાય છે.

આ ઉપરથી સાર એ નીકળે છે કે જેમને દેવ-ઇશ્વર-પરમેશ્વર તરીકે માનવા વ્યાજબી હોય તેમને દેવ તરીકે સ્વીકારવા, જેમને ગુરૂ એવી સંજ્ઞા આપવી યથાર્થ હોય તેમને ગુરૂ તરીકે માનવા અને જે વાસ્તવિક રીતે ધર્મ એવા નામને લાયક હોય તેને ધર્મ માનવો એ 'સમ્યક્ત્વ' છે. આનાથી ઉલટી માન્યતા તે 'મિથ્યાત્વ' છે.

જૈન પ્રક્રિયા—

સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવાનાં સાધનો સંબંધી વિચાર કરીએ તે પૂર્વે જૈન પ્રક્રિયા પ્રમાણે કર્મના જે આઠ વિભાગો પાડવામાં આવ્યા છે તે જોઇ લઇએ. (૧) જ્ઞાનાવરણીય, (૨) દર્શનાવરણીય, (૩) વેદનીય, (૪) મોહનીય, (૫) આયુષ્ય, (૬) નામ, (૭) ગોત્ર અને (૮) અન્તરાય એ આ આઠ વિભાગો છે. આ દરેક વિભાગના બીજા અવાન્તર ભેદો છે, પરંતુ તે સર્વનું અત્ર પ્રયોજન નહિ હોવાથી પ્રસ્તુતમાં મોહનીય કર્મના દર્શન-મોહનીય અને ચારિત્ર-મોહનીય એ બે મુખ્ય ભેદોના અવાંતર ભેદો વિચારવામાં આવે છે.

દર્શન-મોહનીયના સમ્યક્ત્વ-મોહનીય, મિશ્ર-મોહનીય અને મિથ્યાત્વ-મોહનીય એમ ત્રણ ભેદો છે, જ્યારે ચારિત્ર-મોહનીયના 'કષાય' અને 'નોકષાય' એમ બે ભેદો છે. વળી તેમાં કષાયના ક્રોધ, માન, માયા અને લોભ એમ ચાર પ્રકારો છે. આ દરેક કષાયના એક એકથી ઉતરતા બળવાળા અનન્તાનુબન્ધી, અપ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાન અને સંજ્વલન એમ ચાર ચાર ભેદો છે. નોકષાયના (૧) હાસ્ય, (૨) રતિ, (૩) અરતિ, (૪) શોક, (૫) ભય, (૬) જુગુપ્સા, (૭) પુરૂષ-વેદ, (૮) સ્ત્રી-વેદ અને (૯) નપુંસક-વેદ એમ નવ ભેદો છે. આ પ્રમાણે દર્શન-મોહનીયના ત્રણ, કષાયના સોળ અને નોકષાયના નવ ભેદો મળીને મોહનીયના ૨૮ પ્રકારો પડે છે.

દર્શન-મોહનીયનો સામાન્ય અર્થ એ છે કે તત્ત્વના સંબંધમાં યથાર્થ માન્યતા થવા દેવામાં વિઘ્ન ઉત્પન્ન કરવું અર્થાત્ તેનું કાર્ય યથાર્થ દર્શનનું આચ્છાદન કરવાનું છે. દર્શનમોહનીય શબ્દ પણ સૂચવે છે કે દર્શન સાથે તેને કંઇ સંબંધ હોવો જોઇએ અને વસ્તુતઃ તેમજ છે અને તે એ છે કે દર્શન-મોહનીય કર્મનો અસ્ત થતાં સમ્યગ્દર્શનનો ઉદય થાય છે.

સમ્યગ્દર્શન સંપાદન કરવામાં જોઇતાં સાધનો—

જોકે સમ્યગ્દર્શનની પ્રાપ્તિમાં જ્ઞાનાવરણીય કર્મોના ક્ષયોપશમની અપેક્ષા રહેલી છે, તો પણ આ ક્ષયોપશમ કંઇ તેનું મુખ્ય કારણ નથી; કેમકે જેટલા ક્ષયોપશમની અપેક્ષા રહેલી છે, તેટલો ક્ષયોપશમ તો પંચેન્દ્રિય જીવોને હોય છેજ. આથી મુખ્ય વાત તો એ છે કે અનાદિ-અનંત એવા ચતુર્ગતિભ્રમણરૂપ ઘોર અટવીમાં પ્રાણી જે મોહનીયાદિક આઠ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિના વિપાકને વશ થઇ પરિભ્રમણ કર્યા કરે છે તે કર્મોનો સ્થિતિ-કાલ ઘટવો જોઇએ અને એમ થાય ત્યારેજ સમ્યગ્-દર્શનની પ્રાપ્તિ થઇ શકે તેમ છે. આથી પ્રથમ તો સ્થિતિ-કાલ અને કયા કર્મનો કેટલો સ્થિતિ-કાલ છે તે જાણવાની જરૂર રહે છે. એ જિજ્ઞાસાના સમાધાનમાં કહેવાનું કે કર્મ-પુદ્ગલ જેટલા વખત સુધી આત્મા સાથે જોડાયેલું રહે, તેટલો વખત તે કર્મનો તે 'સ્થિતિ-કાલ' કહેવાય છે. કર્મ-દ્રવ્ય વધારેમાં વધારે જેટલો વખત

રહે તે તેનો 'ઉત્કૃષ્ટ સ્થિતિ-કાલ' અને ઓછામાં ઓછો જેટલો વખત રહે તે તેનો 'જઘન્ય સ્થિતિ-કાલ' જાણવો. [ તેમાં વેદનીય, નામ અને ગોત્ર એ સિવાયનાં બાકીનાં કર્મોનો જઘન્ય સ્થિતિ-કાલ અંતર્મુહૂર્તનો છે. તત્ત્વાર્થાધિગમસૂત્ર પ્રમાણે વેદનીયનો જઘન્ય સ્થિતિ-કાલ બાર મુહૂર્ત ( એક મુહૂર્ત=બે ઘડી=૪૮ મિનિટ )નો છે, જ્યારે ઉત્તરાધ્યાયનસૂત્રના ૩૩મા અધ્યયન પ્રમાણે તો તે કાળ અંતર્મુહૂર્તનો છે; નામ તેમજ ગોત્ર એ બંને કર્મોનો જઘન્ય સ્થિતિ-કાલ તો આઠ મુહૂર્તનો છે. ] જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, અને અન્તરાય એ ચાર કર્મોનો ઉત્કૃષ્ટ સ્થિતિ-કાલ ત્રીસ [1]કોડાકોડી [2]સાગરોપમ છે; નામ અને ગોત્ર કર્મોનો ઉત્કૃષ્ટ સ્થિતિ-કાલ વીસ કોડાકોડી સાગરોપમ છે, જ્યારે મોહનીય અને આયુષ્ય કર્મોનો ઉત્કૃષ્ટ સ્થિતિ-કાલ અનુક્રમે સિત્તેર (સૌથી વધારે) કોડાકોડી સાગરોપમ અને તેત્રીસ સાગરોપમ છે.

હવે આપણે પાછા પ્રસ્તુત વિષય ઉપર આવી જઇએ. તેમાં આપણે આગળ ઉપર જોઇ ગયા તેમ સંસાર-સમુદ્રમાં ડૂબેલા આત્માનો ઉદ્ધાર કરવામાં અગ્ર ભાગ ભજવનારા સમ્યગ્-દર્શનને પ્રાપ્ત કરવાનું પ્રથમ સાધન તો કર્મોના સ્થિતિ-બળનો ઘટાડો થવો જોઇએ એ છે, તો હવે કયા કર્મનો કેટલો ઘટાડો થવો જોઇએ અને તે પણ શાથી થાય છે તે વિચારવું બાકી રહે છે. આના સમાધાનમાં સમજવું કે—

આયુષ્ય-કર્મ સિવાયનાં બાકીનાં સાતે કર્મોની સ્થિતિ કિંચિત્ ન્યૂન એક કોડાકોડી સાગરોપમ જેટલી રહેવી જોઇએ. આમાં આત્માનો પરિણામ-વિશેષ કે જેને 'યથાપ્રવૃત્તિકરણ'ના નામથી ઓળખાવવામાં આવે છે તે કારણભૂત છે. અન્ય શબ્દમાં કહીએ તો ત્રીસ કોડાકોડી સાગરોપમની સ્થિતિવાળાં એવાં જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય અને અંતરાય કર્મોની સ્થિતિ ઘટીને છેવટે એક પલ્યોપમના અસંખ્યાતા ભાગથી ન્યૂન એવા એક કોડાકોડી સાગરોપમ જેટલી રહે તેમજ વીસ કોડાકોડી સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિવાળા નામ અને ગોત્ર કર્મની સ્થિતિ પણ આખરે એક પલ્યોપમના અસંખ્યાતમા ભાગથી ન્યૂન એવા એક કોડાકોડી સાગરોપમ જેટલી રહે અર્થાત્ જ્ઞાનાવરણાદિક કર્મના જેટલીજ રહે અને સીત્તેર કોડાકોડી સાગરોપમની સ્થિતિવાળા મોહનીય કર્મની સ્થિતિ પણ અંતે એટલીજ બાકી રહે એટલે કે આયુષ્ય

---

૧ એક કરોડને એક કરોડે ગુણવાથી જે સંખ્યા આવે છે, તેને ( ૧ ૦૦૦ ૦૦૦ ૦૦૦ ૦૦૦ ૦૦ અર્થાત્ એકડા પર ચૌદ મીઠાં ચડાવીએ ત્યારે એટલે કે એક 'શંકુ'ને ) 'કોડાકોડી' કહેવામાં આવે છે.

૨ સાગરોપમ કાળનું માપ દર્શાવનાર પારિભાષિક શબ્દ છે. સાગરોપમના (૧) ઉદ્ધાર-સાગરોપમ, (૨) અદ્ધા-સાગરોપમ અને (૩) ક્ષેત્ર-સાગરોપમ એવા ત્રણ ભેદો છે અને આ દરેક પ્રકારના સાગરોપમના વળી સૂક્ષ્મ અને બાદર એમ બબ્બે અવાંતર ભેદો પડે છે. અહી કંઇ આ બધા ભેદો સંબંધી વિશેષ માહિતીની જરૂર નથી. એથી પ્રસ્તુતમાં સૂક્ષ્મ-અદ્ધા-સાગરોપમનો વિચાર કરીશું.

ધારો કે એક યોજન (ચાર ગાઉ ) લાંબો, એક યોજન પહોળો તેમજ તેટલોજ ઊંડો એક કુવો છે. હવે આ કુવાને તરતના જન્મેલ મનુષ્યના વધારેમાં વધારે સાત દિવસ સુધીમાં ઉગેલા વાળ વડે એવો દબાવીને ઠાસી ઠાંસીને ભરવો કે જેથી અગ્નિ યા જળ વડે પણ એમાંના એક પણ વાળને આંચ લાગે નહિ. આવા પ્રત્યેક વાળના અસંખ્ય ખંડો (ટૂકડા) કલ્પવા અને તેમાંથી સો સો વર્ષે એક એક ખંડને તે કુવામાંથી કાઢવો. એમ કરતાં કરતાં જે કાળે આ કુવો તદ્દન ખાલી થઇ જાય, તેટલા કાળને 'સૂક્ષ્મ-અદ્ધા-પલ્યોપમ' (પલ્યોપમના પણ સાગરોપમની જેમ એટલાજ ભેદો પડે છે ) જાણવો. આવા દશ કોડાકોડી પલ્યોપમનો એક 'સૂક્ષ્મ-અદ્ધા-સાગરોપમ' થાયછે.

સિવાયનાં બાકીનાં કર્મોની સ્થિતિ ઘટીને એકી વખતે ઉપર્યુક્ત પ્રમાણુ જેટલી રહે, ત્યારેજ સમ્યગ્-દર્શન પ્રાપ્ત કરવાનું પ્રથમ દ્વાર પ્રાપ્ત થાય છે. આ દ્વાર સુધી આત્માને દોરી લાવનાર બીજું કોઈ નથી પણ તેનો પોતાનો પરિણામ યથાપ્રવૃત્તિકરણુજ છે. આટલેથીજ કાર્ય સરે તેમ નથી. આ ઉપરાંત અપૂર્વકરણુ (અને અનિવૃત્તિકરણુ)ની પ્રાપ્તિ થાય, તોજ સમ્યગ્-દર્શન સંપાદન કરી શકાય તેમ છે.

યથાપ્રવૃત્તિકરણાદિકનું સ્વરૂપ—

આપણે જોઇ ગયા તેમ એકંદર કરણો ત્રણ છે—(૧) યથાપ્રવૃત્તિકરણુ, (૨) અપૂર્વકરણુ અને (૩) અનિવૃત્તિકરણુ. તેમાં 'કરણુ' શબ્દનો અર્થ પરિણામ–અધ્યવસાય છે. 'યથાપ્રવૃત્તિકરણુ' એટલે સાધારણ રીતે ઉપયોગ વગર ઉત્પન્ન થનારો પરિણામ; 'અપૂર્વકરણુ' એટલે પૂર્વે નહિ અનુભવેલો એવો પરિણામ; અને 'અનિવૃત્તિકરણુ' એટલે સમ્યક્ત્વ (સમ્યગ્-દર્શન) ઉત્પન્ન કર્યા વિના નહિ ચાલ્યો જનારો પરિણામ. આ પ્રમાણેની ત્રણ કરણોની સ્થૂળ રૂપરેખા છે. હવે તેના વિશેષ સ્વરૂપ તરફ દૃષ્ટિ–પાત કરીએ. તેમાં પ્રથમ તો આ ત્રણે કરણોમાં પ્રથમ ભાગ ભજવનારા અર્થાત્ પ્રથમતઃ પ્રવર્તન કરનારા અને એથી કરીને 'પૂર્વપ્રવૃત્ત' એવા નામથી પણ ઓળખાતા યથાપ્રવૃત્તિકરણુ તરફ ઉડતી નજર ફેંકીએ.

યથાપ્રવૃત્તિકરણુ—

યથાપ્રવૃત્તિ એટલે આત્માની અનાદિ કાળથી કર્મ ખપાવવાની જેવી પ્રવૃત્તિ ચાલી આવે છે તેવીને તેવી પ્રવૃત્તિ. જોકે આત્માની અનાદિની ચાલ કાયમ છે, પરંતુ કારણુ–પરિપાકને લઇને મિથ્યાત્વની મંદતા થાય છે—કર્મોનું સ્થિતિ–બળ ઘટે છે. અહીં કોઇને શંકા થાય કે આ વાત કેમ સંભવી શકે, તો તેના સમાધાનાર્થે નીચેનાં બે ઉદાહરણો વિચારવામાં આવે છે.

ધારો કે આપણી પાસે એક ધાન્યનો ભંડાર છે. આમાંથી દરરોજ જેટલું ધાન્ય બહાર કાઢવામાં આવે, તેનાથી ઓછું–અલબત ન્યૂન પ્રમાણમાંજ તેમાં ધાન્ય નાખવામાં આવે, તો શું કાલાન્તરે–અમુક કાળ વીત્યા બાદ તે ભંડાર અલ્પ ધાન્યવાળો નહિ થઇ જાય? તેવી રીતે પ્રસ્તુતમાં કર્મ એ ધાન્ય છે અને આત્મ–પ્રદેશ એ કર્મરૂપ ધાન્યને ભરવાનો ભંડાર છે. અકામ નિર્જરા દ્વારા—અનાભોગે આમાંથી ઘણાં કર્મોની નિર્જરા થાય અને સાથે સાથે અલ્પ કર્મ બંધાતાં જાય, તો પછી કર્મરૂપ ધાન્ય ઘટે એ શું સ્વાભાવિક નથી?

હવે બીજા ઉદાહરણુ તરફ નજર કરીએ.

ધારો કે એક પર્વત છે અને તેમાંથી જળની ધારા વહે છે. તો પછી આ પર્વતની નીચે રહેલો કોઈક પાષાણુ આ જળના પ્રવાહમાં તણાઇ આમ તેમ અથડાઇ ઘસાતો ઘસાતો પોતાની મેળે ગોળ અને સુંવાળો બની જાય, એમ કહેવામાં કોઈ પ્રમાણુ આપવાની જરૂર રહે છે ખરી? પ્રસ્તુતમાં જીવ તે પાષાણરૂપ છે અને ચતુર્ગતિરૂપ સંસાર તે જળનો પ્રવાહ છે; તેમાં તણાતો જીવરૂપી પાષાણુ અકામ–નિર્જરારૂપ ઘર્ષણુ વડે ધર્મ–પ્રવૃત્તિરૂપ યોગ્ય ઘાટમાં આવે—યથાયોગ્ય સંયોગો મળતાં કષાય–મંદતાના યોગે અમુક કર્મ–દ્રવ્યપુંજનું આપોઆપ શટન–પટન થતાં જીવ કંઇક હલકો થાય, એ શું દેખીતી વાત નથી?

આ બે ઉદાહરણો ઉપરથી સમજી શકાય છે કે જીવ પણ દીર્ઘ સ્થિતિવાળાં કર્મોને ખપાવતો જતો–ખેરવતો જતો અને અલ્પ સ્થિતિવાળાં નવીન કર્મ બાંધતો જતો કાલાન્તરે અનાભોગરૂપ યથાપ્રવૃત્તિકરણ વડે અલ્પ સ્થિતિવાળાં કર્મવાળો થાય–અર્થાત્ જરૂરજ તેનાં કર્મોનું સ્થિતિ–બળ ઘટે.

આ ઉપરથી જોઈ શકાય છે કે યથાપ્રવૃત્તિકરણ એ આત્માનો અનાભોગ–બુદ્ધિપૂર્વક વિનાનો પરિણામ છે. અર્થાત્ જીવ પહેલાં જેમ અતિશય દીર્ઘ સ્થિતિવાળાં કર્મો બાંધતો હતો તેને બદલે હવે અલ્પ સ્થિતિવાળાં કર્મ બાંધે, તેમાં આ પરિણામ કારણરૂપ છે. પરંતુ આવો પરિણામ તો અભવ્યોને અર્થાત્ જેઓમાં મુક્તિએ જવાની યોગ્યતા પણ નથી તેઓને પણ ઉત્પન્ન થાય છે. એથી એ દૃષ્ટિએ આ મહત્ત્વનો નથી, તોપણ આત્મોન્નતિના માર્ગ તરફ પ્રયાણ કરનારાઓને માટે એ પહેલું સ્ટેશન છે. જેને પોતાના આત્માનું હિત સાધવું હોય, મુક્તિ–પુરીમાં જવાની જેને તીવ્ર અભિલાષા ઉત્પન્ન થઈ હોય, તેને તો અહિંઆ સુધીની ટિકિટ કઢાવવીજ જોઈએ તેમજ આ સ્ટેશન સુધીની મુસાફરી પણ કરવીજ જોઈએ. અહિંઆ આવ્યાથીજ કાર્ય સરી શકે ખરૂં, પરંતુ એનો અર્થ એમ નથી કે આ સ્ટેશને આવ્યા કે કાર્ય સરીજ ગયું–યથેષ્ટ સિદ્ધિ થઈ ચૂકી. અર્થાત્ અહીં આવેથીજ આગળ વધી શકાય, પરંતુ આગળ વધીજ શકાય એમ નથી. વળી અહીં સુધી આવી પહોંચવું એ અશક્ય નથી, પરંતુ અહિંઆ આવ્યા વિનાજ આગળ જવું એ તો જરૂર અશક્ય છે. આ દૃષ્ટિએ એમ કહી શકાય કે યથાપ્રવૃત્તિકરણની પ્રાપ્તિ નિરર્થક નથી; તેમાં પણ ગૌરવ રહેલું છે. વળી તેમાં જે જીવના સંબંધમાં સંસારનો છેડો હવે આવીજ રહેલો હોય અને એથી કરીને જેના સંબંધમાં આ યથાપ્રવૃત્તિકરણ અંતિમજ હોય, તે જીવનું યથાપ્રવૃત્તિકરણ તો ખરેખર પ્રશંસાપાત્ર છે. કેમકે આવા યથાપ્રવૃત્તિકરણ વડે જીવ આત્મોન્નતિમાં આગળ વધી મુક્તિના સિક્કારૂપ સમ્યગ્દર્શનનો અવશ્ય લાભ મેળવે છે. આવું અંતિમ [1]યથાપ્રવૃત્તિકરણ પ્રાપ્ત થયા પછી અપૂર્વકરણ મેળવવાને બહુ ફાંફાં મારવા પડે કે વધુ વખત રાહ જોવી પડે તેમ પણ નથી. એક અંતર્મુહૂર્તમાંજ એનો સમાગમ–ઉદય થાય છે. અર્થાત્ અંતિમ યથાપ્રવૃત્તિકરણ પ્રાપ્ત કર્યાં બાદ અપૂર્વકરણ પ્રાપ્ત કરવામાં ઓછામાં ઓછો નવ [2]સમયનો વિલંબ થાય છે અને વધારેમાં વધારે એક મુહૂર્તમાં એક સમય ઓછો એટલો વિલંબ થાય છે, જ્યારે સામાન્ય યથાપ્રવૃત્તિકરણનો ઉત્કૃષ્ટ સ્થિતિ–કાલ તો અસંખ્યાત સમયનો છે.

**સામાન્ય યથાપ્રવૃત્તિકરણ—**

જે યથાપ્રવૃત્તિકરણ બાદ અપૂર્વકરણ તેમજ અનિવૃત્તિકરણ ઉત્પન્ન થાય છેજ, તે સિવાયના અર્થાત્ સાધારણ યથાપ્રવૃત્તિકરણના અધિકારી તો અભવ્યો પણ છે, પરંતુ તેઓ આ પ્રથમ કરણને પ્રાપ્ત કરી આત્મોન્નતિમાં આગળ વધી શકતા નથી. ભવ્ય જીવો કે જેઓ મોડા વહેલા

---

૧ આવું યથાપ્રવૃત્તિકરણ તો જે પ્રાણી યોગની આઠ દૃષ્ટિઓ (મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાન્તા, પ્રભા અને પરા) પૈકી પ્રથમ દૃષ્ટિમાં પ્રવર્તતો હોય, તેને હોય છે; વળી જોકે આ સ્થિતિમાં અપૂર્વકરણનો ઉદય નથી, છતાં આ દૃષ્ટિવાળાને તેની પ્રાપ્તિ અતિદૂર નહિ હોવાથી આ યથાપ્રવૃત્તિકરણને ઉપચારથી 'અપૂર્વકરણ' કહેવામાં આવે છે. (દૃષ્ટિ એટલે સદ્ભાવનાગર્ભિત આત્માનો પરિણામ-વિશેષ, સુશ્રદ્ધાયુક્ત બોધ.)

૨ જૈન શાસ્ત્રમાં કાળના સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિભાગને 'સમય' કહેવામાં આવ્યો છે.

પણ મુક્તિ-રમણીને વરવાના છે, તેમાંથી પણ કેટલાક દીર્ઘસંસારી તો અહિંથી પાછા હઠે છે. વળી કેટલાક અભવ્ય જીવોને આ સામાન્ય યથાપ્રવૃત્તિકરણ પ્રાપ્ત થતાં [1]ચાર સામાયિકો પૈકી શ્રુતસામાયિકનો લાભ થાય છે, પરંતુ તેમને બાકીના ત્રણ સામાયિકોનો લાભ સંભવતો નથી. આ વાતને **આવશ્યક**-ટીકાનું નીચે મુજબનું વાક્ય ટેકો આપે છે:—

**"अभव्यस्यापि कस्यचिद् यथाप्रवृत्तिकरणतो ग्रन्थिमासाद्यार्हदादिविभूतिदर्शनतः प्रयोजनान्तरतो वा प्रवर्तमानस्य श्रुतसामायिकलाभो भवति, न शेषलाभः ।"**

સામાન્ય યથાપ્રવૃત્તિકરણમાં વર્તતો જીવ (ભલે પછી તે ભવ્ય હોય કે અભવ્ય હોય) તેના તેજ પરિણામમાં સંખ્યાત અથવા અસંખ્યાત કાલ સુધી રહી શકે છે. તેટલો કાલ વીત્યા બાદ ભવ્ય જીવ ક્યાં તો ચડતા પરિણામવાળો બને છે એટલે કે અપૂર્વકરણાદિ વડે સમ્યગ્-દર્શન પ્રાપ્ત કરે છે કે ક્યાં તો તેના પરિણામ મલિન થતા જાય છે. અભવ્યને માટે ચડિયાતા પરિણામનો સંભવ નહિ હોવાથી તે તદનંતર પતિત થાય એ દેખીતી વાત છે. યથાપ્રવૃત્તિકરણમાં વર્તતો જીવ રાગ-દ્વેષરૂપી ગ્રન્થિ (ગાંઠ)ની સમીપ આવેલ છે, એટલે કે તે ગ્રન્થિ-દેશમાં રહેલો છે એમ શાસ્ત્રકારો કહે છે. આ ગ્રન્થિ-દેશમાં રહેલો અભવ્ય જીવ પણ ઉત્તમ સાધુઓનો સત્કાર થતો જોઇને કે તીર્થંકરની સમૃદ્ધિ જોઇને દ્રવ્ય-ચારિત્ર અંગીકાર કરી ક્રિયાના બળથી નવમા ગ્રૈવેયકમાં પણ ઉત્પન્ન થઇ શકે છે. વળી એવો અભવ્ય જીવ (વધારેમાં વધારે) નવમા પૂર્વ સુધી સૂત્ર-પાઠ જાણી શકે છે. પરંતુ તે વાસ્તવિક અર્થ જાણતો નથી. આ પ્રમાણે તે દ્રવ્ય-શ્રુત મેળવે છે.

કોઈ મિથ્યાત્વી ભવ્ય જીવ તો ગ્રન્થિ-દેશમાં રહીને દશ પૂર્વમાં કંઇક ન્યૂન એટલું દ્રવ્ય-શ્રુત પ્રાપ્ત કરી શકે છે. કંઇક ન્યૂન કહેવાનો હેતુ એ છે કે જેણે પૂરેપૂરા દશ પૂર્વનું અધ્યયન કર્યું હોય, તે તો સમ્યક્ત્વથી અલંકૃત હોય છેજ. એથી ઓછા જ્ઞાનવાળાને સમ્યક્ત્વ હોઇ પણ શકે અને ન પણ હોઇ શકે. એ વાતની **કલ્પ-ભાષ્ય**નો નીચે મુજબનો ઉલ્લેખ સાક્ષી પૂરે છે:—

**"[2]चउदस दस य अभिन्ने, नियमा सम्मं तु सेसए भयणा"**

---

[1] સામાયિકના ચાર પ્રકારો છે—(૧) સમ્યક્ત્વ-સામાયિક, (૨) શ્રુત-સામાયિક, (૩) દેશવિરતિ-સામાયિક અને (૪) સર્વવિરતિ-સામાયિક. તેમાં 'સામાયિક'થી મોહના ક્ષયોપશમાદિથી પ્રકટ થતો ગુણ સમજવો. સમ્યક્ત્વ-સામાયિક કહો કે સમ્યક્ત્વ કહો તે એકજ છે. વળી શિક્ષાવ્રત પૈકી જે સામાયિક વ્રત છે, તે દેશ-વિરતિ સામાયિકનો અંશ છે. આનો શો અર્થ છે, એનો ઉત્તર તો શ્રીહેમચન્દ્રે રચેલા યોગશાસ્ત્રના નીચેના શ્લોક ઉપરથી જોઇ શકાય છે.

"त्यक्तार्तरौद्रध्यानस्य, त्यक्तसावद्यकर्मणः ।
मुहूर्तं समता या तां, विदुः सामायिकव्रतम् ॥"

—પ્ર૦ ૩, શ્લો૦ ૮૨.

અર્થાત્ (ચાર ધ્યાનોમાંના બે અશુભ) આર્ત અને રૌદ્ર ધ્યાનોનો ત્યાગ કરીને તેમજ પાપમય આચરણને જલાંજલિ આપીને એક મુહૂર્ત પર્યંત સમભાવમાં રહેવું તે 'સામાયિક' છે. એટલે કે બે ઘડી સુધી રાગ-દ્વેષ રહિત શાન્ત સ્થિતિમાં રહેવું તે 'સામાયિક' છે.

[2] छाया—

चतुर्दशसु दशसु वा अभिन्नेषु (सम्पूर्णेषु) नियमात् सम्यक्त्वं, शेषे (ततोऽर्वाक्तने श्रुते) भजना (सम्यक्त्वं स्याद् न वा)।

આ યથાપ્રવૃત્તિકરણ પરિણામથી આગળ વધવામાં રાગ-દ્વેષરૂપ ગ્રન્થિ વચ્ચે આવે છે અને તે દુર્ભેદ્ય છે, તેથી તેનો અપૂર્વકરણરૂપ પરશુ દ્વારા ભેદ કર્યા વિના આત્મોન્નતિમાં આગળ વધી શકાય તેમ નથી, એટલે કે સમ્યક્ત્વ મળી શકે તેમ નથી. આથી આ ગ્રન્થિના સ્વરૂપ પરત્વે વિચાર કરીએ.

**ગ્રન્થિ-સ્વરૂપ—**

'ગ્રન્થિ' શબ્દનો સામાન્ય અર્થ 'ગાંઠ' છે. અત્ર પ્રસ્તુતમાં આ ગ્રન્થિથી આત્માનો અતિ-મલિન રાગ-દ્વેષરૂપ પરિણામ સમજવાનો છે. **વિશેષાવશ્યક** (ગા૦ ૧૧૯૫)માં [1]પણ કહ્યું છે કે—

> "[2]**गंठित्ति सुदुब्भेओ, कक्खडघणरूढगूढगंठिव्व ।**
> **जीवस्स कम्मजणिओ, घणरागद्दोसपरिणामो ॥"**

અર્થાત્ કઠોર, નિબિડ અને અતિશય મજબૂત કાષ્ઠાદિકની ગાંઠની પેઠે દુર્ભેદ્ય એવો કર્મજનિત જીવનો ગાઢ રાગ-દ્વેષરૂપ પરિણામ તે 'ગ્રન્થિ' છે. આ 'ગ્રન્થિ' ચાર અનન્તાનુ-બન્ધી કષાયોના સમુદાયરૂપ છે.

**ગ્રન્થિની સમીપ આવેલા જીવોનું વર્તન—**

આપણે ઉપર જોઇ ગયા તેમ આ ગ્રન્થિની સમીપ આવેલા જીવોનું વર્તન વિવિધ પ્રકારનું છે. જેમકે એમાંના કેટલાક જીવો રાગ-દ્વેષને વશ થઇને આ ગ્રન્થિથી પાછા હઠે છે એટલે કે તેઓ ફરીથી દીર્ઘ સ્થિતિવાળાં કર્મો બાંધે છે અને કેટલાક પ્રથમ કરણ યુક્ત થઇને ત્યાંજ રહે છે અર્થાત્ તેઓ અમુક કાલ પર્યંત એક પલ્યોપમના અસંખ્યાતા ભાગથી ન્યૂન એવી એક કોડાકોડી સાગરોપમની સ્થિતિવાળાં કર્મ બાંધે છે અર્થાત્ એનાથી ન્યૂનાધિક સ્થિતિવાળાં કર્મો તેઓ બાંધતા નથી. 'અમુક કાલ પર્યંત' એમ કહેવાનું કારણ એ છે કે આ ગ્રન્થિ-દેશમાં આવેલો ભવ્ય કે અભવ્ય જીવ ત્યાંને ત્યાં ઉત્કૃષ્ટ અસંખ્યાત કાલ સુધીજ રહે, પરંતુ હમેશને માટે ત્યાંજ રહે નહિ. કેમકે આટલા કાલ દરમ્યાનમાં જે ભવ્ય જીવ હોય તે કયાં તો ગ્રન્થિ ભેદે અથવા તો અભવ્યની માફક ત્યાંથી પાછો ફરે. આથી જોઇ શકાય છે કે યથાપ્રવૃત્તિકરણની ઉત્કૃષ્ટ સ્થિતિ અસંખ્યાત કાલની છે, નહિ કે અનન્ત કાલની.

ગ્રન્થિ-દેશમાં રહેલા કેટલાક જીવો તીક્ષ્ણ ધારવાળા કુહાડા સરખા આત્માના અપૂર્વ પરિ-ણામની મદદથી તે દુર્ભેદ્ય ગ્રન્થિને પણ ભેદી નાખે છે. આ આત્માના અપૂર્વ પરિણામને 'અપૂર્વ-કરણ' કહેવામાં આવે છે. આ કરણને 'અપૂર્વ' એવું વિશેષણ લગાડવાનું કારણ એ છે કે આ-ત્માને આવો પરિણામ કદી પણ પૂર્વે થયો હતો નહિ.

આવી રીતના જીવોનાં ઉપર્યુક્ત ત્રણ પ્રકારનાં વર્તનોને સમજવાને સારૂ નીચેનું દૃષ્ટાન્ત ઉપયોગી થઇ પડે તેમ હોવાથી તે અત્ર આપવામાં આવે છે.

ધારો કે કોઇ ત્રણ મનુષ્યો કોઇક નગર તરફ જવા નીકળ્યા છે અને માર્ગમાં અટવી આવતાં તેમાં થઇને આગળ પ્રયાણ કરવા માંડે છે. પરંતુ સૂર્યાસ્ત થવાનો સમય આવી પહોંચતાં

---

૧ પણ કહેવાનું કારણ એ છે કે આ ગાથા કલ્પ-ભાષ્યમાં પણ દૃષ્ટિ-ગોચર થાય છે.

૨ સસ્કૃત છાયા સારૂ જુઓ પૃ૦ ૧૦.

પણ તેઓ હજી તે અટવી ઓળંગી રહ્યા નથી, આથી તેઓ ભયભીત થાય છે અને તેમાં અધૂરામાં પૂરૂં ત્યાં બે ચોરોનું આગમન થાય છે. આ ત્રણ પુરૂષોમાંનો એક તો આ બે ચોરોને જોતાંજ પલાયન કરી જાય છે, જ્યારે બીજાને તો આ બે ચોરો પકડી લે છે અને ત્રીજો તો આ ચોરોને પરાસ્ત કરીને પોતાને માર્ગે આગળ વધે છે, અર્થાત્ આ ભયાનક અટવીને ઓળંગીને ઇષ્ટ નગરમાં જઇ પહોંચે છે.

આનો ઉપનય એ છે કે ભવભ્રમણ યાને સંસાર તે ભયાનક અટવી છે અને ત્રણ મનુષ્યો તે ત્રણ પ્રકારના જીવો છે. કર્મસ્થિતિ તે માર્ગ છે અને ગ્રન્થિ-દેશ તે ભયાનક સ્થાન છે, રાગ અને દ્વેષ તે બે ચોરો છે અને ઇષ્ટ નગર તે સમ્યક્ત્વ છે. ત્રણ પુરૂષોમાંથી જે દુર્ભવ્ય કે અભવ્ય હતો તે પોબારા ગણી ગયો અર્થાત્ ગ્રન્થિ-દેશ સુધી આવ્યા છતાં પણ ઉત્કૃષ્ટ સ્થિતિના બંધને લઈને તે ત્યાંથી પાછો ફર્યો; જેને ચોરોએ પકડી રાખ્યો, તેને તેવી રીતના રાગ-દ્વેષથી ગ્રસ્ત થયેલો જાણવો કે જે ગ્રન્થિને ભેદી પણ શકતો નથી કે ત્યાંથી અમુક કાલ પર્યંત પાછો પણ ફરી શકતો નથી; અને જે ચોરોને મારી હઠાવીને અભીષ્ટ પુરમાં જઇ પહોંચ્યો તેથી એમ સમજવાનું કે તે અપૂર્વકરણ વડે ગ્રન્થિને ભેદીને સમ્યક્ત્વ પામ્યો.

યથાપ્રવૃત્તિકરણાદિ ત્રણ કરણો પરત્વે કીડીનું દૃષ્ટાંત—

પૃથ્વી ઉપર ફરતી ફરતી કોઇ કીડી કોઇ ખીલા સુધી આવીને પાછી ફરે, કોઇ કીડી ત્યાં સુધી આવીને તે ખીલા ઉપર ચઢી જાય તથા કોઇ કીડી એ ખીલા ઉપર થઈને આગળ ઉડી જાય, એ આ ઉપર્યુક્ત દૃષ્ટાંત છે. એનો ઉપનય એ છે કે કીડીનું પૃથ્વી ઉપર ફરતાં ફરતાં ખીલા સુધી આવવું એ સંસારમાં અનાદિ કાલથી રખડતાં રખડતાં જીવનું યથાપ્રવૃત્તિ-કરણ પામી ગ્રન્થિ-દેશ સુધી આવવા બરાબર છે; કોઇ કીડી ખીલા ઉપર ચઢી જાય એ અપૂર્વકરણની પ્રાપ્તિ અર્થાત્ ગ્રન્થિનું ભેદન છે; અને કોઈ કીડી એ ખીલા ઉપર ચઢીને આગળ ઉડી ગઇ, એ આ ગ્રન્થિને ભેદવા બાદ અનિવૃત્તિકરણની પ્રાપ્તિ છે.

અપૂર્વકરણના અધિકારી—

એકેન્દ્રિયથી ચતુરિન્દ્રિય સુધીના જીવો આ અપૂર્વકરણના અધિકારી નથી. વળી પંચેન્દ્રિય જીવોમાં પણ જેઓ પર્યાપ્ત સંજ્ઞી પંચેન્દ્રિય હોવા ઉપરાંત જેઓને બહુમાં બહુ સંસારમાં કિંચિ-ન્યૂન એવા [1]અર્ધપુદ્‌ગલ પરાવર્તન જેટલા કાલ પર્યંતજ રઝળવાનું બાકી રહેલું હોય અર્થાત્ એટલા કાલ દરમ્યાનમાં તો જેઓ જરૂરજ મુક્તિ-નગરે પહોંચવાનાજ હોય, તેજ જીવો આ અપૂર્વકરણના અધિકારીઓ છે. વિશેષમાં આવા જીવોમાં ઈર્ષ્યા, દ્વેષ, નિન્દા વિગેરે દોષો ઘણાજ મંદ પડી ગયેલા હોય છે. તેઓ આત્મ-કલ્યાણની પ્રબળ અભિલાષા રાખે છે, આથી તેઓ સંસારના પ્રપંચ ( કપટ-જાળ )થી ઉદ્વિગ્ન રહે છે. તેઓ સત્પુરૂષોના પક્ષપાતી છે તેમજ સુદેવ અને સુગુરૂનું બહુમાન જાળવવા તનતોડ મહેનત કરે છે. આવા જીવો અધ્યાત્મની પ્રથમ ભૂમિકા ઉપર છે અર્થાત્ તેઓ અપુનર્બન્ધક છે એટલે કે તેઓ જે અવસ્થામાં મિથ્યાત્વનો ઉત્કૃષ્ટ સ્થિતિ-બંધ થતો અટકી જાય એવી અપુનર્બન્ધક અવસ્થાએ પહોંચેલા છે. આ જીવો નીતિને માર્ગે ચાલે એ સ્વાભાવિકજ છે. આ પ્રમાણેની અવસ્થામાંથી પસાર થયા બાદજ તેઓ ગ્રન્થિનો ભેદ કરી સમ્યક્ત્વ સંપાદન કરે છે.

---

૧ આના સ્વરૂપ સારૂ જુઓ **વીર-ભક્તામર** ( પૃ૦ ૮૪-૮૫ ).

હવે જે જીવને અપૂર્વકરણ પ્રાપ્ત થયું હોય તેને જરૂરજ અનિવૃત્તિકરણ થાય એ વાત ઉપર આવીએ તે પૂર્વે એક એવો પ્રશ્ન ઊઠે છે કે જેમ (એકજ જીવ આશ્રીને) યથાપ્રવૃત્તિકરણની પ્રાપ્તિ અનેક વાર પણ થઈ શકે તેમ છે, તેવી રીતે આ અપૂર્વકરણ કે જે ભવ્ય જીવોનેજ થઈ શકે તેમ છે, તેની પ્રાપ્તિના સંબંધમાં પણ એમજ સમજવું કે કેમ? અર્થાત્ આ અપૂર્વકરણ ભવ્ય જીવને એકજ વાર પ્રાપ્ત થાય કે તેથી વધારે વાર પણ થઈ શકે? અને જો તે અપૂર્વકરણ એકથી વધારે વાર પ્રાપ્ત થઈ શકતું હોય, તો પછી અપૂર્વકરણશબ્દથી સૂચિત થતો અર્થ કેવી રીતે ઘટી શકશે વારૂ?

આના સંબંધમાં સમજવું કે કેટલાક ભવ્ય જીવને એક કરતાં વધારે વાર પણ અપૂર્વકરણની પ્રાપ્તિ સંભવી શકે છે. કેમકે અપૂર્વકરણ પ્રાપ્ત કર્યા બાદ અનિવૃત્તિકરણ પ્રાપ્ત કરવા પૂર્વક જે સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે, તે કદી પણ ગુમાવી નજ બેસાય તેવું નથી. પરંતુ જેને એક વખત અપૂર્વકરણ પ્રાપ્ત થયું એટલે તે મોક્ષે તો જરૂરજ જવાનો અર્થાત્ એક વખત સમ્યક્ત્વ ગુમાવી બેસે તો પણ તેને સમ્યક્ત્વ ફરીથી મળવાનુંજ. જ્યારે વસ્તુસ્થિતિ આમ છે, તો હવે બીજી, ત્રીજી વારના અપૂર્વકરણને અપૂર્વકરણ કહેવું યોગ્ય છે કે કેમ તે પ્રશ્નનો ઉત્તર વિચારવામાં આવે છે. આ અપૂર્વકરણ 'અપૂર્વવત્' હોવાથી 'અપૂર્વ' સમજવું. કારણ કે સંસાર–પરિભ્રમણ દરમ્યાન જીવને અપૂર્વકરણ કંઈ બહુ વાર મળતું નથી. અર્થાત્ આવું કરણ ક્વચિત્ જ મળે છે, વાસ્તે આને અપૂર્વકરણ કહેવું યથાર્થ છે.

**યથાપ્રવૃત્તિકરણ અને અપૂર્વકરણમાં રહેલી ભિન્નતા—**

આપણે જોઈ ગયા તેમ અંતિમ યથાપ્રવૃત્તિકરણ સિવાયના અન્ય યથાપ્રવૃત્તિકરણો તો અંક વિનાના મીંડાં જેવાં છે, કેમકે આત્મોન્નતિ કરવામાં તે અસમર્થ છે; જ્યારે અંતિમ યથાપ્રવૃત્તિકરણ તેમજ અપૂર્વકરણ (પ્રથમ હો કે અંતિમ હો) એ બન્ને તો આત્માને ઉન્નતિના શિખર ઉપર લઈ જવાને સમર્થ છે. તેમાં પણ અપૂર્વકરણ અંતિમ યથા-પ્રવૃત્તિકરણથી ચડિયાતું છે. કારણ કે યથાપ્રવૃત્તિકરણમાં સ્થિતિ–ઘાત, રસ–ઘાત કે ગુણ–શ્રેણિનું પ્રવર્તન નથી તેમજ વળી આ કરણને પ્રાપ્ત થયેલો જીવ જે અશુભ કર્મો બાંધે છે, તે અશુભ કર્મના ચતુઃસ્થાનક અનુભાગને ન બાંધતાં દ્વિસ્થાનક અનુભાગને બાંધે છે અને જે શુભ કર્મ બાંધે છે, તેના દ્વિસ્થાનક અનુભાગને ન બાંધતાં ચતુઃસ્થાનક અનુભાગને બાંધે છે (આ યથાપ્રવૃત્તિકરણની પૂર્વ અવસ્થા કરતાં મહત્તા સૂચવે છે). વળી સ્થિતિ–બંધ પણ પૂર્ણ થતાં પલ્યોપમના અસંખ્યેય કે સંખ્યેય ભાગે ન્યૂન એવો અન્ય સ્થિતિબંધ બાંધે છે.

અપૂર્વકરણના સંબંધમાં તો તે કરણમાં પ્રવેશ કરતાંની સાથેજ અર્થાત્ તે કરણના પ્રથમ સમયમાંજ જીવ સ્થિતિ–ઘાત, રસ–ઘાત, ગુણ–શ્રેણિ, અને અન્ય (અપૂર્વ) સ્થિતિ-બંધનો સમકાલે પ્રારંભ કરે છે.

**અનિવૃત્તિ–કરણ—**

અપૂર્વકરણ પ્રાપ્ત થયા પછી અંતર્મુહૂર્તમાં તેનાથી અધિક અંશે શુદ્ધ એવો અનિવૃત્તિકરણ નામનો અધ્યવસાય પ્રાપ્ત થાય છે. આ અધિક શુદ્ધતાને લઈને તો અપૂર્વકરણથી અનિવૃત્તિ-કરણને ભિન્ન ગણવામાં આવે છે. કહેવાની મતલબ એ છે કે યથાપ્રવૃત્તિકરણરૂપ

આત્માના અધ્યવસાય કરતાં અપૂર્વકરણ વિશેષ શુદ્ધ છે અને તેનાથી પણ અનિવૃત્તિકરણ અધિકાંશે શુદ્ધ છે. આ 'શુદ્ધતા' શું છે તેના સંબંધમાં અત્ર એટલુંજ કહેવું બસ છે કે યથાપ્રવૃત્તિકરણથી જીવ જેમ જેમ આગળ વધે છે, તેમ તેમ તેના કષાયોનો અનુભાગ મન્દ થતો જાય છે અને તેમ થવાથી ઉત્તમોત્તમ કાર્ય કરવા તરફ તે વધારે ને વધારે પ્રોત્સાહિત બને છે. અનિવૃત્તિકરણ એ તૃતીય અર્થાત્ અંતિમ કરણ છે અને જેવું આ કરણનું નામ છે તેવુંજ તેનું કામ છે. અનિવૃત્તિકરણનો સાધારણ અર્થ તો એ છે કે 'કાર્ય કર્યા વિના નહિ પાછા વળનારૂં સાધન'; પ્રસ્તુતમાં તેનો અર્થ એવોજ થાય છે અને તે બીજો કોઈ નહિ પણ એજ કે 'સમ્યક્ત્વને પ્રાપ્ત કરાવ્યા વિના નહિ રહેનારો આત્માનો અધ્યવસાય. આ અનિવૃત્તિ-કરણના પ્રાબલ્યથી 'અન્તરકરણ' બને છે. આ 'અન્તરકરણ' એટલે શું તે હવે વિચારવામાં આવે છે.

અન્તર-કરણ—

આત્મા અનિવૃત્તિકરણના સામર્થ્યને લઈને અર્થાત્ આ વિશુદ્ધ પરિણામની મદદથી મિથ્યાત્વ-મોહનીય કર્મનાં દ્રવ્યો કે જે બહુ લાંબા કાળની (પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન એવી એક કોડાકોડી સાગરોપમની સ્થિતિવાળા) હતાં તેના બે વિભાગ પાડે છે. આ પ્રમાણે અતિદીર્ઘ કાળની સ્થિતિ ધરાવનારાં મિથ્યાત્વ-મોહનીય કર્મના પુંજમાંનો કેટલોક ભાગ અન્તર્મુહૂર્ત સુધીમાં ભોગવાઈ જાય-વેદાઈ જાય-ખપી જાય એવો બને છે, જ્યારે બાકીનો મોટો ભાગ અતિદીર્ઘ સ્થિતિવાળો (અર્થાત્ પૂર્વોક્ત પલ્યોમપના અસંખ્યેય ભાગે ન્યૂન એવી એક કોડા-કોડી સાગરોપમની સ્થિતિવાળો) કાયમ રહે છે. આ પ્રમાણે મિથ્યાત્વ-મોહનીય-કર્મનાં દ્રવ્યોનું બે વિભાગોમાં વિભક્ત થવું-બે વિભાગોમાં વિભક્ત થયેલ કર્મ-દ્રવ્યોની સ્થિતિમાં અંતર પડવું તે 'અન્તરકરણ' કહેવાય છે.

અન્તરકરણમાં પ્રવેશ—

અનિવૃત્તિકરણરૂપ અધ્યવસાયમાં પ્રવર્તતો આત્મા આ ઉપર્યુક્ત અન્તર્મુહૂર્તવેદ્ય મિથ્યાત્વ-મોહનીય કર્મ-દ્રવ્યોને વેદી નાંખે છે-અનુભવી નાખે છે-તેનો ક્ષય કરે છે; જ્યારે બાકીનાં અતિદીર્ઘ સ્થિતિવાળાં મિથ્યાત્વ-મોહનીય કર્મ-દ્રવ્યના મોટા વિભાગને ભસ્મચ્છન્નાગ્નિવત્ (જેમ રાખ અગ્નિને ઢાંકી રાખે છે તેમ) ઉદયમાં ન આવે-અંતર્મુહૂર્ત સુધી તો ભોગવવા નજ પડે એવી રીતે દબાવી મૂકે છે. પેલાં અન્તર્મુહૂર્તવેદ્ય કર્મ-દ્રવ્યો જ્યારે તમામ વેદી લેવાય છે કે તેજ ક્ષણે-તેજ સમયમાં અન્તર-કરણમાં પ્રવેશ થાય છે અર્થાત્ તે ક્ષણમાં મિથ્યાત્વ-મોહનીય કર્મનો જરા પણ [1]વિપાક-ઉદય કે [2]પ્રદેશ-ઉદય એ બેમાંથી એક પણ જાતનો ઉદય નહિ હોવાથી સમ્યગ્-દર્શન અર્થાત્ સમ્યક્ત્વનો પ્રાદુર્ભાવ થાય છે. આ સમ્યક્ત્વ અંતર્મુહૂર્ત સુધી રહે છે. કેમકે અન્તરકરણનો કાળ અન્તર્મુહૂર્તનોજ છે. વિશેષમાં અંતરકરણમાં રહ્યો થકો જીવ દેશવિરતિ કે સર્વવિરતિને પણ પામી શકે છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે અનિવૃત્તિકરણરૂપ અધ્યવસાયને પ્રાપ્ત થતાં પ્રાણી પ્રતિ સમય વિશુદ્ધ પરિણામને પામતો થકો બહુ કર્મોને ખપાવે છે અને તેમાં ખાસ કરીને જે મિથ્યાત્વ-

---

૧-૨ રસ સહિત પ્રદેશોનો ઉદય તે 'વિપાક ઉદય' અને માત્ર પ્રદેશોનો ઉદય તે 'પ્રદેશ ઉદય' કહેવાય છે.

મોહનીય કર્મો ઉદયમાં આવ્યાં હોય તેને વેદી નાખે છે, અને જે ઉદયમાં ન આવ્યાં હોય અર્થાત્ ઉદીરણાદિક [1]કરણ દ્વારા પણ જેને (વિપાક-ઉદય કે પ્રદેશ-ઉદય એ બેમાંથી એક પણ) ઉદયાભિમુખ બનાવી શકાય તેમ ન હોય તેને દબાવી રાખે છે અર્થાત્ પારિભાષિક શબ્દમાં કહીએ તો તેને ઉપશમાવે છે. આ પ્રમાણે મિથ્યાત્વની સ્થિતિના બે વિભાગ પાડી અન્તરકરણ કરે છે અને એવી જ સ્થિતિમાં અન્તર્મુહૂર્ત સુધી રહે છે.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે ઉપર્યુક્ત અન્તર્મુહૂર્તવેદ્ય મિથ્યાત્વ-દલિકનું જ્યાં સુધી જીવ વેદન કરતો હોય ત્યાં સુધી તો તે **મિથ્યાદૃષ્ટિજ** કહેવાય, પરંતુ આ દલિકોને વેદી નાખ્યા બાદ અર્થાત્ અનિવૃત્તિકરણની પ્રાપ્તિ થયા પછીનો અન્તર્મુહૂર્તનો કાળ વીત્યા બાદજ અંતરકરણના પ્રથમ સમયમાં તે (ઉપશમ-) સમ્યક્ત્વ પામે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જેમ વનમાં દાવાનલ લાગ્યો હોય અને તે દાવાનલ પ્રસરતાં પ્રસરતાં જ્યારે ઉખર ભૂમિમાં આવે ત્યારે આપોઆપ તે ઓલવાઈ જાય છે-શાંત બની જાય છે, તેમ પ્રસ્તુતમાં પણ મિથ્યાત્વ-વેદનરૂપ દાવાનલ પણ અન્તરકરણરૂપ ઉખર ભૂમિને પ્રાપ્ત થતાં ઓલવાઇ જાય છે અર્થાત્ 'ઉપશમ સમ્યક્ત્વ'ની પ્રાપ્તિ થાય છે.

**સમ્યક્ત્વ પ્રાપ્ત થતાં આનન્દની વૃષ્ટિ—**

આપણે જોઇ ગયા તેમ અન્તરકરણની પ્રથમ ક્ષણમાં મિથ્યાત્વ-મોહનીયકર્મનો અલ્પાંશે પણ ઉદય નહિ હોવાને લીધે તેમજ અતિદીર્ઘ સ્થિતિવાળાં તાદૃશ કર્મને આત્માના અનિવૃત્તિકરણરૂપ શુભ પરિણામને લઈને દબાવી રાખેલાં હોવાને લીધે અર્થાત્ રાગ-દ્વેષની **ઉપશમ** અવસ્થાને લઈને આત્માને **ઔપશમિક સમ્યક્ત્વ** પ્રાપ્ત થાય છે. આ સમ્યક્ત્વનો પ્રાદુર્ભાવ થતાં આત્માને જે આહ્‌લાદ થાય છે તે ખરેખર અવર્ણનીય છે. ગ્રીષ્મ ઋતુમાં ખરે બપોરે સૂર્યના પ્રખર તાપથી પીડિત થયેલા નિર્જળ વનમાં ભટકતા વટેમાર્ગુને વૃક્ષની છાયારૂપ શીતળ સ્થાન નજરે પડે તો પણ તેને કેટલો આનંદ થાય? તો પછી આ વટેમાર્ગુને આવા શીતળ સ્થાનમાં આરામ લેવાનું મળે એટલુંજ નહિ પરંતુ તે ઉપરાંત ત્યાં આવીને કોઈક તેને શીત જળનું પાન કરાવે તેમજ તેના આખા શરીરે ચંદનાદિકનો લેપ કરે ત્યારે તેને કેટલો આહ્‌લાદ થાય વારૂ? તેવીજ રીતે અનાદિકાલિક સંસારરૂપ ઉગ્ર ગ્રીષ્મ ઋતુમાં જન્મ-મરણાદિક રૂપ નિર્જળ વનમાં કષાયરૂપ તાપથી દગ્ધ થયેલા અને તૃષ્ણારૂપ તૃષાથી દુઃખિત થતા એવા ભવ્ય જીવરૂપ વટેમાર્ગુને અંતરકરણરૂપ શીતળ છાયા દૃષ્ટિગોચર થાય, ત્યારે તે તે તરફ હર્ષઘેલો થઈને દોડે એમાં શું નવાઈ? અને ત્યાં જતાંજ-અંતરકરણરૂપ સ્થાનમાં પ્રવેશ કરતાંજ ચંદનથી પણ અનેકગણા

---

૧ કરણ એ જીવના વીર્ય-વિશેષનું નામ છે. આવાં કરણો આઠ છે—(૧) બંધનકરણ, (૨) સંક્રમણકરણ, (૩) ઉદ્વર્તનાકરણ, (૪) અપવર્તનાકરણ, (૫) ઉદીરણાકરણ, (૬) ઉપશમકરણ, (૭) નિધત્તિકરણ અને (૮) નિકાચનાકરણ. આ આઠેના સ્વરૂપ સાથે અત્ર આપણને સંબંધ નહિ હોવાથી તે વિષે ઉલ્લેખ કરવામાં આવતો નથી. તેના જિજ્ઞાસુએ શ્રીશિવશર્માચાર્યકૃત **કમ્મપયડી** નામનો ગ્રન્થ જોવો. ઉદય-કાલને નહિ પ્રાપ્ત થયેલા એવા કર્મ-પુદ્‌ગલોનો ઉદયાવલિકામાં પ્રવેશ થવો તે ઉદીરણા છે. અને આ પ્રમાણે કાર્ય કરવામાં સાધનભૂત એવો આત્માનો પરિણામ તે ઉદીરણા-કરણ છે. અર્થાત્ જે વીર્ય-વિશેષ પરિણતિ વડે ઉદયકાલને નહિ પ્રાપ્ત થયેલાં કર્મ-દલિકને ઉદયાવલિકામાં પ્રવેશ કરાવાય-તેને ઉદીરાય તે ઉદીરણા-કરણ છે.

શીતળ એવા સમ્યક્ત્વરૂપ ઘનસાર (ચન્દન)થી તેનો આત્મા ચર્ચિત થાય, ત્યારે તો તેના હર્ષ વિષે પૂછવુંજ શું ? આવે સમયે અનંતાનુબંધી કષાયો અને મિથ્યાત્વરૂપ પરિતાપ તેમજ તૃષ્ણારૂપ તૃષા તો તેના તરફ દૃષ્ટિ-પાત પણ કરી શકતાં નથી એ કહેવાનું બાકી રહે છે ખરૂં કે ?

રણસંગ્રામમાં જય મળતાં વીર પુરૂષોને જે આનંદ થાય છે, તેનાથી કરોડ ગણો-અરે તેથી પણ વધારે આનંદ આત્મા આ સમ્યક્ત્વ મેળવતાં અનુભવે છે, એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી. કેમકે અનાદિકાલથી પ્રતિ સમય તીવ્ર દુઃખ દેવામાં અગ્રેસર અને કટ્ટા શત્રુરૂપ મિથ્યાત્વના ઉપર વિજય મેળવતાં કયો પ્રાણી ખુશી ખુશી ન થઈ જાય વારૂ ? જન્મથીજ જે અંધ હોય તેને એકાએક નેત્રની પ્રાપ્તિ થાય-આ સમગ્ર વિશ્વને અવલોકવાની તેને તક મળે, ત્યારે તે આનંદિત થઈ જાય, તો પછી અનાદિકાલથી મિથ્યાત્વરૂપ અંધતાથી દુઃખી થતા જીવને સમ્યગ્-દર્શનરૂપ નેત્રો મળે, ત્યારે તેના હર્ષમાં કંઈ કચ્ચાસ રહે ખરી કે ?

અંતરકરણમાં વર્તતા જીવની પ્રવૃત્તિ—

અંતરકરણમાં પ્રવેશ થતાંજ જીવ પ્રથમ તો સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. ત્યાર બાદ અન્તર્મુહૂર્ત સુધી તે ત્યાં રહીને શું કાર્ય કરે છે તે હવે જોઈએ. આ સમય દરમ્યાન જીવ પેલાં અત્યાર સુધી દાબી રાખેલાં-ઉપશમાવેલાં અતિદીર્ઘ સ્થિતિવાળાં મિથ્યાત્વ-મોહનીય કર્મ-દ્રવ્યોને સ્વચ્છ બનાવવાનો પ્રયત્ન કરે છે. આવો પ્રયત્ન કરવાથી ઉપર્યુક્ત કર્મ-દ્રવ્યોમાંથી જે કર્મ-દ્રવ્યો સર્વથા શુદ્ધ બની જાય છે, તેને 'સમ્યક્ત્વ-મોહનીય' એવું નામ આપવામાં આવે છે; જે અર્ધ-શુદ્ધ બને છે તેને 'મિશ્ર-મોહનીય' તરીકે ઓળખાવવામાં આવે છે; અને જે અશુદ્ધને અશુદ્ધજ રહી જાય છે તેને 'મિથ્યાત્વ-મોહનીય' કહેવામાં આવે છે (અને આમ કહેવું એ તો સ્વાભાવિક જ છે કેમકે એનું એ અસલ નામજ છે).

જેમ અતિમલિન કાચ બહારથી આવતા પ્રકાશને રોકી રાખે છે, કિન્તુ તેજ કાચનો મેલ દૂર કરી તેને સ્વચ્છ બનાવવામાં આવે, તો પછી તે આ પ્રકાશનો પ્રતિબન્ધક રહેતો નથી, તેવીજ રીતે મિથ્યાત્વમોહનીયરૂપ કાચનો મિથ્યાત્વરૂપ મેલ દૂર કરી તેને શુદ્ધ બનાવવામાં આવે, ત્યારે તે સમ્યક્ત્વરૂપ પ્રકાશને અંદર આવતાં નજ અટકાવે, એ દેખીતી વાત છે.

મિથ્યાત્વમોહનીયના ત્રણ વિભાગો—

ઉપર જોયું તેમ ઔપશમિક સમ્યક્ત્વમાં વર્તતો આત્મા મિથ્યાત્વ-મોહનીય કર્મના શુદ્ધ, મિશ્ર અને અશુદ્ધ એમ ત્રણ વિભાગો કરે છે. આ સંબંધમાં જૈન શાસ્ત્રોમાં જે વસ્ત્ર, જળ અને મદનકોદ્રવાનાં એમ ત્રણ દૃષ્ટાન્તો આપવામાં આવે છે, તે તરફ હવે દૃષ્ટિપાત કરીએ.

જેમ કોઇ મલિન વસ્ત્રને ધોવામાં આવે, તો તે નિર્મળ-સ્વચ્છ બની જાય; કોઈક એવું વસ્ત્ર ધોવાતાં તે અર્ધ શુદ્ધ બને; અને કોઈક વસ્ત્ર એવું પણ હોય કે ધોયા છતાં પણ તે મલિનજ રહે, તેમ પ્રસ્તુતમાં સમજી લેવું. એવીજ રીતે કેટલુંક મલિન જળ સ્વચ્છ થાય, કેટલુંક નિર્મળ તથા મલિન અર્થાત્ મિશ્ર રહે અને કેટલુંક જળ મલિનજ રહે, એ બીજું દૃષ્ટાન્ત છે. મદન કોદ્રવાને ધોવાથી તેમાંના કેટલાક સંપૂર્ણ મયણા રહિત થાય, કેટલાક થોડે ઘણે અંશે મયણા સહિત રહે અને કેટલાક તો સર્વથા મયણા સહિતજ રહે, એ ત્રીજું દૃષ્ટાન્ત છે.

**ઔપશમિક સમ્યક્ત્વની પ્રાપ્તિ પછીના જીવના પરિણામ—**

ઔપશમિક સમ્યક્ત્વનો અંતર્મુહૂર્તનો કાલ વીત્યા બાદ ઉપર્યુક્ત આ શુદ્ધ, મિશ્ર અને **અશુદ્ધ** એ ત્રણ વિભાગોમાંથી જે દ્રવ્યનો ઉદય થાય, તે પ્રકારની જીવની સ્થિતિ થાય છે. **અર્થાત્** જો શુદ્ધ દ્રવ્યનો ઉદય થાય, તો આત્મા 'ક્ષાયોપશમિક સમ્યક્ત્વ' પ્રાપ્ત કરે છે; જો મિશ્ર દ્રવ્યનો ઉદય થાય, તો તે 'મિશ્રદૃષ્ટિ' બને છે; અને જો અશુદ્ધ દ્રવ્ય ઉદયમાં આવે, તો તો તે ફરીથી 'મિથ્યાદૃષ્ટિ' થાય છે.

અત્ર ખાસ ધ્યાન ખેંચે એવી હકીકત તો એ છે કે ઉપશમ–સમ્યક્ત્વની મદદથી આત્મા જે મિથ્યાત્વમોહનીયના ત્રણ વિભાગો બનાવે છે, તેમાંથી ગમે તે **એક** તો અંતર્મુહૂર્ત કાલ વીત્યા બાદ **ઉદયમાં આવે છેજ** અને તેમ થતાં તે તથાવિધ (અર્થાત્ ચોથા, ત્રીજા કે પહેલા) ગુણસ્થાનને પ્રાપ્ત કરે છે.

**કર્મગ્રન્થકારો અને સિદ્ધાન્તકારો વચ્ચે સમ્યક્ત્વ પરત્વે મતભેદ—**

(૧) અનાદિ મિથ્યાદૃષ્ટિ પ્રાણી પ્રથમ ઔપશમિક સમ્યક્ત્વનેજ પ્રાપ્ત કરે છે, અર્થાત્ અનાદિ કાલથી સંસારમાં ભ્રમણ કરતાં કરતાં જીવ પહેલી વારજ જે સમ્યક્ત્વ પ્રાપ્ત કરે, તે તો ઔપશમિક સમ્યક્ત્વજ હોઈ શકે તેમજ વળી આ ઔપશમિક સમ્યક્ત્વને પ્રાપ્ત કરી અંતર્મુહૂર્ત કાલ પૂર્ણ થયા બાદ ક્ષાયોપશમિક સમ્યક્ત્વ દૃષ્ટિ, મિશ્ર દૃષ્ટિ તથા મિથ્યાદૃષ્ટિ એ ત્રણ સ્થિતિઓ પૈકી યથાસંભવ કોઇ પણ સ્થિતિ પ્રાપ્ત કરે છેજ; કેમકે ઔપશમિક સમ્યક્ત્વના સમય દરમ્યાન તે ઉપર્યુક્ત ત્રણ વિભાગો જરૂર કરે છેજ, આ વાત તેમજ ઔપશમિક સમ્યક્ત્વની પ્રાપ્તિનો જે પ્રકાર આપણે ઉપર જોઈ ગયા તે હકીકતના સંબંધમાં મતભેદ છે; કેમકે આ હકીકત તો **કર્મગ્રન્થકારો**નેજ માન્ય છે, જ્યારે **સિદ્ધાન્તકારો** એ બાબતમાં તેમનાથી જૂદો અભિપ્રાય ધરાવે છે.

**સિદ્ધાન્તકારો**નું માનવું એમ છે કે અનાદિ મિથ્યાદૃષ્ટિ પ્રાણી પ્રથમતઃ ઉપશમ–સમ્યક્ત્વનેજ પ્રાપ્ત કરે એવો કંઈ **અચળ નિયમ નથી;** અર્થાત્ કોઈક અનાદિ મિથ્યાદૃષ્ટિ જીવ ઔપશમિક સમ્યક્ત્વને તો કોઈક ક્ષાયોપશમિક સમ્યક્ત્વને પણ પ્રાપ્ત કરી શકે છે. વિશેષમાં એ પણ અત્ર ધ્યાનમાં રાખવાનું કે જે પ્રાણી સિદ્ધાન્તકારોના મત મુજબ પ્રથમતઃ ઔપશમિક સમ્યક્ત્વ સંપાદન કરે છે, તેનો પ્રકાર કર્મગ્રન્થકારોએ બતાવેલ પ્રકારને મોટે ભાગે અર્થાત્ યથાપ્રવૃત્તિકરણાદિ ત્રણ કરણની પ્રાપ્તિપૂર્વક અંતરકરણના પ્રથમ સમયમાં ઔપશમિક સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે ત્યાં સુધી મળતો આવે છે; પરંતુ વિશેષતા એ છે કે આ ઔપશમિક સમ્યક્ત્વના અનુભવ સમયમાં (કે તે પહેલાં પણ) તે જીવ મિથ્યાત્વમોહનીયના શુદ્ધ, અર્ધ–શુદ્ધ અને અશુદ્ધ એમ ત્રણ વિભાગો–પુંજો કરતો નથી. આથી કરીને નિર્મળ ઔપશમિક ભાવને અંતર્મુહૂર્ત કાલ પર્યંત અનુભવીને તે પ્રાણી પાછો **મિથ્યાદૃષ્ટિ અવસ્થાનેજ** પ્રાપ્ત કરે છે અર્થાત્ તેને ક્ષાયોપશમિક સમ્યક્ત્વ કે મિશ્ર–દૃષ્ટિ એ બેમાંથી એક પણ સ્થિતિ પ્રાપ્ત થતી નથી. આ સંબંધમાં સિદ્ધાન્તકારો ઈલ્લિકાનું દૃષ્ટાન્ત રજુ કરે છે.

જે જીવ તથાવિધ સામગ્રીના સદ્ભાવને લઈને પ્રથમતઃ ઔપશમિક સમ્યક્ત્વને બદલે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સંપાદન કરે છે, તે સંબંધમાં **સિદ્ધાન્તકારો** જે વિધિ બતાવે

છે, તેનો ઉલ્લેખ કરવામાં આવે છે. આ વિધિ પ્રમાણે પ્રાણી પ્રથમ તો યથાપ્રવૃત્તિકરણનો અધિકારી બને છે અને ત્યાર બાદ અપૂર્વકરણના સામર્થ્ય વડે રાગ-દ્વેષની પરિણતિરૂપ ગ્રન્થિને ભેદી નાખે છે અને **એજ** કરણને લઈને (નહિ કે અનિવૃત્તિકરણ દ્વારા) મિથ્યાત્વ મોહનીય દ્રવ્યના ત્રણ પુંજો બનાવે છે અને ત્યાર પછી અનિવૃત્તિકરણને પ્રાપ્ત કરી એ કરણની સહાયથી (નહિ કે અન્તરકરણની મદદથી) આ શુદ્ધ, મિશ્ર અને અશુદ્ધ એવા ત્રણ પુંજોમાંથી શુદ્ધ પુંજનોજ અનુભવ કરે છે અર્થાત્ તે ક્ષાયોપશમિક સમ્યક્ત્વને પ્રાપ્ત કરે છે; અને આથી કરીને ઔપશમિક સમ્યક્ત્વનો અધિકારી થયા વિનાજ તે એકદમ ક્ષાયોપશમિક સમ્યક્ત્વનો સ્વામી બને છે.

આ પ્રમાણે આ મત-ભિન્નતા પરત્વે વિચાર કરતાં એ પણ લક્ષ્યમાં રાખવું આવશ્યક છે કે અનાદિ મિથ્યાદૃષ્ટિ જીવજ શ્રેણિ વિનાનુંજ ઔપશમિક સમ્યક્ત્વ પામે એ વાત નિર્વિવાદ છે, કેમકે એ હકીકત તો સિદ્ધાન્તકારો તેમજ કર્મગ્રન્થકારો બન્નેને સંમત છે. આથી એમ પણ અનુમાન થઈ શકે છે કે જે અનાદિ મિથ્યાદૃષ્ટિ જીવ ઔપશમિક સમ્યક્ત્વ પામે તે શ્રેણિ વિનાનુંજ હોવું જોઈએ.

કર્મગ્રન્થકારો અને સિદ્ધાન્તવાદીઓની વિચાર-ભિન્નતાનું બીજું સ્થળ એ છે કે જે મનુષ્ય ક્ષાયોપશમિક સમ્યક્ત્વયુક્ત મરણ પામે તે દેવ, નરક, મનુષ્ય અને [1]તિર્યંચ એ ચાર ગતિઓમાંથી કઈ ગતિમાં જાય? આ સંબંધમાં **કર્મગ્રન્થકારો** તો એમજ કહે છે કે તે જીવ દેવગતિમાંજ જાય છે અને તેમાં પણ વળી વૈમાનિક દેવ તરીકેજ જન્મે છે. **સિદ્ધાન્તકારો** આ વાતથી જૂદો અભિપ્રાય ધરાવે છે. તેઓ તો કહે છે કે તે જીવે સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા [2]પહેલાં જે ગતિનું આયુષ્ય બાંધ્યું હોય તે ગતિમાંજ તે જાય છે, અને સમ્યક્ત્વ પણ તેની સાથે જાય છે; નરક ગતિમાં સાત નરકોમાંથી છઠ્ઠી નરક સુધી સમ્યક્ત્વને સાથે લઈને જવાય છે.

વિચાર-ભેદનું ત્રીજું સ્થળ એ છે કે ગ્રન્થિ ભેદ્યા બાદ સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પછી જે જીવ મિથ્યાત્વ દશામાં જાય અર્થાત્ મિથ્યાદૃષ્ટિ સ્થાને જઈ પડે તે જીવ ત્યારે મિથ્યાત્વ દશાને લગતાં જે કર્મો બાંધે તે ઉત્કૃષ્ટ સ્થિતિવાળાં હોય કે કેમ? આ સંબંધમાં સૈદ્ધાન્તિક સન્તો નકારમાં પ્રત્યુત્તર આપે છે અર્થાત્ એવી સ્થિતિવાળાં કર્મો ન બંધાય એમ તેઓ કહે છે; જ્યારે કર્મગ્રન્થકાર મહર્ષિઓ એમ કહે છે કે કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે પરંતુ ઉત્કૃષ્ટ રસવાળાં (પરમ ચિકાસવાળાં) કર્મો બાંધવાનો સંભવ નથી.

હવે આ ઔપશમિક અને ક્ષાયોપશમિક સમ્યકત્વ પરત્વે જે વધુ વિચારો કરવાના છે, તેમાં કોઈ કોઈ સ્થલે આ બે સમ્યક્ત્વ ઉપરાંત ક્ષાયિક સમ્યક્ત્વને પણ તે વિચારો લાગુ પડે તેમ છે, તેથી પ્રથમ ક્ષાયિક સમ્યક્ત્વનું સિંહાવલોકન કરવું આવશ્યક છે.

---

૧ જે જીવનો દેવ, નારકી કે મનુષ્ય તરીકે ઉલ્લેખ ન થઇ શકે તેને 'તિર્યંચ' કહેવામાં આવે છે. જુઓ **સરસ્વતી-ભક્તામર** (પૃ૦ ૭૩).

૨ આ 'પહેલાં' શબ્દ ઉપર ભાર મૂકવાથી કદાચ એવો પ્રશ્ન ઊઠે ખરો કે સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પછી આયુષ્યનો બંધ થાય, તો શું સમજવું? પરંતુ આ પ્રશ્નનો પ્રત્યુત્તર દેખીતો છે કે જે ગતિનું આયુષ્ય જીવ બાંધે તે ગતિમાં તે જાય.

**ક્ષાયિક સમ્યક્ત્વ—**

ક્ષાયિક સમ્યક્ત્વ એ ક્ષાયોપશમિક અને ઔપશમિક સમ્યક્ત્વો કરતાં વધારે ઊંચા દરજ્જાનું છે. તેનું કારણ એ છે કે ક્ષાયોપશમિક સમ્યક્ત્વમાં મિથ્યાત્વ મોહનીય કર્મનો પ્રદેશ–ઉદય રહેલો છે તેમજ વળી આ સમ્યક્ત્વ દર્શનમોહનીયનાં શુદ્ધ પુદ્ગલોના ઉદયરૂપ છે (આથી આ સમ્યક્ત્વ પૌદ્ગલિક સમ્યક્ત્વ પણ કહેવાય છે), જ્યારે ઔપશમિક સમ્યક્ત્વમાં કે જે અપૌદ્ગલિક–**આત્મિક** સમ્યક્ત્વ છે તેમાં તો મિથ્યાત્વ મોહનીય કર્મનો પ્રદેશ–ઉદય પણ હોતો નથી;[1] ક્ષાયિક સમ્યક્ત્વમાં તો મિથ્યાત્વ મોહનીયાદિ કર્મનો કોઇ પણ જાતનો ઉદય નથી એટલુંજ નહિ, પરંતુ તે કર્મ સત્તામાં પણ નથી; અર્થાત્ અનન્તાનુબંધી (સૌથી ખરાબમાં ખરાબ) ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયો તેમજ સમ્યક્ત્વ–મોહનીય, મિશ્ર મોહનીય અને મિથ્યાત્વ–મોહનીયરૂપ દર્શનમોહનીયના શુદ્ધ, મિશ્ર અને અશુદ્ધ એવા ત્રણે પુંજોનો સર્વથા ક્ષય છે.[2] આ પ્રમાણે ઉપર્યુક્ત સાતે પ્રકૃતિનો સમૂલ ક્ષય થવાથી ઉત્પન્ન થતું સમ્યક્ત્વ 'ક્ષાયિક' સમ્યક્ત્વ કહેવાય છે.

વિશેષમાં ક્ષાયિક સમ્યક્ત્વની મહત્તા સંબંધી એમ પણ કહી શકાય કે ક્ષાયોપશમિક તેમજ ઔપશમિક સમ્યક્ત્વો કંઈ આત્માની સાથે સ્થાયી રહેતાં નથી; અર્થાત્ તેની પ્રાપ્તિ થયા પછી તે જતાં પણ રહે છે અર્થાત્ આત્મા કુસંગતિ વિગેરે કારણોને લઇને મિથ્યાત્વી પણ બની જાય છે, જ્યારે આ ક્ષાયિક સમ્યક્ત્વ તો આત્માનો જાણે પરમ મિત્ર ન હોય તેમ તેનાથી એક ક્ષણને માટે પણ ક્વચિત્ જૂદું રહેતું નથી; પરંતુ મુક્તાવસ્થામાં પણ તે તેની સાથેજ જાય છે. ઔપશમિક કે ક્ષાયોપશમિક સમ્યક્ત્વો તો અહિંઆ પાછળ રહી જાય છે; અર્થાત્ મુક્તાવસ્થામાં તેને સારૂ સ્થાન નથી.

ઔપશમિક સમ્યક્ત્વથી ક્ષાયિક સમ્યક્ત્વ કેવી રીતે ચડિયાતું છે, તેનો બોધ થવામાં 'ઉપશમ' અને 'ક્ષય' એ બેમાં શું ભિન્નતા છે તે જાણવું જરૂરી હોવાથી હવે તે વિચારવામાં આવે છે.

**ઉપશમ અને ક્ષયમાં તફાવત—**

ઉપશમ અને ક્ષયમાં શું ફરક છે એ સ્પષ્ટ સમજાય તેટલા માટે તેનો ઉદાહરણપૂર્વક વિચાર કરવો ઇષ્ટ છે. ધારો કે આપણી પાસે એક મલિન જળનું પાત્ર છે. થોડા સમય પછી આ તમામ મેલ જળની તળિયે બેસી જશે અને ત્યાર પછી આ જળ નિર્મળ દેખાશે. પરંતુ આ નિર્મળતા ક્યાં સુધી રહેવાની? જ્યાં સુધી જળ આ સ્થિતિમાં રહે ત્યાં સુધીજ; કેમકે

---

૧ કેટલાક આચાર્યોનું આ સંબંધમાં એમ માનવું છે કે આ વાત તો ઉપશમ–શ્રેણિવાળા ઉપશમ–સમ્યક્ત્વનેજ લાગૂ પડે છે; નહિ કે અન્યત્ર પણ; અર્થાત્ અન્યત્ર તો પ્રદેશ ઉદય સંભવે છે. જુઓ **પ્રવચન–સારોદ્ધાર**ની વૃત્તિ (પત્રાંક ૨૮૨).

૨ અત્ર એ કહેવું નિરર્થક નહિ ગણાય કે પ્રાથમિક ઉપશમ–સમ્યક્ત્વમાં અનન્તાનુબન્ધી ચારે કષાયો અને મિથ્યાત્વ મોહનીય એ **પાંચનોજ** 'ઉપશમ' છે, જ્યારે ઉપશમ–શ્રેણિના ઉપશમ–સમ્યક્ત્વમાં ઉપર્યુક્ત ચારે કષાયો તેમજ દર્શનમોહનીયના મિથ્યાત્વમોહનીય ઉપરાંત મિશ્ર મોહનીય તથા સમ્યક્ત્વ-મોહનીય એનો પણ અર્થાત્ એકંદર **સાતનો 'ઉપશમ'** છે. ક્ષાયિક સમ્યક્ત્વમા વિશેષતા એ છે કે તેમાં આ **સાતેનો 'ક્ષય'** છે.

જરા પણ આ જળની સ્થિતિમાં ખલેલ પહોંચતાં એ મેલના રજકણો પાછા સર્વત્ર પ્રસરી જવાના અને જે જળ નિર્મળ દેખાતું હતું તે પાછું અસ્વચ્છ માલૂમ પડશે. પરંતુ જો આ જળમાંથી તેની અસ્વચ્છતાનો સર્વથા નાશ કરવામાં આવે, તો પછી આ જળ આઘાત, પ્રત્યાઘાત કે એવી કોઈ પણ ક્રિયાથી કદી પણ અસ્વચ્છ બને ખરૂં કે ? તેવીજ રીતે પ્રસ્તુતમાં મોહનીયના સંબંધમાં આ વાત ઘટાવવામાં આવે છે. મોહનીય કર્મના રજકણો આત્માના પ્રદેશમાં જ્યારે સ્થિર થઇ જાય છે, ત્યારે તે પ્રદેશો સ્વચ્છ લાગે છે. પરંતુ જેમ પેલાં જળની નીચે બેસી ગયેલા રજકણો જળને કિંચિત્માત્ર ક્રિયાની અસર થતાં અલ્પ સમયમાં તમામ જળમાં પ્રસરી જાય છે, તેમ ઉપશાન્ત થયેલ મોહનીય કર્મના રજકણો કારણ મળતાં સમસ્ત આત્મપ્રદેશોમાં પ્રસરી જાય છે, અર્થાત્ તે અમુક કાળ વીત્યા બાદ જરૂરજ પાછા ઉદયમાં આવે છે. પરંતુ જો મોહનો સર્વથા ક્ષય કરવામાં આવ્યો હોય—આ મોહનીય કર્મોના રજકણોને આત્મપ્રદેશમાંથી હમેશને માટે હાંકી કાઢવામાં આવ્યા હોય, તો તેનો કદી પણ પાછો ઉદય થાય ખરો કે ? આ ઉપરથી એમ સમજી શકાય છે કે જેનો ઉપશમ થયો હોય તે તે સમયમાં કે ત્યાર બાદ પણ અમુક સમય સુધી જ ઉદયમાં આવે નહિ, પરંતુ અમુક કાળ પછી તે જરૂરજ ઉદયમાં આવે છે; જ્યારે ક્ષયના સંબંધમાં તો તે સત્તામાં પણ નહિ હોવાને લીધે તેનો કદાપિ પણ ઉદય થવાનો અલ્પાંશે પણ સંભવ નથી.

ઉદયાદિનું સ્વરૂપ—

સાથે સાથે 'ઉદય' અને 'ક્ષયોપશમ'નું સ્વરૂપ પણ વિચારી લઈએ, તેમજ ઉપશમ અને ક્ષયોપશમની ભિન્નતા પણ જોઇ લઇએ.

જે કર્મ આપણે બાંધ્યું હોય તે કર્મનું ફળ ભોગવવું તે 'ઉદય' કહેવાય છે, અર્થાત્ તે કર્મ ઉદયમાં આવ્યું છે એમ સમજવું.

'ક્ષયોપશમ' શબ્દ ક્ષય અને ઉપશમ એ બેનો બનેલો છે. આ હકીકત ક્ષયોપશમ-અવસ્થા દરમ્યાન ઉદયમાં આવેલા કર્મનો ક્ષય થાય છે અને નહિ ઉદયમાં આવેલા કર્મનો ઉપશમ થાય છે એ ઉપરથી ચરિતાર્થ થાય છે. ઉદયમાં આવેલા કર્મનો ઘાત કરવા પૂર્વક અનુદિત કર્મનો સર્વથા વિષ્કમ્ભ તે ઉપશમ છે. આ ઉપરથી સાર એ નીકળે છે કે ક્ષયોપશમમાં પ્રદેશ-ઉદય રહેલો છે, જ્યારે આ ઉદયનો પણ ઉપશમમાં અભાવ છે. આ કારણને લઇને પણ ઔપશમિક સમ્યક્ત્વ ક્ષાયોપશમિક કરતાં ઊંચી કોટિનું ગણી શકાય છે.

'ઉદય' અને 'ક્ષય' તો આઠે કર્મોના થાય છે. પરંતુ 'ક્ષયોપશમ' તો જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અન્તરાય એ ચાર ઘાતિકર્મનોજ હોઇ શકે છે અને તેમાં પણ વળી 'ઉપશમ' તો મોહનીય કર્મનોજ હોઇ શકે છે.

હવે પાછા પ્રસ્તુત વિષય ઉપર આવી જઇએ અને તેમ કરીને મિથ્યાત્વ મોહનીયાદિના ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષયથી ઉત્પન્ન થયેલા ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક સમ્યક્ત્વ એ ત્રણના સંબંધમાં કેટલીક વિશેષતાનું અવલોકન કરીએ.

આ વર્તમાનકાલમાં (પંચમ આરામાં) કયા કયા સમ્યક્ત્વનો સંભવ છે?—

આ વર્તમાન પંચમ કાલમાં ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક એ ત્રણે સમ્યક્ત્વનો સંભવ છે. પરંતુ ઉત્પત્તિ તો પૂર્વનાં બેનીજ છે, કેમકે શાસ્ત્રમાં ક્ષાયિક સમ્યક્ત્વની ઉત્પત્તિ તો ચરમ તીર્થંકર **મહાવીર**સ્વામીના સમકાલીન મનુષ્યોને માટે બતાવવામાં આવી છે.

अत्र એ નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય કે પૂર્વ ભવમાં પ્રાપ્ત કરેલા ક્ષાયિક સમ્યક્ત્વથી અલંકૃત દુષ્પ્રસહસૂરિ મહાત્મા આ પંચમ આરાના અંતમાં દેવગતિમાંથી ચ્યવીને આ પૃથ્વી ઉપર જન્મ લેનાર છે, એ વાતથી સિદ્ધ થાય છે કે આ પંચમ આરામાં ક્ષાયિક સમ્યક્ત્વધારી વ્યક્તિનો સર્વથા અસંભવ નથી.

**[1]કયું સમ્યક્ત્વ સ્વભવનુંજ પરભવનુંજ કે ઉભય-સ્વરૂપી હોઈ શકે છે?—**

આ પ્રશ્નનું નિરાકરણ કરવામાં આવે તે પૂર્વે સ્વભવનું અને પરભવનું સમ્યક્ત્વથી શું સમજવું તે જોઈ લઈએ. ધારો કે કોઈ મનુષ્ય તેના તે મનુષ્ય-ભવમાં કોઇક પ્રકારનું સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે તો આ તેનું સમ્યક્ત્વ સ્વભવનું ગણાય છે અને જો તે પૂર્વ ભવના સમ્યક્ત્વ સહિત મનુષ્ય તરીકે ઉત્પન્ન થયો હોય તો તેનું તે સમ્યક્ત્વ પરભવનું કહેવાય છે.

(૧) ઔપશમિક સમ્યક્ત્વ સ્વભવનુંજ હોય છે, કેમકે કોઇ પણ જીવ એક ગતિમાં ઉત્પન્ન કરેલા ઔપશમિક સમ્યક્ત્વ સહિત બીજી ગતિમાં જઈ શકતો નથી.[2]

(૨) ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સ્વભવનુંજ હોય કે પરભવનુંજ હોય કે સ્વભવનું તેમજ પરભવ એમ બન્ને પ્રકારનું હોય, એ બાબતસર સૈદ્ધાન્તિકો અને કર્મગ્રન્થકારો વચ્ચે વિચાર-ભિન્નતા છે. સૈદ્ધાન્તિકોના મત પ્રમાણે સાત નરકોમાંની પ્રથમની છ નરકો સુધીના જીવોનું આ સમ્યક્ત્વ સ્વભવનું યા પરભવનું પણ હોઈ શકે છે, જ્યારે સાતમી નરકના જીવોનું આ સમ્યક્ત્વ સ્વભવનુંજ હોઈ શકે છે.[3] ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક એ ચારે દેવગતિમાંના જીવોનું ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સ્વભવનું તેમજ પરભવનું એમ બન્ને પ્રકારે સંભવી શકે છે; અને આ વાત તો મનુષ્યો અને સંજ્ઞી તિર્યંચોને પણ લાગૂ પડે છે.

કર્મગ્રન્થકારોની આ પરત્વે શું વિચાર ભિન્નતા છે તે સમજવાં તેમના મતમાંના [4]ચાર નિયમો તરફ ધ્યાન આપવું ઉચિત છે. (ક) તિર્યંચ કે મનુષ્ય એ બેમાંથી કોઈ પણ ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સહિત તો વૈમાનિકગતિ સિવાય અન્યત્ર જતાજ નથી. (ખ) [5]અસંખ્યેય વર્ષના આયુષ્યવાળા મનુષ્યો સ્વર્ગ કે નરક ગતિમાંથી આવેલા હોતા નથી, કિન્તુ તેવા મનુષ્યો મનુષ્ય અને તિર્યંચ ગતિમાંથીજ આવેલા હોય છે. (ગ) નારક જીવો મરીને તર-

---

૧ આ વિષય પ્રવચન-સારોદ્ધારના ૧૪૯ મા દ્વારની વૃત્તિમાં તેમજ પ્રશ્નોત્તર-સાર્ધશતક ગ્રન્થમાં પણ નજરે પડે છે.

૨ ઉપશમ-શ્રેણિમાં મૃત્યુ પામીને અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થયેલા દેવને અપર્યાપ્તાવસ્થામાં પરભવનું ઔપશમિક સમ્યક્ત્વ હોય છે એવો મતાન્તર છે.

૩ આ ઉપરથી સમજી શકાય છે કે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સહિત જીવ મરીને સાતમી નરકમાં જઈ શકે નહિ.

૪ આ ચાર નિયમોમાંથી પ્રથમ તેમજ અન્તિમ એ બે નિયમો સૈદ્ધાન્તિકોને માન્ય નથી, પરંતુ બાકીના બે નિયમો માન્ય છે.

૫ જે મનુષ્ય કે તિર્યંચનું આયુષ્ય પૂર્વ કોટિ યાને એક કરોડ પૂર્વ (૮૪ લાખને ૮૪ લાખે ગુણવાથી એક પૂર્વ થાય છે, અર્થાત્ પૂર્વ=૭૦૫૬૦૦૦૦૦૦૦૦૦) થી અધિક હોય તેને 'સંખ્યેય' વર્ષના આયુષ્યવાળા ન કહેતાં 'અસંખ્યેય' વર્ષના આયુષ્યવાળા કહેવામાં આવે છે.

તજ નરક–ગતિ કે સ્વર્ગગતિમાં ઉત્પન્ન થતા નથી અને તેવીજ રીતે દેવતાઓ ચ્યવીને-મરીને તરતજ સ્વર્ગ–ગતિ કે નરક–ગતિમાં ઉત્પન્ન થતા નથી. (ઘ) નારક, તિર્યંચ, મનુષ્ય કે દેવ એમાંથી કોઈ પણ જીવ ક્ષાયોપશમિક સમ્યક્ત્વને સાથે લઇને તિર્યંચ ગતિમાં ઉત્પન્ન થતો નથી.[1] આ ચાર નિયમોને લક્ષ્યમાં રાખવાથી જોઈ શકાય છે કે વૈમાનિક દેવો તથા સંખ્યેય વર્ષના આયુષ્યવાળા સંજ્ઞી મનુષ્યો એ એજ વર્ગોનું ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પરભવનું સંભવે છે; કારણ કે મનુષ્ય સમ્યક્ત્વયુક્ત મરીને વૈમાનિક દેવ તરીકે ઉત્પન્ન થાય ત્યારે તેને—તે દેવને પરભવનું સમ્યક્ત્વ છે. તેવીજ રીતે જે દેવ સમ્યક્ત્વયુક્ત મરીને મનુષ્ય[2] થાય ત્યારે તેને-તે મનુષ્યને પરભવનું સમ્યક્ત્વ છે. આ વાત સ્પષ્ટ રીતે સમજાય તેટલા માટે નીચેના શબ્દો ઉમેરવામાં આવે છે.

આપણે જોઈ ગયા તેમ ત્રીજા નિયમ ઉપરથી નરકમાં અને સ્વર્ગમાં જનારા તરીકે તો તિર્યંચ–મનુષ્યોજ સિદ્ધ થાય છે આથી, તેમજ પહેલા નિયમને લઇને એટલે કે તિર્યંચ–મનુષ્યો ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સહિત નરકમાં ઉત્પન્ન થાય નહિ, એ ઉપરથી સમજી શકાય છે કે નારક જીવોને પરભવનું ક્ષાયોપશમિક સમ્યક્ત્વ હોય નહિ. તેજ પ્રમાણે પહેલા અને ત્રીજા નિયમોને લઇને ભવનપતિ, વ્યન્તર અને જ્યોતિષ્ક એ દેવતાઓને તેમજ બીજા અને ચોથા નિયમોને લીધે અસંખ્યેય વર્ષના આયુષ્યવાળા મનુષ્યો અને તિર્યંચોને પણ પરભવનું સમ્યક્ત્વ હોય નહિ. અર્થાત્ આ જીવોને સ્વભવનુંજ ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સંભવી શકે છે. સંજ્ઞી[3] તિર્યંચોનું પણ સમ્યક્ત્વ પરભવનું હોઇ શકે નહિ એ વાત પહેલા અને ચોથા નિયમો વિચારવાથી સમજી શકાય છે.

(૩) ક્ષાયિક સમ્યક્ત્વ મનુષ્યગતિ સિવાય અન્યત્ર કોઈ પણ ગતિમાં સ્વભવનું હોતુંજ નથી. વિશેષમાં સાત નરકો પૈકી છેલ્લી ચાર નરકના જીવોને તેમજ સંખ્યેય વર્ષના આયુષ્યવાળા તિર્યંચોને તથા ભવનપતિ, વ્યન્તર અને જ્યોતિષ્ક એ ત્રણ પ્રકારના દેવતાઓને ક્ષાયિક સમ્યક્ત્વ હોતું નથી એવો નિયમ છે, આથી કરીને પ્રથમની ત્રણ નરકભૂમિના જીવોનું તેમજ વૈમાનિક દેવોનું ક્ષાયિક સમ્યક્ત્વ પર–ભવનું સમજવું. અસંખ્યેય વર્ષના આયુષ્યવાળા મનુષ્યોને તેમજ તેવા તિર્યંચોને પણ પર–ભવનુંજ ક્ષાયિક સમ્યક્ત્વ હોય છે એવો નિયમ છે. આથી સંખ્યેય વર્ષના આયુષ્યવાળા (સંજ્ઞી) મનુષ્યોને સ્વ–ભવનું અને પર–ભવનું એમ બન્ને પ્રકારનું ક્ષાયિક સમ્યક્ત્વ સંભવે છે.

**ક્ષાયિક સમ્યક્ત્વી કઈ ગતિમાં જાય?—**

પ્રસંગોપાત્ત એ વાત વિચારવામાં આવે છે કે ક્ષાયિક સમ્યક્ત્વને પ્રાપ્ત કર્યા પછી તે મનુષ્ય કઈ ગતિમાં જાય છે. આ પ્રશ્નનો વિચાર કરતાં પહેલાં એ જાણવું આવશ્યક છે કે આ ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું તે પૂર્વે આગામિ ભવનું આયુષ્ય બંધાઈ ગયું છે કે નહિ? જો

---

૧ આ વાત વિચારણીય છે. કેમકે અપર્યાપ્તાવસ્થામાં તિર્યંચને ક્ષાયોપશમિક સમ્યક્ત્વ હોય છે. જુઓ છઠ્ઠા કર્મ–ગ્રન્થની ૨૩ મી અને ૩૩ મી ગાથા.

૨ આવો દેવ મરીને મનુષ્યજ થાય, એ વાત ત્રીજા અને ચોથા નિયમો ઉપરથી જોઈ શકાય છે.

૩ શું સંજ્ઞી તિર્યંચો સંખ્યેય વર્ષનાજ આયુષ્યવાળા હોય છે એવો પ્રશ્ન અત્ર ઉઠાવવાની કંઈ જરૂરજ નથી. કેમકે તિર્યંચ ગતિમાંના કોઈ પણ જાતના જીવને પરભવનું ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ઘટીજ શકે નહિ, એ વાત તો ચોથા નિયમ ઉપરથી સુતરાં સમજી શકાય છે.

ભવનું આયુષ્ય બંધાઇ ગયું હોય તો તો જે ગતિના આયુષ્ય સંબંધી બંધ થયો હોય, તે ગતિમાં જવુંજ પડે; અને તે પણ બીજી કોઈ ગતિ નહિ પણ ત્રણ નરક, વૈમાનિક દેવગતિ અને અસંખ્યેયવર્ષાયુષ્યવાળી મનુષ્ય-તિર્યંચ ગતિમાંનીજ કોઈ પણ ગતિ સમજવી. અને જો પરભવનું આયુષ્ય ન બંધાયું હોય, તો તો ક્ષાયિક સમ્યક્ત્વધારી નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચારે ગતિઓને સદાને માટે જલાંજલિ આપીને સર્વોત્કૃષ્ટ પંચમ ગતિને અર્થાત્ તેજ ભવમાં મુક્તિને પ્રાપ્ત કરે.

**ક્ષાયિક સમ્યક્ત્વી કેટલા ભવમાં મોક્ષે જાય?—**

આપણે ઉપર જોઇ ગયા તેમ જો પરભવના આયુષ્યનો બંધ થયો ન હોય, તો તો તેજ ભવમાં ક્ષાયિક સમ્યક્ત્વધારી મોક્ષે જાય, નહિ તો જે ભવમાં આ ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું હોય, તે ભવથી ઘણું ખરૂં તો ત્રીજે ભવે કે ચોથે ભવે[1] જરૂરજ મોક્ષે જાય અને કવચિત્ પાંચમે ભવે પણ જાય. પરતુ આથી વિશેષ ભવો તો તેને નજ કરવા પડે એ નિઃસંદેહ વાત છે. છેક પાંચમે ભવે મુક્તિ-રમણીને વરનારા તરીકે શાસ્ત્રમાં શ્રીકૃષ્ણ વાસુદેવ અને દુષ્પ્રસહ-સૂરિજીનાં બે ઉદાહરણો મોજુદ છે. ઉપાધ્યાયશ્રી **યશોવિજયજી** એ **કર્મપ્રકૃતિ**ની ૩૨ મી ગાથાના વિવરણમાં અન્ને ઉદાહરણો વિષે ઉલ્લેખ કર્યો છે; તેમજ કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચન્દ્રા**-ચાર્યે **ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર**માં (આઠમા પર્વના અગ્યારમા સર્ગના ૫૧-૫૨ શ્લોકો-માં) કૃષ્ણ વાસુદેવ સંબંધી એ વાતનો નિર્દેશ કર્યો છે. વિશેષમાં આ બાબત ઉપર **વસુદેવ-હિણ્ડી** પણ પ્રકાશ પાડે છે.

**શ્રીદુષ્પ્રસહસૂરિના પાંચ ભવો—**

એ તો જાણીતી વાત છે કે **દુષ્પ્રસહસૂરિ** પૂર્વભવીય ક્ષાયિક સમ્યક્ત્વયુક્ત આ વર્ત-માન પંચમ આરાના અંતમાં દેવલોકમાંથી ચ્યવીને અત્ર ઉત્પન્ન થનારા છે અને અહિંથી કાળ-ધર્મ પામીને **સૌધર્મ** દેવલોકમાં અને ત્યાંથી પાછા મનુષ્ય તરીકે ઉત્પન્ન થઈ મોક્ષે જનાર છે. વિશેષમાં આપણે જોઈ ગયા તેમ મનુષ્યભવમાંજ આ ક્ષાયિક સમ્યક્ત્વની ઉત્પત્તિ સંભવે છે, તો દેવલોકમાંથી ચ્યવીને દુષ્પ્રસહસૂરિ તરીકે જન્મ લેનારા તે આચાર્યે, દેવલોકમાં ક્ષાયિક સમ્યક્ત્વની ઉત્પત્તિ નહિ હોવાને લીધે તે ભવની પૂર્વેના ભવમાં અને તે પણ મનુષ્ય તરીકે-નાજ ભવમાં ઉપાર્જન કરેલું હોવું જોઈએ અર્થાત્ (૧) આ મનુષ્ય તરીકેનો ભવ, ત્યાર બાદ (૨) દેવ તરીકેનો, ત્યાર પછી (૩) મનુષ્યનો, (૪) પછીથી દેવનો અને અંતમાં (૫) મનુષ્યનો એમ તેમના પાંચ ભવો છે.

**શ્રીકૃષ્ણ વાસુદેવના પાંચ ભવો—**

કૃષ્ણ વાસુદેવ કૃષ્ણ વાસુદેવ તરીકેના ભવથી પાંચમે ભવે મોક્ષે જશે, એ વાત પણ સમજી શકાય તેમ છે. જેમકે કૃષ્ણ વાસુદેવ એના એ ભવમાંથી ત્રીજી નરકમાં અને ત્યાંથી

---

૧ ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પૂર્વે જો દેવ કે નરક ગતિનુ આયુષ્ય બાંધ્યું હોય તો તે જીવ ત્રીજે ભવે મોક્ષે જાય. અને જે જીવે અસંખ્યેય વર્ષના આયુષ્યવાળા યુગલિક મનુષ્ય-તિર્યંચનું આયુષ્ય બાંધ્યા બાદ ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું હોય તે જીવ ચોથે ભવે મોક્ષે જાય, કેમકે યુગલિકો મરણ પામીને પ્રાયઃ દેવગતિજ પામે અને ત્યાંથી ચ્યવી મનુષ્ય થઇ મોક્ષે જાય.

મનુષ્યગતિમાં, ત્યાંથી વળી મરણ પામીને વૈમાનિક દેવગતિમાં અને ત્યાંથી ચ્યવીને આ ભારતવર્ષમાં **ગંગાદ્વાર** પુરના સ્વામી **જિતશત્રુ** રાજાના **અમમ** નામના પુત્ર તરીકે ઉત્પન્ન થશે અને તે ભવમાં તીર્થંકરનામકર્મના વિપાકોદયનો અનુભવ કરી મોક્ષે સિધાવશે.

**સમ્યક્ત્વના પ્રકારો—**

શાસ્ત્રમાં સમ્યક્ત્વના ઘણા પ્રકારો બતાવવામાં આવ્યા છે. જેમકે સમ્યક્ત્વ એક, બે, ત્રણ, ચાર અને પાંચ પ્રકારનું પણ સંભવે છે. જિનેશ્વરોએ પ્રરૂપિત કરેલાં તત્ત્વો પર જે શ્રદ્ધા કરવી તે એક પ્રકારનું સમ્યક્ત્વ છે. અર્થાત્ **ભગવતી**સૂત્રમાં કહ્યું છે તેમ "तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेइयं"[1] એટલે કે સકલ દોષરહિત અને સમસ્ત ગુણ સંપન્ન એવા જિનેશ્વરોએ જે તત્ત્વ પ્રકાશ્યું છે તે સત્યજ છે, એવી રૂચિરૂપ સમ્યક્ત્વ તે આ એક પ્રકારનું સમ્યક્ત્વ છે. સમ્યક્ત્વના બે પ્રકારો ત્રણ રીતે પડે છેઃ—(૧) દ્રવ્ય-સમ્યક્ત્વ અને ભાવ-સમ્યક્ત્વ; (૨) નિશ્ચય-સમ્યક્ત્વ અને વ્યવહાર-સમ્યક્ત્વ; અને (૩) નિસર્ગ-સમ્યક્ત્વ અને અધિગમ-સમ્યક્ત્વ.

**દ્રવ્ય-સમ્યક્ત્વ અને ભાવ-સમ્યક્ત્વ—**

જિનેશ્વરે પ્રરૂપેલાં તત્ત્વો સત્યજ છે એ વાતનો પરમાર્થ નહિ જાણવા છતાં પણ શ્રદ્ધા કરનારાના સમ્યક્ત્વને 'દ્રવ્ય-સમ્યક્ત્વ' સમજવું. પરંતુ પરમાર્થના જાણકારના સંબંધમાં તો આવું સમ્યક્ત્વ 'ભાવ-સમ્યક્ત્વ' સમજવું; કેમકે આ ભાવ-સમ્યક્ત્વધારી પ્રાણી જીવાદિક સપ્ત પદાર્થોને નય, નિક્ષેપ, સ્યાદ્વાદ ઇત્યાદિ શૈલીપૂર્વક જાણે છે અને ત્યાર પછી તેને વિષે શ્રદ્ધા રાખે છે.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે ત્રણ પ્રકારનાં સમ્યક્ત્વમાંથી ક્ષાયોપશમિક સમ્યક્ત્વનો દ્રવ્ય-સમ્યક્ત્વમાં સમાવેશ થાય છે જ્યારે ઔપશમિક અને ક્ષાયિકનો ભાવ-સમ્યક્ત્વમાં અંતર્ભાવ થાય છે, કેમકે પ્રથમ સમ્યક્ત્વ તો પૌદ્ગલિક છે, જ્યારે બાકીનાં બે તો આત્મિક છે એમ માનવું ભૂલ ભરેલું છે, કેમકે 'દ્રવ્ય' સમ્યક્ત્વમાંના 'દ્રવ્ય' શબ્દથી અત્ર 'પુદ્ગલ' અર્થ કરવાનો નથી. વળી આ દ્રવ્ય-સમ્યક્ત્વ અપ્રમત્ત નામના સાતમા ગુણસ્થાનકમાં પણ સંભવે છે.

**નિશ્ચય-સમ્યક્ત્વ અને વ્યવહાર-સમ્યક્ત્વ—**

જ્ઞાન, દર્શન, ચારિત્રાદિક આત્માના શુદ્ધ પરિણામને 'નિશ્ચય-સમ્યક્ત્વ' જાણવું. આત્મા અને તેના ગુણો કંઈ જુદા નથી, પરિણામે અનન્ય છે, એક છે; કેમકે અભેદ પરિણામે પરિણત થયેલો આત્મા તે તદ્ગુણ રૂપજ કહી શકાય. જેવું જાણ્યું તેવોજ ત્યાગભાવ જેને હોય અને શ્રદ્ધા પણ તદનુરૂપ હોય તેવા સ્વરૂપોપયોગી જીવનો આત્મા તેજ જ્ઞાન, દર્શન, ચારિત્ર છે. આત્મા રત્નત્રયાત્મક અભેદભાવે શરીરમાં રહ્યો છે, માટે રત્નત્રયના શુદ્ધ ઉપયોગે વર્તતા જીવને 'નિશ્ચય-સમ્યક્ત્વ' કહીએ. સાધુ-દર્શન, જિન-મહોત્સવ, તીર્થ-યાત્રાદિક હેતુથી ઉત્પન્ન થતાં સમ્યક્ત્વને 'વ્યવહાર-સમ્યક્ત્વ' કહેવામાં આવે છે.

બાકી રહેલાં નિસર્ગ અને અધિગમ સમ્યક્ત્વનો વિચાર કરતાં પૂર્વે નિસર્ગ અને અધિગમના અર્થ વિચારી લઇએ.

---

૧ छाया—

तदेव सत्यं निःशङ्कं यत् जिनैः प्रवेदितम् ।

પરના ઉપદેશની નિરપેક્ષતાને 'નિસર્ગ'[1] કહેવામાં આવે છે, જ્યારે પરના ઉપદેશની અપેક્ષા તે 'અધિગમ' કહેવાય છે. 'નિસર્ગ' શબ્દનો અર્થ 'સ્વભાવ' થાય છે. તેથી નિસર્ગ-સમ્યક્ત્વનો અર્થ સ્વાભાવિક સમ્યક્ત્વ અર્થાત્ સ્વાભાવિક રીતે પ્રાપ્ત થયેલ સમ્યક્ત્વ એમ થાય છે. આથી કોઇને શંકા ઉત્પન્ન થાય કે સ્વાભાવિક રીતે વળી સમ્યક્ત્વ મળે ખરૂં કે? આના સમાધાનાર્થે ત્રણ દૃષ્ટાંતો વિચારીએ. ધારો કે કોઇ વટેમાર્ગુ ભૂલો પડ્યો છે તો એ બનવા જોગ છે કે ભમતાં ભમતાં પણ અર્થાત્ કોઇને પણ માર્ગ પૂછ્યા વિના પણ તે ખરા માર્ગ ઉપર આવી જાય. કોઇકની બાબતમાં એમ પણ બને કે તે ગમે તેટલો પોતે પ્રયત્ન કરે તો પણ ખરો રસ્તો તેને જડેજ નહિ. જ્યારે ખરા માર્ગનો જાણકાર કોઇ મળી આવે અને તે દ્વારા તેને યથાર્થ માર્ગનું ભાન થાય, ત્યારેજ તેનું કાર્ય સરે.

આ પ્રમાણે જ્વરથી પીડિત હોય એવા કોઇ પુરૂષનો જ્વર ઔષધિના સેવન વિના પણ જતો રહે અને કોઈક વખતે એમ પણ બને કે ઔષધિનું પાન કર્યાથીજ તેનો તે જ્વર જાય. એવી રીતે એમ પણ બનવા જોગ છે કે કોદ્રવ નામનું ધાન્ય ઘણા કાલે સ્વયમેવ નિર્મદન (મયણા રહિત) બની જાય અથવા તો છાણ વિગેરેના પ્રયોગથી તે તેવું બને. આ દૃષ્ટાંતો ઉપરથી જોઈ શકાય છે કે પરની અપેક્ષા વિના પણ કાર્યસિદ્ધિ થઈ શકે છે.

આ પ્રમાણે સમ્યક્ત્વની પ્રાપ્તિ (૧) સ્વાભાવિક રીતે—અરે ખુદ તીર્થંકરની પણ સહાય લીધા વિના અથવા તો (૨) સદ્ગુરૂના ઉપદેશથી પણ થઈ શકે છે. પ્રથમ પ્રકારથી પ્રાપ્ત થયેલ સમ્યક્ત્વને 'નિસર્ગ-સમ્યક્ત્વ' અને દ્વિતીય પ્રકારથી મળેલ સમ્યક્ત્વને 'અધિગમ-સમ્યક્ત્વ' સંબોધવામાં આવે છે. અર્થાત્ કોઇ શુક્લપક્ષી[2], કાલાદિક કારણ પરિપાકવંત, ચરમાવર્તિ, ચરમકરણી એવો ભવ્ય જીવ સહેજે આપોઆપ ઉહાપોહ કરતાં જે સમ્યક્ત્વ સંપાદન કરે તે 'નિસર્ગ-સમ્યક્ત્વ' છે, જ્યારે પૂર્વોક્ત કાલાદિક યોગ્યતા હોવા છતાં પણ સદ્ગુરૂના ઉપદેશનું શ્રવણ કર્યાથીજ જે જીવ અનાદિકાલની પોતાની ભૂલ મટાડી દેવ, ગુરૂ અને ધર્મના યથાર્થ સ્વરૂપને વિષે શ્રદ્ધાવાન્ બને, તેનું સમ્યક્ત્વ 'અધિગમ-સમ્યક્ત્વ' કહેવાય છે.

**સમ્યક્ત્વના ત્રણ પ્રકારો—**

કારક, રોચક અને દીપક તેમજ ક્ષાયોપશમિક, ઔપશમિક અને ક્ષાયિક એમ બન્ને પ્રકારે સમ્યક્ત્વના ત્રણ ત્રણ ભેદો પડે છે. જિનેશ્વરે જેવો વિધિ-માર્ગ પ્રકાશ્યો છે તે વિધિ-માર્ગને, જિનેશ્વરની આજ્ઞાના પરિપાલનપૂર્વક અમલમાં મૂકનારનું સમ્યક્ત્વ 'કારક' સમ્યક્ત્વ કહેવાય છે. અર્થાત્ યથાર્થ તત્ત્વ શ્રદ્ધાન પ્રમાણે આગમોક્ત શૈલીપૂર્વક દાન, પૂજા, વ્રત વિગેરે યોગ્ય આચરણ હોય તો તે 'કારક' સમ્યક્ત્વ છે. આવું સમ્યક્ત્વ વિશુદ્ધ ચારિત્રવાનને હોય છે.

---

૧ નિસર્ગ, પરિણામ, સ્વભાવ, અપરોપદેશ એ બધા એકાર્થક શબ્દો છે.

૨ જેને સંસારમાં અર્ધ પુદ્ગલ-પરાવર્તન કરતાં ઓછો કાળ પરિભ્રમણ કરવાનું બાકી રહેલું હોય તે જીવને 'શુક્લપક્ષી' કહેવામાં આવે છે, જ્યારે એથી વિપરીત પ્રકારના જીવને 'કૃષ્ણપક્ષી' કહેવામાં આવે છે. શુક્લપક્ષીનું સ્થૂલ સ્વરૂપ વીર-ભક્તામર (પૃ૦ ૮૪-૮૫)માથી મળી શકશે.

ધર્મને વિષે રૂચિમાત્ર કરે, શ્રીજિનોક્ત ધર્મ પ્રમાણે ક્રિયા કરવાની ઇચ્છા રાખે, પરંતુ ભારે કર્મી હોવાથી તેવાં અનુષ્ઠાનો કરી ન શકે, તેને 'રોચક' સમ્યક્ત્વ પ્રાપ્ત થયેલું જાણવું. અર્થાત્ યમ-નિયમાદિ આચરણમાં ન મૂકી શકવાની સ્થિતિ સાથે સંબંધ ધરાવનારૂં સમ્યક્ત્વ 'રોચક' સમ્યક્ત્વ છે. આ સમ્યક્ત્વ અવિરત સમ્યગ્દૃષ્ટિ જીવોને હોય છે. શ્રેણિક નૃપતિને આવું સમ્યક્ત્વ હતું.

પોતે મિથ્યાદૃષ્ટિ અભવ્ય કે દુર્ભવ્ય હોવા છતાં પણ અન્ય ભવ્ય જીવોને ઉપદેશાદિક દ્વારા યથાર્થ માર્ગ તરફ રૂચિવંત કરે-અન્ય જીવો ઉપર તત્ત્વનો યથાર્થ પ્રકાશ પાડે તે જીવનું સમ્યક્ત્વ 'દીપક' સમ્યક્ત્વ છે. દીપક સમ્યક્ત્વધારીને અંતરંગ શ્રદ્ધા હોય નહિ; તે તો દાંભિક વૃત્તિએ કાર્ય કરે; પરંતુ તેમ છતાં પણ તે બીજાઓ ઉપર તત્ત્વનો યથાર્થ પ્રકાશ પાડે, એ તેની ખુબી છે. મિથ્યાત્વથી વાસિત હૃદયવાળો હોઇ કરીને પણ અન્ય જીવોને યથાર્થ માર્ગ ઉપર એ પ્રીતિવાન્ બનાવે છે, વાસ્તે આવા જીવને દીપક સમ્યક્ત્વવાળો કહેવામાં આવે છે. આવો જીવ અન્ય જીવની સમ્યક્ત્વ-પ્રાપ્તિનો હેતુ હોવાથી, તેને સમ્યક્ત્વધારી કહેવામાં આવે છે. આ કારણમાં કાર્યના ઉપચારનું દૃષ્ટાન્ત છે. વિશેષમાં આ દીપક સમ્યક્ત્વથી યુક્ત પ્રાણીને 'મસાલચી'ની ઉપમા આપી શકાય તેમ છે; કેમકે જેમ મસાલચીના પોતાના હાથમાં બળતી-પ્રકાશક 'મસાલ' હોવા છતાં તે પોતે તો અંધારામાંજ રહે છે, અર્થાત્ તે મસાલથી તે અન્ય જીવો ઉપરજ, નહિ કે પોતાના ઉપર પ્રકાશ પાડી શકે છે, તેવી રીતે આ પ્રાણી જિનપ્રરૂપિત તત્ત્વોને વિષે અંતરંગ શ્રદ્ધાન રહિત હોઇ કરીને પણ અન્ય જીવોના ઘટમાં પ્રકાશ પાડે છે એટલે કે તેમને આ તત્ત્વો તરફ રૂચિ-શ્રદ્ધાન ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે શાસનોન્નતિનું કાર્ય કરતો હોવાથી, તે પ્રાણીને ઉપચારથી સમ્યક્ત્વયુક્ત કહેવામાં આવે છે. આવું સમ્યક્ત્વ **અંગારમર્દકાચાર્યને** હતું.

બીજી રીતે સમ્યક્ત્વના પડતા ત્રણ વિભાગો પરત્વે આપણે ઉલ્લેખ કરી ગયા હોવાથી, અત્ર તે સંબંધમાં કંઇ વિચારવાનું બાકી રહેતું નથી છતાં પણ અત્ર એટલું કહેવું વધારે પડતું નહિ ગણાય કે ક્ષાયિકાદિક ત્રણ પ્રકારનું સમ્યક્ત્વ તેનાં આવરણરૂપ કર્મના ક્ષયાદિકથી થાય છે. અર્થાત્ યથાર્થ દર્શન આવૃત કરનારા દર્શનમોહનીયની ત્રણ પ્રકૃતિઓનો તેમજ ચાર અનન્તાનુબન્ધી કષાયોનો ક્ષય થવાથી ઉત્પન્ન થતું સમ્યક્ત્વ 'ક્ષાયિક' કહેવાય છે; આ સાતે પ્રકૃતિઓનાજ ઉપશમથી ઉદ્ભવતું સમ્યક્ત્વ 'ઔપશમિક' કહેવાય છે; જ્યારે એના ક્ષયોપશમથી ઉત્પન્ન થતું સમ્યક્ત્વ 'ક્ષાયોપશમિક' કહેવાય છે.

સમ્યક્ત્વના ચાર પ્રકારો—

ક્ષાયોપશમિક, ઔપશમિક અને ક્ષાયિક એ ત્રણ સમ્યક્ત્વમાં 'સાસ્વાદન' સમ્યક્ત્વ ઉમેરતાં સમ્યક્ત્વના ચાર ભેદો થાય છે. ઉપશમ-સમ્યક્ત્વમાંથી પતિત થઇને મિથ્યાદૃષ્ટિરૂપ પ્રથમ ગુણસ્થાનક પર જતાં આ સમ્યક્ત્વ ઉત્પન્ન થાય છે. જેમ કોઇ પુરૂષને ગોળ ખાધા પછી વમન થાય તોપણ તેને કંઇ ગળચટો પરંતુ અનિશ્ચિત સ્વાદ લાગે તેમ ઉપશમ-સમ્યક્ત્વથી પડીને

મિથ્યાત્વે જતાં[1] આ સમ્યક્ત્વનો કંઇક સ્વાદ રહી જાય. આવા સમ્યક્ત્વને [2]સાસ્વાદન નામ આપવામાં આવ્યું છે.

**સમ્યક્ત્વના પાંચ પ્રકારો—**

આ ચાર સમ્યક્ત્વમાં 'વેદક' સમ્યક્ત્વ ઉમેરતાં સમ્યક્ત્વના પાંચ પ્રકારો થાય છે. અનન્તાનુબન્ધી ચાર કષાય, મિથ્યાત્વ-મોહનીય, મિશ્ર-મોહનીય અને સમ્યક્ત્વ-મોહનીય આ સાત પ્રકૃતિઓ પૈકી પૂર્વની છ પ્રકૃતિઓનો સર્વથા ક્ષય કર્યા બાદ સાતમી પ્રકૃતિને ખપાવતાં ખપાવતાં અર્થાત્ તેનો ક્ષય કરતી વેળાએ, જ્યારે તે પ્રકૃતિમાંના છેલ્લા પુદ્ગલનો ક્ષય કરવાનો બાકી રહે, તે સમયનું સમ્યક્ત્વ 'વેદક' સમ્યક્ત્વ કહેવાય છે. અન્ય શબ્દમાં કહીએ તો આગળ બતાવી ગયેલા અશુદ્ધ, મિશ્ર અને શુદ્ધ એવા ત્રણ પુંજોમાંના પ્રથમના બે પુંજો ક્ષીણ કર્યા બાદ, શુદ્ધ પુંજના છેલ્લા ગ્રાસને વેદતી વેળાના સમ્યક્ત્વને 'વેદક' કહેવામાં આવે છે. આવું સમ્યક્ત્વ આખા સંસારમાં એકજ વાર મળે છે અને તે પછી તો તરતજ ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે.

**ભવ્ય પ્રાણીને કયું સમ્યક્ત્વ વધારેમાં વધારે કેટલી વાર પ્રાપ્ત થઇ શકે?—**

આપણે જોઇ ગયા છીએ તેમ અનાદિ કાળનો મિથ્યાદૃષ્ટિ જીવ સમ્યક્ત્વ પામ્યા પછીથી મોક્ષે જાય, ત્યાં સુધીમાં વધારેમાં વધારે તેને અર્ધપુદ્ગલ-પરાવર્તનથી કંઇક ન્યૂન કાળ પર્યંત આ સંસારરૂપી કેદખાનામાં સડ્યા કરવું પડે. હવે આવો કોઇક જીવ ઉપર્યુક્ત પાંચ પ્રકારનાં સમ્યક્ત્વમાંથી કયું સમ્યક્ત્વ વધારેમાં વધારે કેટલી વાર પ્રાપ્ત કરે તે વિચારવામાં આવે છે. ઉપશમ તેમજ સાસ્વાદન સમ્યક્ત્વ તો વધારેમાં વધારે પાંચ વાર અર્થાત્ એક તો પ્રથમ સમ્યક્ત્વ મળવાના સમયે અને ત્યાર બાદ તો ચાર વાર ઉપશમ-શ્રેણિ ઉપર આરૂઢ થાય ત્યારે ચાર વાર એમ એકંદર પાંચ વારજ પામી શકાય; જ્યારે વેદક અને ક્ષાયિક સમ્યક્ત્વ તો એકજ વાર અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વ તો અસંખ્ય વાર પ્રાપ્ત થઇ શકે.

**કયું સમ્યક્ત્વ કયે ગુણસ્થાનકે હોય છે?—**

સાસ્વાદન સમ્યક્ત્વ સાસ્વાદન નામના બીજા ગુણસ્થાનકમાંજ હોય છે; પરંતુ ત્યાંથી આગળ કે પાછળના ગુણસ્થાનમાં નહિજ. ઔપશમિક સમ્યક્ત્વ અવિરત સમ્યગ્-દૃષ્ટિ નામના

---

૧ ઉપશમ-સમ્યક્ત્વથી પડીને મિથ્યાત્વ ગુણસ્થાનકમાં જતાં બહુજ ઓછો સમય લાગે છે અને શાસ્ત્રકારો આ સંબંધમાં 'માળ' ઉપરથી પડનારનુ દૃષ્ટાન્ત રજુ કરે છે. અર્થાત્ માળ ઉપરથી પડેલાને ભૂમિ ઉપર પહોંચતાં જેટલી વાર લાગે તેના કરતાં પણ અતિશય ઓછા કાળમાં સમ્યક્ત્વનું વમન કરતો જીવ સાસ્વાદની થઇ મિથ્યાત્વ ગુણસ્થાનકે જાય, કેમકે સાસ્વાદનનો ઉત્કૃષ્ટ કાળ છ આવલિનો છે.

૨ 'सह आस्वादनेन वर्तते इति सास्वादनम्' અર્થાત્ આસ્વાદન સહિત વર્તે તે સાસ્વાદન એટલે કે પ્રસ્તુતમાં ઔપશમિક સમ્યક્ત્વનું વમન થવા છતાં પણ તે જીવને કંઇક આસ્વાદ રહી જાય. આવા આસ્વાદન સહિત વર્તવું તે 'સાસ્વાદન' છે. પ્રાકૃત ભાષામાં આ સમ્યક્ત્વને 'સાસાયણ' કહે છે અને તેનું સંસ્કૃત રૂપાન્તર 'સાશાતન' થાય છે. આનો અર્થ એ છે કે (આ=સમન્તાત્) સમસ્તપણે શાતન કરે-પાતન કરે-મુક્તિ-માર્ગથી ભ્રષ્ટ કરે તે આશાતન કહેવાય છે. અહિં અનન્તાનુબન્ધી કષાયની સહાયથી સમ્યક્ત્વમાર્ગથી ભ્રષ્ટ કરે તે 'આશાતન' છે. આવી આશાતનાથી જે યુક્ત હોય તે 'સાશાતન' યાને 'સાસાયણ' કહેવાય છે.

ચોથા ગુણસ્થાનથી લઇને ઉપશાન્તમોહ નામના અગ્યારમા ગુણસ્થાન પર્યંત એમ આઠ ગુણ-સ્થાનકો સુધી હોય છે. ક્ષાયિક સમ્યક્ત્વ અવિરત સમ્યગ્દષ્ટિનામક ચોથા ગુણસ્થાનકથી લઇને તે છેક અયોગિ-કેવલિનામક ચૌદમા-અંતિમ ગુણસ્થાનક સુધી અર્થાત્ એકંદર અગ્યાર ગુણ-સ્થાનકો પર્યંત હોય છે (અને ત્યાર પછી મુક્તાવસ્થામાં પણ વિદ્યમાન છે). ક્ષાયોપશમિક સમ્યક્ત્વ અવિરતસમ્યગ્દષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત અને અપ્રમત્ત અર્થાત્ ચોથા, પાંચમા, છઠ્ઠા અને સાતમા એ ચાર ગુણસ્થાનોમાંજ હોય છે, પરંતુ ત્યાંથી આગળનાં કે પાછળનાં ગુણ-સ્થાનોમાં તેનો સંભવ નથીજ.

સમ્યક્ત્વની સ્થિતિ—

'સમ્યક્ત્વની સ્થિતિ'નો અર્થ એ છે કે કયું સમ્યક્ત્વ કેટલા વખત સુધી રહેનારૂં છે. આ સ્થિતિના જઘન્ય (ઓછામાં ઓછી) અને ઉત્કૃષ્ટ (વધારેમાં વધારે) એમ બે પ્રકારો પડે છે. હવે તેમાં સાસ્વાદન સમ્યક્ત્વની જઘન્ય સ્થિતિ એક સમયની છે, જ્યારે તેની ઉત્કૃષ્ટ સ્થિતિ તો છ [1]આવલિની છે. ઔપશમિક સમ્યક્ત્વની જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ એમ બન્ને પ્રકારની સ્થિતિઓ અંતર્મુહૂર્તનીજ છે. ક્ષાયિક સમ્યક્ત્વની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની છે, જ્યારે તેની ઉત્કૃષ્ટ સ્થિતિ ભવસ્થિતિની અપેક્ષાએ તેત્રીસ (૩૩) સાગરોપમથી કંઇક અધિક છે[2] (આ સિવાયની અપેક્ષાએ અર્થાત્ મુક્તાવસ્થા આશ્રીને તો તેની સ્થિતિ અનંતકાલની છે, કેમકે આ સમ્યક્ત્વ અવિનાશી છે). ક્ષાયોપશમિક સમ્યક્ત્વની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની છે અને તેની ઉત્કૃષ્ટ સ્થિતિ છાસઠ (૬૬) સાગરોપમથી કંઇક અધિક[3] છે. વેદક સમ્યક્ત્વની તો જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ એમ બન્ને સ્થિતિઓ એકજ સમયની છે.

દરેક વસ્તુનું અન્વેષણ નિર્દેશ, સ્વામિત્વ, સાધન, અધિકરણ, સ્થિતિ અને વિધાન એમ છ રીતે થઇ શકે છે, તે વાત આ સમ્યક્ત્વને પણ લાગૂ પડે છે, પરંતુ એ સર્વ વાત ગ્રંથ-ગૌરવના ભયથી તેમજ આ સમ્યક્ત્વનું પ્રકરણ ઘણુંજ મોટું થઇ જવાની ભીતિથી અત્ર વિસ્તાર પૂર્વક વિચારવામાં આવી નથી. વિશેષમાં સમ્યક્ત્વના દશ ભેદો પરત્વે જે **સ્થાનાં-ગ**માં ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેનું પણ અત્ર દિગ્દર્શન કરાવવામાં આવતું નથી. ફક્ત હવે એકજ પ્રશ્ન વિચારી આ પ્રકરણ પૂર્ણ કરવામાં આવે છે.

---

૧ એક આવલિમાં અસંખ્યાત સમય પસાર થઇ જાય છે. જુઓ **અનુયોગદ્વાર** (સૂ૦ ૧૦૪).

૨ આ ઉત્કૃષ્ટ કાળ વૈમાનિક ગતિમાં ઉત્પન્ન થયેલા અનુત્તર વિમાનવાસી દેવોની અપેક્ષાએ સમજવાનો છે; કેમકે એ વિમાનમાં ગયેલા જીવનું ઉત્કૃષ્ટ આયુષ્ય તેત્રીસ સાગરોપમનું છે અને એથી જે કંઇક અધિક કાળ કહ્યો છે તે મનુષ્યભવ આશ્રીને સમજવાનો છે.

૩ વૈમાનિક ગતિમાંના કલ્પોપપન્ન દેવતાઓમાંના બારમા દેવલોકના નિવાસીનું ઉત્કૃષ્ટ આયુષ્ય બાવીસ (૨૨) સાગરોપમનું છે અને ત્યાં ત્રણ વાર ગમન થતાં છાસઠ (૬૬) સાગરોપમ વીતી જાય. અને જો આજ ગતિમાંના વિજયાદિ વિમાન આશ્રીને બે ભવ કરવા પડે તો ત્યાં ઉત્કૃષ્ટ આયુષ્ય તેત્રીસ (૩૩) સાગરોપમનું હોવાથી છાસઠ (૬૬) સાગરોપમ થાય છે. આથી કંઇક અધિક જે કાળ કહેવામાં આવ્યો છે, તે મનુષ્યભવ આશ્રીને જાણવાનો છે.

**શું ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ક્ષાયિક સમ્યક્ત્વને અટકાવનારૂં છે?—**

આ પ્રશ્નનો ઉત્તર 'હા'કારમાં છે. પરંતુ આમ ઉત્તર આપવાથી એવી શંકા ઉદ્ભવે છે કે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ તત્ત્વશ્રદ્ધાનને ઉત્પન્ન કરનારૂં હોઇ કરીને વિઘ્નરૂપ કેમ બની શકે? આના જવાબમાં જો એમ કહેવામાં આવે કે તે મિથ્યાત્વ જાતિનું હોવાથી તે વિઘ્નરૂપ છે, તો તો એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આવા મિથ્યાત્વ જાતીયથી આત્મ-શ્રદ્ધાનો સંભવ કેમ મનાય વારૂ? આ સંબંધમાં નીચેનાં બે દૃષ્ટાન્તો વિચારવા આવશ્યક છે.

એ તો દેખીતી વાત છે કે સૂક્ષ્મ અભ્રકરૂપ આવરણથી આચ્છાદિત થયેલો દીપક પણ કાંઇક ન્યૂન પ્રકાશ આપે છે, પરંતુ આ આવરણ દૂર થતાં તેની કાંતિ વિશેષતઃ ઝળકી ઉઠે છે. એવીજ રીતે કિંચિત્ મલિન વસ્ત્રમાં ઢંકાયેલા મણિનું તેજ પણ સહેજ ઓછું જણાય છે, પરંતુ સ્વચ્છ વસ્ત્રમાંથી તેની પ્રભા વિશેષ પડે છે. તેવીજ રીતે પ્રસ્તુતનાં મિથ્યાત્વનાં પુદ્ગલો ક્ષાયોપશમિક ભાવને પ્રાપ્ત થતાં આત્મધર્મરૂપ શ્રદ્ધાન કંઇક અસ્ફુટપણે પણ પ્રાપ્ત થાય છે અને તે પુદ્ગલોનો ક્ષય થતાં આત્મ-સ્વરૂપ સર્વ પ્રકારે પ્રકટ થાય છે (આનુંજ નામ ક્ષાયિક સમ્યક્ત્વ છે).

કેટલીક વાર એવો પ્રશ્ન ઉઠાવવામાં આવે છે કે સમ્યક્ત્વ મોહનીયનાં પુદ્ગલોનો ક્ષય થતાં કેમ સમ્યક્ત્વ ઉત્પન્ન થાય તેનું પણ એથી સમાધાન થઇ જાય છે એ વાત હવે નિવેદન કરવાની જરૂર રહેતી નથી.

આ પ્રકરણ સમાપ્ત કરીએ તે પૂર્વે એટલું ઉમેરવું આવશ્યક સમજાય છે કે સમ્યક્ત્વના વિશેષ જિજ્ઞાસુએ સમ્યક્ત્વના નિસર્ગરૂચિ ઇત્યાદિ [1]દશ પ્રકારો માટે તથા [2]શમાદિક પાંચ લક્ષણો, [3]શંકાદિક પાંચ દૂષણો અને [4]કુશલતાદિક પાંચ ભૂષણો, તેના [5]આઠ પ્રભાવકો તથા સમ્યક્ત્વના [6]રાજાભિયોગાદિક છ આગારો, [7]અરિહંતાદિક સંબંધી દશ વિનયો, ત્રણ પ્રકારની શુદ્ધિ, ચાર શ્રદ્ધાન, સમ્યક્ત્વની છ ભાવનાઓ તથા છ યતના તેમજ તેનાં છ સ્થાનકો તથા તેનાં ત્રણ લિંગો એ સમ્યક્ત્વના ૬૭ બોલો એ બધાના સ્વરૂપ માટે **પ્રવચન-સારોદ્ધાર** પ્રમુખ ગ્રન્થો જોવા.

✽ ✽ ✽ ✽

---

૧ નિસર્ગરૂચિ, ઉપદેશરૂચિ, આજ્ઞારૂચિ, સૂત્રરૂચિ, બીજરૂચિ, અધિગમરૂચિ, વિસ્તારરૂચિ, ક્રિયારૂચિ, સંક્ષેપરૂચિ તથા ધર્મરૂચિ એ દશ પ્રકારો છે.

૨ શમ, સંવેગ, નિર્વેદ, અનુકમ્પા અને આસ્તિકતા એ આ પાંચ લક્ષણો છે.

૩ શંકા, આકાંક્ષા, વિચિકિત્સા, મિથ્યાદૃષ્ટિની પ્રશંસા અને તેનો પરિચય એ પાંચ દૂષણો છે.

૪ જિનશાસનને વિષે કુશળતા, પ્રભાવના, તીર્થ-સેવા, સ્થિરતા તથા ભક્તિ એ પાંચ ભૂષણો છે.

૫ વર્તમાન શ્રુતના પારંગત, અસરકારક રીતે ધર્મ-કથા કહેનાર, પ્રખર વાદી, અપૂર્વ નૈમિત્તિક, તપસ્વી, વિદ્યા અને મંત્ર વડે પરાક્રમી, સિદ્ધિઓથી અલંકૃત અને પ્રભાવશાળી કવિ એ આઠ પ્રભાવકો છે.

૬ રાજાભિયોગ, ગણાભિયોગ, બલાભિયોગ, સુરાભિયોગ, કાન્તારવૃત્તિ અને ગુરૂનિગ્રહ એ છ આગાર છે.

૭ અરિહંત (તીર્થંકર), સિદ્ધ, જિન-પ્રતિમા, સિદ્ધાન્ત, ચારિત્ર-ધર્મ, સાધુ, આચાર્ય, ઉપાધ્યાય, ચતુર્વિધ સંઘ અને સમ્યક્ત્વ એ સબંધી વિનય તે તેના દશ પ્રકાર છે.

जगद्गुरौ दृष्टे यद् भवति तदाह—

भविअकमलाण जिणरवि!, तुहदंसणपहरिसूससंताणं।
दढबद्धा इव विहडंति, मोहतमभमरविंदाइं ॥ ४ ॥

[ भव्यकमलेभ्यो जिनरवे! त्वद्दर्शनप्रहर्षोच्छ्वसद्भ्यः।
दृढबद्धानीव विघटन्ते मोहतमोभ्रमरवृन्दानि ॥ ]

प्र० वृ०—भविअत्ति । भविअकमलाण जिणरवि! मिथ्यात्वनिशीथिनीप्रान्तसमुदितत्वेन यथाऽवस्थितसन्मार्गप्रकाशकत्वेन च जिन एव रविः—जिनादित्यस्तस्य सम्बोधनं हे जिनरवे!—जिनभानो! त्वद्दर्शनाद् भव्यकमलेभ्यो मोहतमोभ्रमरवृन्दानि विघटयन्ति। तत्र भव्याः—सिद्धिगमनयोग्याः प्राणिनः, तद्गुणबन्धुरत्वेन ज्ञानादिलक्ष्मीनिवासत्वेन च कमलानीव कमलानि तेभ्यः। अत्र सूत्रस्य प्राकृतत्वात् पञ्चम्यां षष्ठी[1]। त्वद्दर्शनं—त्वदालोकनं तस्मात् प्रहर्षः—परमप्रमोदः तेनोच्छ्वसद्भ्यः—समुद्धुषितरोमकूपेभ्यः । पक्षे विकसद्भ्यः । किंविशिष्टानि मोहतमोभ्रमरवृन्दानि? दृढबद्धान्यपि—चिरप्ररूढान्यपि। पक्षे कुशेशयकोशान्तर्निबिडपीडितान्यपि। तत्र मोहः—अज्ञानम्, तमस्तु बध्यमानं कर्म, स एव कलुषत्वेन सुकृततमोरूपाणि भ्रमरपटलानि । अयमाशयः—यथा तरुणतरणिकिरणव्यतिकरविकस्वरेभ्यः कमलेभ्यः पुष्पन्धयाः पृथग् भवन्ति, एवं भव्यानामपि जगल्लोचनलोभने भगवति जिनेश्वरे साक्षात् कृते समुल्लसितातिशायिशुभभावनावशात् मोहतमांसि विलीयन्ते ॥ इति चतुर्थगाथार्थः ॥ ४ ॥

हे० वि०—साम्प्रतं रविरूपकेण स्तुतिमाह—( भविअत्ति )

हे जिनरवे! भव्यकमलानां दृढबद्धान्यपि ( अत्यर्थं मिलितान्यपि विघटन्ते—शिथिलीभवन्ति। कानीत्याह—'मोहतमोभ्रमरवृन्दानि' मोह एव ) यथास्थितवस्तुस्वरूपादर्शनात् तमांसि मोहतमांसि तान्येव भ्रमरवृन्दानि—अलिकदम्बकानि तानि। ( भव्यानां ) कीदृशानामित्याह—त्वद्दर्शनप्रहर्षोच्छल( च्छ्वस? )तां—भवदवलोकनानन्दोन्मिषताम् ॥ इति गाथार्थः ॥ ४ ॥

## શબ્દાર્થ

भविअ ( भविक )=ભવ્ય, મુક્તિ-યોગ્ય.
कमल=કમળ.
भविअकमलाण=ભવ્ય કમળોમાંથી.
जिण ( जिन )=જિન, વીતરાગ.
रवि ( रवि )=સૂર્ય.
जिणरवि!=હે જિન-સૂર્ય!
तुह ( त्वत् )=દ્વિતીયપુરૂષવાચક સર્વનામ.
दंसण ( दर्शन )=દર્શન.
पहरिस ( प्रहर्ष )=અત્યંત આનન્દ, પરમ પ્રમોદ.
ऊससंत ( उच्छ्वसत् )=વિકાસ પામતું.

---

૧ પ્રાકૃત ભાષાને લીધે 'પંચમી' વિભક્તિને બદલે અત્ર 'ષષ્ઠી' વિભક્તિનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

| | |
|---|---|
| **तुहदंसणपहरिसूससंताणं**=તારા દર્શનના પ્રહર્ષથી વિકસિત થતાં. | **मोह** ( मोह )=મોહ. |
| **दढ** ( दृढ )=મજબૂત. | **तम** ( तमस् )=અંધકાર. |
| **बद्ध** ( बद्ध )=બંધાયેલ. | **भमर** ( भ्रमर )=ભ્રમર, ભમરો. |
| =મજબૂત બંધાયેલ. | **विंद** ( वृन्द )=સમુદાય. |
| **इव** ( इव )=પણ. | **मोहतमभमरविंदाइं**=મોહાન્ધકારરૂપી ભ્રમરોના સમુદાયો. |
| **विहडंति**( विघटन्ते )=શિથિલ બને છે. | |

## પદ્યાર્થ

**જગદ્‌ગુરૂના દર્શનનું ફળ—**

"( મિથ્યાત્વરૂપી નિશાનો નાશ કરનારા અને સન્માર્ગના પ્રકાશક એવા ) હે જિન—સૂર્ય! તારા દર્શનના પ્રકૃષ્ટ આનન્દથી વિકસિત થતાં ભવ્ય—કમળોમાંથી દૃઢ બંધાયેલા એવા પણ મોહાન્ધકારરૂપી ભ્રમરોના સમુદાયો છૂટા પડી જાય છે."—૪

## સ્પષ્ટીકરણ

**પદ્યનું તાત્પર્ય—**

સૂર્યના ઉદયે કમળો વિકસ્વર થતાં તેના કોશમાં રાત્રે સપડાઇ ગયેલા ભ્રમરો જેમ બહાર નીકળી આવે છે, તેમ ભવ્ય પ્રાણીઓને પ્રભુના દર્શન થવાથી તેમની શુભ ભાવના વિકસ્વર થવાથી અનેક ભવોથી એકત્રિત થયેલા ક્લિષ્ટ કર્મરૂપ ભ્રમરો તેમનાથી છૂટા પડી જાય છે અર્થાત્ તેવા જીવોનું અજ્ઞાન નાશ પામે છે—તે જીવોને સદ્‌જ્ઞાન અને અંતમાં મુક્તિ મળે છે.

* * * *

**इदानीं भगवतः प्रथमतीर्थपतेश्च्यवनकल्याणकमुद्दिश्य गाथास्तुतिः—**

**लट्ठत्तणाहिमाणो, सव्वो सव्वट्ठसुरविमाणस्स ।**
**पइं नाह ! नाहिकुलगरघरावयारुम्मुहे नट्ठो ॥ ५ ॥**

[ शोभनत्वाभिमानः सर्वः सर्वार्थसुरविमानस्य ।
त्वयि नाथ ! नाभिकुलकरगृहावतारोन्मुखे नष्टः ॥ ]

**प्र० वृ०—लट्ठत्तणत्ति ।** हे नाथ!—हे स्वामिन्! सर्वार्थाभिधानस्य सुरविमानस्य समग्रोऽपि लष्टत्वाभिमानः—प्रधानत्वाहङ्कारो नष्टः—क्षीणः । क्व सति? त्वयि नाभिकुलकरगृहावतारोन्मुखे सति । यदा त्वं प्राग्भवे वज्रनाभः षट्खण्डमेदिनीमण्डलाधिपत्यं तृणवदवधूय संयमसाम्राज्यमङ्गीकृत्य तान्यर्हदादीनि विंशतिस्थानान्यासेव्य निबध्य सर्वोत्तमतीर्थकृन्नाम कर्मणा अनुत्तरसुरविमाने त्रयस्त्रिंशत्सागरोपमसुखस्थाने उत्पन्नः । यदा त्वं तादृग्गुणागुणविभागज्ञोऽपि सुप्रभस्तथाभूतोऽद्भुतर्द्धिसम्बन्धबन्धुरं विमानमप्यपहाय गृहावतारोन्मुखः स्याः, तदाऽभिमानिनो मानभ्रंशः ॥ इति पञ्चमगाथार्थः ॥ ५ ॥

१ 'णाभिमाणो' इत्यपि पाठः ।

हे० वि०-प्रथमकल्याणकद्वारेण स्तुतिमाह—( लट्ठत्तणत्ति )

हे नाथ! त्वयि 'नाभिकुलकरगृहावतारोन्मुखे सति' नाभिश्चासौ कुलकरश्च नाभिकुलकरस्तस्य गृहं तत्रावतारस्तत्रोन्मुखस्तस्मिन् । किं (जातः)? नष्टः-प्रलयं गतः। कोऽसौ? लो(ल)ष्टत्वाभिमानः-शोभनत्वाहङ्कारः। कस्येत्याह—'सर्वार्थसुरविमानस्य' सर्वार्थं च तत् सुरविमानं च सर्वार्थसुरविमानं तस्य । किंविधोऽपि? सर्वोऽपि, समस्तोऽपीत्यर्थः ॥ ५ ॥

## શબ્દાર્થ

लट्ठत्तण ( शोभनत्व )=(૧) સુન્દરતા; (૨) પ્રધાનતા.
अहिमाण ( अभिमान )=ગર્વ.
लट्ठत्तणाहिमाणो=શ્રેષ્ઠતાનો ગર્વ.
सव्वो ( सर्वः )સમસ્ત.
सव्वट्ठ ( सर्वार्थ )=સર્વાર્થ.
सुर ( सुर )=દેવ.
विमाण ( विमान )=વિમાન.
सव्वट्ठसुरविमाणस्स=સર્વાર્થ નામના દિવ્ય વિમાનનો.
पई ( त्वयि )=તું.
नाह! ( नाथ! )=હે નાથ!
नाहि ( नाभि )=નાભિ.
कुलगर ( कुलकर )=કુલકર.
घर ( गृह )=ઘર, મહેલ.
अवयार ( अवतार )=અવતાર.
उम्मुह ( उन्मुख )=ઉન્મુખ, તત્પર.
नाहिकुलगरघरावयारुम्मुहे=નાભિ કુલકરના ગૃહમાં અવતાર માટે તત્પર.
नट्ठो ( नष्टः )=નાશ પામ્યો.

## પદ્યાર્થ

પ્રભુનું ચ્યવન—

" હે નાથ! જ્યારે તું નાભિ ( નામના સાતમા ) કુલકરના ગૃહમાં અવતાર લેવાને તૈયાર થયો ( અર્થાત્ તું જ્યારે તેમના ઘરમાં અવતર્યો ), ત્યારે સર્વાર્થ( સિદ્ધ નામના ) દેવ-વિમાનનો સુન્દરતા ( અથવા પ્રધાનતા ) સંબંધી સમસ્ત ગર્વ ગળી ગયો."—૫

## સ્પષ્ટીકરણ

કુલકર—

રાજ-ચિહ્નો નહિ હોવા છતાં બુદ્ધિ વગેરેની અધિકતાને લઇને તે કાળના મનુષ્યોએ સ્વીકારેલ અધિપતિને 'કુલકર' કહેવામાં આવે છે. કુળ એટલે વંશ; તેની સ્થાપના કરનાર તે 'કુલકર' એ આ શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ છે. આથી સમજી શકાય છે કે યુગના પ્રારંભમાં નીતિ વગેરેની વ્યવસ્થા કરનારા મહાપુરૂષને 'કુલકર' કહેવામાં આવે છે. એકંદર રીતે આ [1]અવસર્પિણી કાળમાં [2]વિમળવાહન, ચક્ષુષ્માન્, યશસ્વી, અભિચન્દ્ર, પ્રસેનજિત્, મરૂદેવ

---

૧ આ સંબંધમાં જુઓ સાતમા પદ્યનું સ્પષ્ટીકરણ.

૨ સરખાવો—

> "कुलादिबीजं सर्वेषां, प्रथमो विमलवाहनः ।
> चक्षुष्मान् यशस्वी चा-भिचन्द्रोऽथ प्रसेनजित् ॥
> मरुदेवश्च नाभिश्च, भरतः कुलसत्तमः ।"

આ શ્લોકો મનુસ્મૃતિમાં આપેલા છે એવો ઉલ્લેખ પંડિત હીરાલાલ હંસરાજે રચેલા જૈન ધર્મનો પ્રાચીન ઇતિહાસ એ નામના પુસ્તકના દ્વિતીય વિભાગના ૧૩મા પૃષ્ઠમાં છે, પરંતુ આ વિચારણીય હકીકત છે, કેમકે ( મુદ્રિત ) મનુસ્મૃતિમાં તે દૃષ્ટિગોચર થતા નથી.

અને નાભિ એમ સાત કુલકરો થયા છે. આ બધાએ કુલકરો [1]યુગલિક ધર્મને અનુસરનારા, વજ્રઋષભનારાચ નામના સર્વોત્તમ [2]સંહનનવાળા તેમજ સમચતુરસ્ર નામના ઉત્તમ [3]સંસ્થાન-વાળા હતા.[4] અલ્પ રાગ–દ્વેષવાળા હોઇ પ્રાયઃ યુગલિકો દેવગતિગામી હોવાથી તે સર્વે મૃત્યુ પામીને દેવ–લોકમાં ઉત્પન્ન થયા હતા.

પ્રથમ કુલકરના શરીરની ઊંચાઇ ૯૦૦ ધનુષ્ય જેટલી હતી. બીજાની એથી ઓછી, ત્રીજાની એથી પણ ઓછી હતી, જ્યારે સાતમા કુલકર નાભિ રાજાના શરીરની ઊંચાઇ તો ૫૨૫ ધનુષ્ય જેટલી હતી. એ પ્રમાણે આયુષ્ય પણ એક કુલકરનું તેની પહેલાના કુલકર કરતાં ઓછું હતું. પ્રથમ કુલકરનું આયુષ્ય [5]પલ્યોપમના દશમા ભાગે હતું, જ્યારે સાતમા કુલકરનું આયુષ્ય તો સંખ્યાત પૂર્વનું હતું. જેટલું આયુષ્ય કુલકરનું હોય છે તેટલુંજ આયુષ્ય તેમની પત્નીનું પણ હોય છે એ નિયમ પ્રમાણે સાતમા કુળકરની પત્ની મરૂદેવીનું આયુષ્ય પણ સંખ્યાત પૂર્વનું હતું. તેમનાં સંહનન, સંસ્થાન અને ઊંચાઇ પણ પ્રાયઃ નાભિ રાજાના જેટલાં હતાં. પ્રથમના છ કુલકરોની પત્નીઓ [6]નાગકુમાર નિકાયમાં ઉત્પન્ન થઇ, ત્યારે સાતમા કુલકરના પત્ની અને તીર્થંકર શ્રીઋષભદેવના જનની મરૂદેવી તો આયુષ્ય પૂર્ણ થતાં મોક્ષે ગયા. હાકાર, માકાર અને ધિક્કાર એ ત્રણ [7]દંડ–નીતિઓ પૈકી પ્રથમ નીતિનો ઉપયોગ પ્રથમના બે કુલકરોના સમ-યમાં, પહેલી અને બીજીનો ત્રીજા અને ચોથાના સમયમાં અને ત્રણેનો ઉપયોગ પાંચમા, છઠ્ઠા અને સાતમા કુલકરના સમયમાં કરવામાં આવ્યો હતો.

આયુષ્યના સમયના દશ ભાગો કલ્પવામાં આવે તો તેમાંના પ્રથમ અને અન્તિમ ભાગ સિવાયના મધ્યના આઠ ભાગ જેટલો સમય કુલકર પદવી ભોગવનારા નાભિ કુલકરને ઋષભદેવ નામના પુત્ર અને (તેમની સાથે ઉત્પન્ન થયેલી) સુમંગલા નામની પુત્રી એમ બે સંતાન હતા.

**સર્વાર્થસિદ્ધ—**

જૈન શાસ્ત્રમાં ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક એમ જે ચાર પ્રકારના દેવોના ભેદો પાડવામાં આવ્યા છે તેમાં વૈમાનિક દેવો શ્રેષ્ઠ છે. આ દેવો બાર દેવલોક, નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તર વિમાનોમાં રહે છે. આ સ્થાનો એક એકથી શ્રેષ્ઠ છે. 'સવાર્થસિદ્ધ' એ વિજય, વૈજયન્ત, જયન્ત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ એ નામનાં પાંચ અનુત્તર વિમાનો પૈકી એક છે. આ સર્વોત્તમ વિમાન છે. એ સર્વ દેવ–સ્થાનોમાં શ્રેષ્ઠ છે. એ વિમાનમાં વસનારા દેવ પણ સર્વાર્થસિદ્ધના નામથી ઓળખાય છે અને તેના વ્યુત્પત્તિ–અર્થ ઉપરથી જોઇ શકાય છે તેમ

---

૧ આની સ્થૂલ રૂપરેખા સ્તુતિ–ચતુર્વિંશતિકા (પૃ૦ ૮)માંથી મળશે.

૨ સંહનન એટલે શરીરનો બાંધો.

૩ આની માહિતી માટે જુઓ વીર–ભક્તામર (પૃ૦ ૮૭–૮૮).

૪ જુઓ આવશ્યક–નિર્યુક્તિની ૧૫૭ મી ગાથા.

૫ પલ્યોપમના સ્વરૂપ માટે જુઓ ઉપાધ્યાય શ્રીવિનયવિજયકૃત લોકપ્રકાશનો પ્રથમ સર્ગ.

૬ ભવનપતિના દશ ભેદો પૈકી એક.

૭ આ દંડ–નીતિઓની સ્થૂલ રૂપરેખા સ્તુતિ–ચતુર્વિંશતિકા (પૃ૦ ૮)માં આલેખવામાં આવી છે.

તે સર્વોત્તમ દેવ છે. 'સર્વાર્થસિદ્ધ'ની જૂદી જૂદી વ્યુત્પત્તિઓ વાચકવર્ય **શ્રીઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થાધિગમસૂત્ર** (અ૦ ૪, સૂ૦ ૨૦)ના ભાષ્યમાં નીચે મુજબ આપવામાં આવી છેઃ—

**"सर्वेष्वभ्युदयार्थेषु सिद्धाः सर्वार्थसिद्धाः सर्वार्थैश्च सिद्धाः सर्वे चैषामभ्युदयार्थाः सिद्धा इति सर्वार्थसिद्धाः।......सर्वार्थेषु सिद्धाः सिद्धप्रायोत्तमार्था इति।"**

અર્થાત્ જે સમસ્ત અભ્યુદયના અર્થોને વિષે સિદ્ધ છે એટલે કે અભ્યુદયના સુખની અધિકતાને લીધે સર્વ પ્રયોજનોને વિષે જે અવ્યાહત શક્તિવાળા છે અથવા જે સર્વ અર્થોથી સિદ્ધ છે એટલે કે જે સર્વ અતિશયશાળી અત્યન્ત મનોહર શબ્દાદિકથી પ્રખ્યાત છે અથવા અભ્યુદયના સમગ્ર અર્થો જેના સિદ્ધ થયા છે તે **સર્વાર્થસિદ્ધ** છે. સર્વ કર્તવ્યની પરિસમાપ્તિને લઇને અથવા અનન્તર ભવમાં સિદ્ધ થનારા હોવાથી પણ તે **સર્વાર્થસિદ્ધ** કહેવાય છે.

આવા એકાવતારી તથા ૩૩ સાગરોપમની સ્થિતિવાળા દેવો જે સ્થાનમાં રહે તે સ્થાન ગર્વ ધારણ કરે એમાં નવાઇ નથી, કેમકે આનાથી કોઇ સંસારીનું સ્થાન ઉત્તમ નથી તેમજ સિદ્ધના જીવોનું નિવાસ-સ્થાન પણ આનાથી દૂર નથી.

* * * *

**पइं चिंतादुल्लहमुक्खसुक्खफलए अउव्वकप्पदुमे।**
**अवइन्ने कप्पतरू, जयगुरू! हित्था इव पओत्था॥ ६॥**

[ त्वयि चिन्तादुर्लभमोक्षसुखफलदेऽपूर्वकल्पद्रुमे।
अवतीर्णे कल्पतरवो जगद्गुरो! ह्रीस्था इव प्रोषिताः ]

प्र० वृ०—पइन्ति। हे जगद्गुरो! अस्य भारतवर्षस्यावनौ त्वय्यवतीर्णे कल्पद्रवः प्रोषिता ह्रीस्था इव—सलज्जा इव। क्व सति? त्वय्यपूर्वकल्पद्रुमे समवतीर्णे सति। चिन्ता नाम सङ्कल्पस्तस्यापि दुर्लभं—दुष्प्रापं मोक्षस्य—निर्वाणस्य सुखं मोक्षसुखं तदेव फलं तद् ददातीति चिन्तादुर्लभमोक्षसुखफलदस्तस्मिन्। भगवतोऽवतारात् प्रथमं हि कल्पमहीरुहः सर्वस्यापि वयं मनश्चिन्तितमर्थं सम्पादयामः। अवतीर्णे च चिन्तादुर्लभमोक्षसुखफलदे भुवनभर्तरि तद्दाने सर्वाण्येवा(?)सदर्थतामात्मनः सम्भाव्यमाना धूर्ताः कल्पतरवस्तिरोबभूवुः। इति षष्ठगाथार्थः॥ ६॥

हे० वि०—भवति समुत्पन्ने किं जातमित्याह—( पइन्ति )

जगद्गुरो! त्वय्यवतीर्णे प्रक्रमाज्जगतीति गम्यते। किंरूपे? 'अपूर्वकल्पद्रुमे' विशिष्ट( विबुध )विटपिनि। किम्? 'हित्था इव' लज्जिता इव। उत्प्रेक्षायामिवशब्दो द्रष्टव्यः। कल्पतरवः प्रोषिताः—अभावमापन्नाः। किमुक्तं भवति? कालवशेनैव ते विनष्टाः, परं कविनोत्प्रेक्षिताः। कीदृशे त्वयीत्याह—'चिन्तादुर्लभमोक्षसौख्यफलदे' चिन्तया दुर्लभं यन्मोक्षसौख्यं—शिवशर्म तदेव फलं तद् ददाति यः स तथोक्तस्तस्मिन्। यत एव चिन्तादुर्लभमोक्षसौख्यफलदो भवान् अतोऽपूर्वकल्पद्रुमः। इति गाथार्थः॥ ६॥

१ 'सर्वथैवानर्थकतामा०' इति प्रतिभाति।

## શબ્દાર્થ

**पइं** ( त्वयि )=તું.
**चिंता** ( चिन्ता )=ચિન્તા, સંકલ્પ.
**दुलह** ( दुर्लभ )=દુર્લભ.
**मुक्ख** ( मोक्ष )=મુક્તિ, સિદ્ધિ.
**सुक्ख** ( सुख )=સુખ.
**फलअ** (फलद )=ફળને આપનાર.
**चिंतादुल्लहमुक्खसुक्खफलए**=ચિન્તા વડે દુર્લભ એવા મોક્ષના સુખરૂપ ફળને આપનાર.
**अउव्व** (अपूर्व )=અસાધારણ.
**कप्पदुम** ( कल्पद्रुम )=કલ્પવૃક્ષ.
**अउव्वकप्पदुमे**=અપૂર્વ કલ્પવૃક્ષ.
**अवइन्ने** ( अवतीर्णे )=અવતર્યો.
**कप्पतरू** ( कल्पतरवः )=કલ્પવૃક્ષો.
**जयगुरू!** ( जगद्गुरो! )=હે જગદ્ગુરૂ, હે વિશ્વના ગુરૂ!
**हित्था** ( ह्रीस्थाः )=શરમાઇ ગયેલા.
**इव** ( इव )=જેમ.
**पओत्था** ( प्रोषिताः )=પ્રવાસે ગયા, દૂર થયા.

## પદ્યાર્થ

**પ્રભુના અવતારનો પ્રભાવ—**

"સંકલ્પ વડે દુર્લભ એવા મોક્ષના સુખરૂપ ફળને આપનારો એવો તું અપૂર્વ કલ્પવૃક્ષ (આ પૃથ્વી ઉપર) અવતર્યો એટલે હે વિશ્વના ગુરૂ! કલ્પવૃક્ષો જાણે [1]શરમાઇ ગયાં હોય તેમ તેઓ અદૃશ્ય થઇ ગયાં."—૬

## સ્પષ્ટીકરણ

**જગદ્ગુરૂનો વિચાર—**

જગદ્ગુરૂ થવું એ કંઇ બાળકનો ખેલ નથી, કેમકે જેણે ગુરૂ થવાની પૂર્ણ યોગ્યતા પ્રાપ્ત કરી હોય તેજ આ બિરૂદને દીપાવી શકે. વળી પોતે પોતાની જાતને જગદ્ગુરૂ તરીકે ઓળખાવે તેમાં કંઇ મહત્તા નથી. પરંતુ તેવા ગુણો જે વ્યક્તિમાં દૃષ્ટિગોચર થતા હોય તેને જગત્ તે રૂપે સ્વીકારે એમાં ખરૂં મહત્ત્વ રહેલું છે. જગદ્ગુરૂ બનનારે જગતના કલ્યાણાર્થે પોતાનું જીવન વ્યતીત કરવું જોઇએ. કોઇ પણ જીવનું અહિત ન થાય એ એનું લક્ષ્ય બિન્દુ હોવું જોઇએ. પોતાનું ચારિત્ર આદર્શરૂપ હોવું જોઇએ કે જેથી અન્ય તેનું અનુકરણ કરી શકે. જગદ્ગુરૂની વાણીમાં કડવાશ, કઠોરતા કે તુચ્છતાને માટે સ્થાન હોઇ શકે નહિ, છતાં તેમનો ઉપદેશ સચોટ હોય એમાં નવાઇ જેવું નથી; કેમકે તેઓ પદાર્થની પ્રરૂપણા કરતાં પ્રતિપાદન શૈલીનો ઉપયોગ કરે એ સ્વાભાવિક છે, કેમકે યથાર્થ સ્વરૂપ રજુ કરવું એજ તેમના ઉપદેશનો ઉદ્દેશ હોય શકે. વળી જેવો ઉપદેશ તેઓ અન્યને આપે તદનુરૂપ તેમનું વર્તન હોય એમાં તો કહેવુંજ શું? અર્થાત્ "मनस्येकं वचस्येकं कर्मण्येकं हि महात्मनाम्" એ સૂત્ર તેમનામાં સંપૂર્ણતઃ ચરિતાર્થ થાયજ. પક્ષપાતનો તો તેમનામાં સર્વથા અભાવ હોય એ દેખીતું છે; કેમકે રાગ અને દ્વેષને જલાંજલિ આપ્યા વિના જગદ્ગુરૂત્વ પ્રાપ્ત થતું નથી. આ પ્રમાણેના અનેક ગુણોથી વિશિષ્ટ જગદ્ગુરૂનું યથાર્થ સ્વરૂપ આલેખવા આ લેખિની સમર્થ નથી, તેથી કરીને

[1] ખરી રીતે કાળના પ્રભાવને લઇને કલ્પવૃક્ષોનો ઉચ્છેદ થવાનો સમય આવી રહેલો હતો અને તેવામાં પ્રથમ તીર્થંકરનો જન્મ થયો એટલે તેમણે જાણે જન્મ લીધો તેથી આ બનાવ બન્યો એમ કવિરાજ ઉત્પ્રેક્ષા કરે છે.

સુગુરૂનાં લક્ષણોની સ્થૂલ રૂપરેખા આલેખી સંતોષ માનવામાં આવે છે. આ સંબંધમાં શ્રીહેમચન્દ્રાચાર્યે કહ્યું છે કે—

"महाव्रतधरा धीरा, भैक्षमात्रोपजीविनः ।
सामायिकस्था धर्मोप–देशका गुरवो मताः ॥"

—યોગશાસ્ત્ર (સ૦ ૨, શ્લો૦ ૮)

અર્થાત્ (અહિંસાદિક) મહાવ્રતોને ધારણ કરનારા, (અનુકૂળ તેમજ પ્રતિકૂળ ઉપસર્ગોને સહન કરવામાં) ધીર, (મધુકરી વૃત્તિથી [1]સર્વસમ્પત્કરી) ભિક્ષા કરી જીવન ગુજારનારા, સમભાવમાં રહેનારા તેમજ ધર્મોપદેશ આપનારા એવા (મહાત્માઓ)ને ગુરૂઓ માનેલા છે.[2]

આ ઉપરથી સાર એ નીકળે છે કે બ્રહ્મચર્ય પાળનારા, પરિગ્રહથી વિમુખ, શત્રુ તેમજ મિત્ર તરફ સમાન દૃષ્ટિએ જોનારા, ધર્મોપદેશ આપવામાં પોતાનો સમય ગાળનારા એવા જનો ગુરૂપદને લાયક ગણાય છે. આ ગુણો જેનામાં સંપૂર્ણ રીતે ઝળહળી રહ્યા હોય તે મહાત્માને 'જગદ્ગુરૂ' કહેવાસાં જરાએ વાંધો નથી. બાકી લાડી, વાડી અને ગાડીમાં મશગૂળ, નાટકચેટક જોવામાં ભાગ લેનારા, દુશ્મનોનું નિકન્દન કાઢવામાં રસ લેનારા, દાંભિક વૃત્તિએ જીવન ગાળનારા, માર્મિક વચનો ઉચ્ચારનારા, પોતાના ભક્તોને પણ ધાર્મિક ઉપદેશ આપવામાં પાછી પાની કરનારા એવાને સુગુરૂ ન કહી શકાય, તો જગદ્ગુરૂ તો કેમજ કહેવાય?

ઉત્પ્રેક્ષા—

આ પદ્ય 'ઉત્પ્રેક્ષા' અલંકારથી શોભી રહ્યું છે. 'ઉત્પ્રેક્ષા' અલંકારનું લક્ષણ એ છે કે—

"कल्पना काचिदौचित्याद्, यत्रार्थस्य सतोऽन्यथा ।
द्योतितेवादिभिः शब्दै–रुत्प्रेक्षा सा स्मृता यथा ॥"

—વાગ્ભટાલંકાર (પ૦ ૪, શ્લો૦ ૯૦)

અર્થાત્ વિદ્યમાન અર્થની યોગ્યતાથી અન્ય કોઇ 'ઇવ' (જાણે) વગેરે શબ્દથી દ્યોતિત કલ્પના તે 'ઉત્પ્રેક્ષા' છે.

ઋ ઋ ઋ ઋ

---

૧ ભિક્ષા ત્રણ પ્રકારની છે—(૧) સર્વસમ્પત્કરી, (૨) પૌરૂષઘ્ની અને (૩) વૃત્તિ–ભિક્ષા. આ વાતની શ્રીહરિભદ્રસૂરિકૃત ભિક્ષાષ્ટકનો નિમ્નલિખિત પ્રથમ શ્લોક સાક્ષી પૂરે છે. કેમકે તેમાં કહ્યું છે કે—

"सर्वसम्पत्करी चैका, पौरुषघ्नी तथाऽपरा ।
वृत्तिभिक्षा च तत्त्वज्ञै–रिति भिक्षा त्रिधोदिता ॥"

એના દ્વિતીય શ્લોકમાં સર્વસમ્પત્કરી ભિક્ષાનું સ્વરૂપ આલેખેલું હોવાથી તે અત્ર નીચે મુજબ આપવામાં આવે છે:—

"यतिर्ध्यानादियुक्तो यो, गुर्वाज्ञायां व्यवस्थितः ।
सदाऽनारम्भिणस्तस्य, सर्वसम्पत्करी मता ॥"

૨ આ સંબંધમાં વિશેષ માહિતી માટે જુઓ યોગશાસ્ત્રની વૃત્તિ તેમજ ગુરૂતત્ત્વવિનિશ્ચય. આ ઉપરાંત દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, આચારાંગ, સૂત્રકૃતાંગ, ધર્મસંગ્રહ, ધર્મબિન્દુ, ધર્મરત્નપ્રકરણ, પંચસૂત્ર, પંચવસ્તુ વિગેરે ગ્રન્થોમાં પણ આનું સ્વરૂપ દૃષ્ટિગોચર થાય છે.

साम्प्रतं भगवतो नाभिनन्दनस्य जन्मकल्याणकमधिकृत्य गाथाद्वयमाह—

**अरएणं तइएणं, इमाइ उस्सप्पिणीइ तुह जम्मे ।**
**फुरिअं कणगमएणं, व कालचक्किक्कपासंमि ॥ ७ ॥**

**[ अरकेण तृतीयेनास्यामवसर्प्पिण्यां तव जन्मनि ।**
**स्फुरितं कनकमयेनेव कालचक्रैकपार्श्वे ॥ ]**

प्र० चू०—अरएणन्ति । हे जगद्गुरो ! अस्यामवसर्पिण्यां त्वज्जन्मनि कालचक्रैकदेशवर्तिना तृतीयारकेण स्फुरितमिति । तावद् द्वादशभिररकैः कालचक्रमभिधीयते विंशतिसागरोपमकोटिकोटीप्रमाणम् । अवसर्पिण्यामस्मिन् सुषमदुष्षमाभिधतृतीयारके प्रान्ते भगवान्नाभिसम्भवः समुत्पन्नस्तदेवाह–तव जन्मनि तृतीयारकेण काञ्चननिर्मितेनेव स्फुरितमिति । तथाविधतीर्थकृत्कल्याणकाद्युत्सवविकलं तु शेषं कालचक्रम् ॥ इति सप्तमगाथार्थः ॥ ७ ॥

हे० वि०—भगवतो जन्ममाहात्म्यद्वारेण स्तुतिमाह–( अरएणन्ति )—

हे नाथ ! तव जन्मनि अरकेण–कालसंज्ञितेन तृतीयकेनास्यामवसर्पिण्यां स्फुरितं–विलसितम् । क्व ? 'कालचक्रैकपार्श्वे' कालचक्रं–द्वादशारकं तस्यैकश्चासौ पार्श्वश्च कालचक्रैकपार्श्वस्तस्मिन् । उत्प्रेक्षते–कनकमयेनेव । अयमर्थः–यथा कृष्णचक्रे कनकमयोऽरकः शोभते तथा काललक्षणेऽपि ॥ इति गाथार्थः ॥ ७ ॥

## શબ્દાર્થ

**अरएणं** ( अरकेण )=આરાથી.
**तइएणं** ( तृतीयेन )=ત્રીજા.
**इमाइ** ( अस्यां )=આ.
**उस्सप्पिणीइ** ( अवसर्पिण्यां )=અવસર્પિણીમાં.
**तुह** ( तव )=તારા.
**जम्मे** ( जन्मनि )=જન્મને વિષે.
**फुरिअं** ( स्फुरितं )=પ્રકાશાયું.
**कणग** ( कनक )=સુવર્ણ, સોનું.
**मइअ** ( मय )=પ્રચુરતાવાચક પ્રત્યય.
**कणगमएणं**=સુવર્ણમય.
**व** ( इव )=જેમ.
**कालचक्क** ( कालचक्र )=[1]કાલ–ચક્ર.
**इक्क** ( एक )=એક.
**पास** ( पार्श्व )=પાર્શ્વ, પડખું.
**कालचक्किक्कपासंमि**=કાલ–ચક્રના એક પડખે.

## પદ્યાર્થ

પ્રભુના જન્મનું માહાત્મ્ય—

"કાલ–ચક્રના એક પડખે આ અવસર્પિણી (કાલ)માં આપના જન્મને વિષે ત્રીજો આરો સુવર્ણમય હોય તેમ શોભી રહ્યો."—૭

## સ્પષ્ટીકરણ

પદ્ય-નિષ્કર્ષ—

કહેવાની મતલબ એ છે કે જિનેશ્વરોનાં પાંચે [2]કલ્યાણકો વખતે ટુંક સમયને માટે સર્વત્ર

---

૧ 'કાલ' શબ્દનો એક અર્થ સમય, વખત છે, જ્યારે તેનો બીજો અર્થ શ્યામ, કાળો પણ થાય છે.
૨ આની સ્થૂલ માહિતી માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૩૦–૩૩ ).

ઉદ્દ્યોત (પ્રકાશ) થઇ રહે છે. આ પ્રમાણે પ્રથમ તીર્થંકરનો જન્મ અર્ધ કાલ-ચક્રરૂપ આ અવસર્પિણીના ત્રીજા આરામાં થતાં આ આરો કૃષ્ણ ચક્રના સુવર્ણમય આરાની જેમ દીપી રહ્યો, જ્યારે તેની પૂર્વેના બે અને છેવટના બે એમ ચાર આરાઓ તો નિસ્તેજ રહ્યા.

અવસર્પિણીનું દિગ્દર્શન—

જેમ હિંદુ શાસ્ત્રમાં કાળના નિમેષ, કાષ્ઠા, કલા, મુહૂર્ત, દિવસ, માસ, વર્ષ, યુગ, [1]બ્રહ્માનો દિવસ તેમજ તેનો અહોરાત્ર ઇત્યાદિ અનેક વિભાગો કલ્પવામાં આવ્યા છે, તેમ જૈન શાસ્ત્રમાં પણ તેના અનેક વિભાગો નજરે પડે છે. આ પૈકી કાળના સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિભાગને 'સમય' કહેવામાં આવે છે, જ્યારે તેના મોટામાં મોટા વિભાગને [2]'પુદ્‌ગલપરાવર્ત' કહેવામાં આવે છે. બાકીના વિભાગોનાં આવલિ, મુહૂર્ત, પ્રહર, દિવસ, અહોરાત્ર, માસ, ઋતુ, [3]અયન, વર્ષ, [4]યુગ, [5]પલ્યોપમ, સાગરોપમ ઇત્યાદિ નામો છે. દશ કોડાકોડી [6]સાગરોપમ જેટલા કાલ-વિભાગને 'અર્ધ કાલ-ચક્ર' કહેવામાં આવે છે. આવા જે કાલ-વિભાગ દરમ્યાન રૂપ, રસ, ગંધ, શરીર, આયુષ્ય, બળ ઇત્યાદિમાં વધારો થતો જાય, તે કાલ-વિભાગને 'ઉત્સર્પિણી' કહેવામાં આવે છે, જ્યારે જે દરમ્યાન રૂપાદિકમાં ઘટાડો થતો જાય, તે 'અવસર્પિણી' કહેવાય છે. આ વાતની **પ્રવચન-સારોદ્ધાર**ના ૧૬૦મા અને ૧૬૨મા દ્વારની વૃત્તિની નીચે મુજબની પંક્તિઓ સાક્ષી પૂરે છે:—

"अवसर्पति हीयमानारकतया अवसर्पयति वाऽऽयुष्कशरीरादिभावान् ह्रापयतीत्यवसर्पिणी', તથા उत्सर्पति-वर्धतेऽरकापेक्षया उत्सर्पयति वा भावानायुष्कादीन् वर्धयतीत्युत्सर्पिणी."

આ પ્રમાણે કાલ-ચક્રના ઉત્સર્પિણી અને અવસર્પિણી એમ બે વિભાગો પડે છે અને કાળની અપેક્ષાએ આ દરેકનું માપ દશ કોડાકોડી સાગરોપમ છે. એક ઉત્સર્પિણી પૂર્ણ થાય કે તરતજ અવસર્પિણીનો પ્રારંભ થાય છે અને તે પૂર્ણ થતાં ઉત્સર્પિણીની શરૂઆત થાય છે. વળી આનો અન્ત આવતાં અવસર્પિણીની શરૂઆત થાય છે.[7] આ પ્રમાણે અત્યાર સુધીમાં અનન્ત ઉત્સ-

---

૧ આપણાં ચાર અબજ અને બત્રીસ કરોડ વર્ષ જેટલો બ્રહ્માનો દિવસ છે. આને 'કલ્પ' પણ કહેવામાં આવે છે. આટલા કાળમાં દેવોના એક હજાર યુગ પૂરા થાય છે. દેવોના બાર હજાર વર્ષ તે દેવોનો એક યુગ કહેવાય છે, જ્યારે દેવોનું એક વર્ષ તે મનુષ્યનાં ૩૬૦ વર્ષો બરાબર છે.

૨ હિંદુ શાસ્ત્રમાં કાળના એક મોટા વિભાગને બ્રહ્માના અહોરાત્ર તરીકે ઓળખાવવામાં આવે છે તે પણ આની આગળ કશી ગણત્રીમાં નથી, કેમકે તેનું માપ તો આઠ અબજ ચોસઠ કરોડ વર્ષ જેટલુંજ છે. આનું સ્થૂલ સ્વરૂપ 'શ્રીભક્તામર-સ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહ'ના પ્રથમ વિભાગના ૮૪ મા તથા ૮૫ મા પૃષ્ઠમાં આપેલું છે.

૩ ત્રણ ઋતુ અથવા છ માસ જેટલા કાળને 'અયન' કહેવામાં આવે છે.

૪ પાંચ વર્ષ જેટલા કાળને 'યુગ' કહેવામાં આવે છે. તેમાં બે ૧૩ માસવાળાં યાને અભિવર્ધિત વર્ષો આવે છે.

૫ આની સ્થૂલ રૂપરેખા ૧૩મા પૃષ્ઠમાં આલેખવામાં આવી છે.

૬ સાગરોપમના સૂક્ષ્મ અને બાદર એવા બબ્બે પેટા વિભાગોવાળા જે ઉદ્ધાર, અદ્ધા અને ક્ષેત્ર એમ ત્રણ પ્રકારો પડે છે તે પૈકી પ્રસ્તુતમાં સાગરોપમથી 'સૂક્ષ્મ-અદ્ધા-સાગરોપમ' સમજવાનો છે. આ વાતનું **તત્ત્વાર્થાધિગમસૂત્ર** (અ૦ ૪, સૂ૦ ૧૫)નું ભાષ્ય સમર્થન કરે છે.

૭ હિંદુ શાસ્ત્રમાં કાળના કૃત, ત્રેતા, દ્વાપર અને કલિ એમ અનુક્રમે ચાર વિભાગો પાડ્યા છે (આ પ્રત્યેક વિભાગને 'યુગ' કહેવામાં આવે છે). આ ચાર યુગો પૂર્ણ થતાં પુનઃ કૃતાદિકનો, નહિ કે કલિ પ્રમુખનો પ્રારંભ થાય છે એ ધ્યાનમાં રાખવા જેવી હકીકત છે.

[ર્પિ]ણીઓ અને અવસર્પિણીઓ પસાર થઈ ગઇ છે અને હવે પછી પણ એવી અનન્ત પસાર થશે, કેમકે કાળનો કંઈ અવધિ નથી.

અત્યારે કાલ-ચક્રનો 'હુંડા અવસર્પિણી' નામનો વિભાગ પ્રવર્તે છે અને તેમાં પણ વળી તેના ઉત્સર્પિણીની જેમ પાડવામાં આવતા છ પેટા-વિભાગો કે જેને આરા (सं. अर) કહેવામાં આવે છે, તે પૈકી ચાર વ્યતીત થઇ ગયા છે. અત્યારે પાંચમો આરો પ્રવર્તે છે.[1]

ઉત્સર્પિણીના છ આરાઓને અનુક્રમે (૧) [2]દુઃષમ-દુઃષમ, (૨) [3]દુઃષમ, (૩) [4]દુઃષમ-સુષમ, (૪) [5]સુષમ-દુઃષમ, (૫) [6]સુષમ અને (૬) [7]સુષમ-સુષમ એ નામથી ઓળખવામાં આવે છે, જ્યારે ઉત્સર્પિણીથી અવસર્પિણી વિપરીત લક્ષણવાળી હોવાથી એના પ્રથમ આરાને સુષમ-સુષમ, બીજા આરાને સુષમ એમ છઠ્ઠા આરાને દુઃષમ-દુઃષમ તરીકે ઓળખાવવામાં આવે છે.

(૧) ચાર કોડાકોડી સાગરોપમ, (૨) ત્રણ કોડાકોડી સાગરોપમ, (૩) બે કોડાકોડી સાગરોપમ, (૪) એક કોડાકોડી સાગરોપમમાં ૪૨૦૦૦ વર્ષ ન્યૂન, (૫) ૨૧૦૦૦ વર્ષ અને (૬) ૨૧૦૦૦ વર્ષ એ અવસર્પિણીના છ આરાઓનું અનુક્રમે માપ છે.

અવસર્પિણીના પ્રથમ આરામાં અસ્તિત્વ ધરાવનારા મનુષ્યોનું આયુષ્ય ત્રણ પલ્યોપમનું હોય છે, જ્યારે તેની ઊંચાઇ ત્રણ ગાઉની હોય છે અને તેઓ ત્રણ ત્રણ દિવસને અન્તરે ભોજન કરે છે. બીજા આરામાંના જીવોનું આયુષ્ય બે પલ્યોપમનું હોય છે, તેમની ઊંચાઇ બે ગાઉની હોય છે અને તેઓ બબ્બે દિવસને અન્તરે ભોજન કરે છે. એ પ્રમાણે ત્રીજા આરા (ના ત્રણ ભાગો કલ્પવામાં આવે તો તેના પ્રથમના બે તૃતીયાંશ)માં એક પલ્યોપમના આયુષ્યવાળા, એક ગાઉની ઊંચાઇવાળા અને એકેક દિવસને અન્તરે ભોજન કરનારા મનુષ્યો હોય છે. (અન્તિમ તૃતીયાંશમાં તો અવસર્પિણી કાળના પ્રભાવને લઇને આયુષ્યાદિક ઘટતું જતું હોવાથી તેમના સંબંધમાં કંઇ ચોક્કસ નિયમ નથી. આ અન્તિમ તૃતીયાંશમાં કુલ-કરો ઉત્પન્ન થયા હતા એ વાતની **જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ**નું ૨૮ મું સૂત્ર સાક્ષી પૂરે છે.[8])

આ જમ્બૂદ્વીપના **હિમવાન્** પ્રમુખ છ પર્વતોને લઇને જે ભરત વિગેરે સાત વિભાગો કે જેને 'ક્ષેત્ર' કહેવામાં આવે છે તે પૈકી [9]કુરૂક્ષેત્રમાં સર્વદા પ્રથમ આરો, હરિવર્ષ અને રમ્યકમાં દ્વિતીય, હૈમવત અને હૈરણ્યવતમાં તૃતીય અને [10]અંતર્દ્વીપ તથા મહાવિદેહમાં ચોથો આરો પ્રવર્તે છે (અર્થાત્ આ ક્ષેત્રોમાં આવા આરાના જેવો પ્રભાવ હોય છે), જ્યારે ભરત અને ઐરાવત ક્ષેત્રમાં તો અનુક્રમે છએ આરા પ્રવર્તે છે (આથી કરીને અવસર્પિણીના તેમજ ઉત્સર્પિણીના [11]ત્રીજા ચોથા આરામાંજ ચોવીસ ચોવીસ તીર્થંકરો આ બે ક્ષેત્રમાં થાય છે; બાકી

---

૧ અત્યારે કળિયુગ પ્રવર્તે છે એમ હિન્દુઓ કહે છે.

૨ અતિશય દુઃખમય. (૩) દુઃખમય. (૪) દુઃખ ઘણું અને સુખ થોડું. (૫) સુખ ઘણું અને દુઃખ થોડું. (૬) સુખમય. (૭) અતિશય સુખમય.

૮ આ સૂત્રમાં પંદર કુલકરો ગણાવ્યા છે, જ્યારે મેં ૩૯મા પૃષ્ઠમાં તો સાત ગણાવ્યા છે તેનું શું એવો પ્રશ્ન ઉપસ્થિત કરનારે આ સૂત્ર ઉપરની ટિપ્પણી જોવી (પત્રાંક ૧૩૨).

૯ કુરૂક્ષેત્ર એ મહાવિદેહનો એક વિભાગ છે. દેવકુરૂ અને ઉત્તરકુરૂ એમ એના બે ભેદો છે.

૧૦ બધા મળીને અંતર્દ્વીપો ૫૬ છે. એની માહિતી માટે જુઓ **પ્રવચન-સારોદ્ધાર**ના ૨૬૨મા દ્વારની વૃત્તિ.

૧૧ અવસર્પિણીના ત્રીજા આરાના અન્તમાં પ્રથમ તીર્થંકર (તેમજ પ્રથમ ચક્રવર્તી)નો જન્મ થાય છે, જ્યારે ચોથા આરામાં બાકીના ત્રેવીસ તીર્થંકરો (તેમજ અન્ય શલાકાપુરૂષો) સંભવે છે.

મહાવિદેહમાં તો સર્વદા તીર્થંકર હોય છે. પ્રથમના ત્રણ આરામાં યુગલિકો હોય છે અને કલ્પવૃક્ષો તેમને સર્વ વસ્તુઓ પૂરી પાડે છે. ચોથા આરામાં દુઃખનો પ્રારંભ થાય છે. ત્રીજા આરાના પ્રાન્ત ભાગથી ખુલ્લો થયેલો મોક્ષમાર્ગ આ પાંચમા આરામાં થોડા વર્ષો વીત્યા બાદ બંધ થાય છે પણ ધર્મ રહે છે. છઠ્ઠા આરામાં તો તેનો પણ નાશ થાય છે ).

આ પદ્યમાં જે ત્રીજા આરા વિષે ઉલ્લેખ કર્યો છે, તે આ અવસર્પિણીનો સુષમ-દુઃષમ નામનો ત્રીજો આરો છે અને તેના ૮૪ લાખ પૂર્વ અને ૮૯ પક્ષ બાકી રહ્યા ત્યારે **ઋષભનાથ**નો જન્મ થયો હતો.

❀ ❀ ❀ ❀

**जम्मि तुमं अहिसित्तो, जत्थ य सिवसुक्खसंपयं पत्तो ।**
**ते अट्ठावयसेला, सीसामेला गिरिकुलस्स ॥ ८ ॥**

**[ यत्र त्वमभिषिक्तो यत्र च शिवसुखसम्पदं प्राप्तः ।**
**तावष्टापदशैलौ शीर्षापीडौ गिरिकुलस्य ॥ ]**

प्र० वृ०—जम्मित्ति । हे भुवनभर्तः! तौ उभावपि अष्टापदशैलौ सकलस्यापि गिरिकुलस्य शीर्षामेलौ—सकलगिरिकुलस्य शिरःशेखरौ । तौ कौ अष्टापदौ? तत्र एको यस्मिन् जन्मसमये आसनप्रकम्पात् घण्टानादेन समकालं सकलसुरपरिवृतैः चतुःषष्टीन्द्रैः क्षीरोदवारिसम्भृतयोजनप्रमाणवदनानेककलशकोटिभिः त्वमभिषिक्तः स सौवर्णशैलः, अपरो विनीतापुरीपरिसरस्थः क्रीडाशैलः अष्टसोपानोऽष्टापदाभिधानः यस्मिन् जग(भूभृ?)ति त्वं शिवसौख्यसम्पदं प्राप्तः ॥ इति अष्टमगाथार्थः ॥ ८ ॥

हे० वि०—अभिषेकविधिमुरीकृत्य स्तुतिमाह (जम्मित्ति)—

यत्र त्वमभिषिक्तः—स्नपितः । सुरैरिति गम्यते । यत्र च शिवसौख्यसम्पदं प्राप्तः, तौ द्वावपि [किम्] अष्टापदशैलौ वर्तेते । एकत्राष्टापदं—सुवर्णं तन्मयः शैलः, अन्यत्राष्टौ पदानि यत्र स तथोक्तः । किंविशिष्टावित्याह—शीर्षामेलौ—शिरःशेखरकौ । कस्य? गिरिकुलस्य—पर्वतसमाजस्य । निर्वाणगमनस्तुतिरवसाने द्रष्टव्या परप्रसङ्गेनात्रोक्ताऽपीति गुरुवचः ॥ ८ ॥

### શબ્દાર્થ

**जम्मि** ( यत्र )=જ્યાં.
**तुमं** ( त्वं )=તું.
**अहिसित्तो** ( अभिषिक्तः )=અભિષેક કરાયો.
**जत्थ** ( यत्र )=જ્યાં.
**य** ( च )=અને.
**सिव** ( शिव )=મોક્ષ, શિવ.
**सुक्ख** ( सुख )=સુખ.
**संपय** ( सम्पद् )=સંપત્તિ.
**सिवसुक्खसंपयं**=શિવ-સુખની સંપત્તિને.
**पत्तो** ( प्राप्तः )=પ્રાપ્ત થયો, પામ્યો.
**ते** ( तौ )=તે બે.
**अट्ठावय** ( अष्टापद )=અષ્ટાપદ.
**सेल** ( शैल )=પર્વત.
**अट्ठावयसेला**=અષ્ટાપદ પર્વતો.
**सीस** ( शीर्ष )=મસ્તક.
**आमेल** ( आपीड )=મુકુટ.
**सीसामेला**=મસ્તકને વિષે મુકુટ.
**गिरि**=પર્વત.
**कुल**=સમૂહ.
**गिरिकुलस्स**=પર્વતોના સમૂહના.

પદ્યાર્થ

પ્રભુનો જન્માભિષેક—

"જે સુવર્ણના ગિરિ ઉપર તારો (જન્મ-) અભિષેક થયો તે એક અષ્ટાપદ (મેરૂ) પર્વત તેમજ જ્યાં તું શિવ-સુખની સંપત્તિને (નિર્વાણ) પામ્યો, તે (વિનિતા નગરીની સમીપમાં રહેલો આઠ પગથિયાવાળો) બીજો અષ્ટાપદ પર્વત એ બે પર્વતો (સમસ્ત) પર્વતોના સમૂહના મસ્તકને વિષે મુકુટરૂપ થયા."—૮

સ્પષ્ટીકરણ

श्रीधर्मघोषसूरिप्रणीतः ।

## ॥ अष्टापदकल्पः ॥

( आर्यावृत्तनिबद्धः )

वरधर्मकीर्त्ति 'ऋषभो', विद्यानन्दाश्रितः पवित्रितवान् ।
देवेन्द्रवन्दितो यं, स जयत्यष्टापदगिरीशः ॥ १ ॥

"વિદ્યા અને આનન્દથી સેવાયેલા તથા સુરેન્દ્રો વડે પૂજાયેલા તેમજ ઉત્તમ ધર્મ અને યશથી યુક્ત એવા ઋષભ(દેવે) જેને પાવન કર્યો, તે 'અષ્ટાપદ' ગિરિરાજ જય પામે છે."—૧

यस्मिन्नष्टापदे-ऽभूदष्टापदमुख्यदोषलक्षहरः ।
अष्टापदाभ 'ऋषभः', स जयत्यष्टा० ॥ २ ॥

---

૧ આના સ્વરૂપ સારૂ જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૩૩).

૨ પ્રભુના નિર્વાણ પ્રસંગને લક્ષ્યમાં લઇને અત્ર સ્તુતિ કરવામાં આવી નથી, પરંતુ અષ્ટાપદના અર્થોનો વિચાર આવતાં કવિરાજે તેમ કર્યું હોય એમ ભાસે છે, કેમકે હજી તો પ્રભુની અન્ય અવસ્થાઓને ઉદ્દેશીને તેમની સ્તુતિ તો હવે પછી તેઓ કરે છે, એમ સર્વથા કહી શકાય તેમ નથી.

૩ આ કલ્પના પ્રથમ પદ્યમાં ધર્મકીર્તિ, વિદ્યાનન્દ અને દેવેન્દ્ર એ ત્રણના સંબંધમાં વિચાર કરતાં એવું અનુમાન થાય છે કે આ કલ્પ ગિરિનારકલ્પની જેમ શ્રીધર્મઘોષસૂરિએ ઉપાધ્યાય અવસ્થા દરમ્યાન રચ્યો હોવો જોઇએ. કેમકે ધર્મકીર્તિ એ તેમનું ઉપાધ્યાય અવસ્થાનું નામ છે, જ્યારે દેવેન્દ્ર એ તેમના ગુરૂશ્રીનું નામ છે અને વિદ્યાનન્દ એ તેમના ગુરૂભાઇનું નામ છે. આ વાતની શ્રીમુનિસુંદરસૂરિકૃત ગુર્વાવલી તેમજ પટ્ટાવલી સાક્ષી પૂરે છે. સમ્યક્ત્વ-કૌમુદીની પ્રશસ્તિ પણ આ વાતનું સમર્થન કરે છે. આ અનુમાન કરવામાં કોઇ બાધક પ્રમાણ હોય એમ જાણવામાં નથી, વાસ્તે આ કલ્પના કર્તા તરીકે મેં શ્રીધર્મઘોષસૂરિનું નામ સૂચવ્યું છે.

૪ "संहितैकपदे नित्या०" એ પ્રમાણેનો ઉલ્લેખ હોવા છતાં અત્ર સંધિ કરવામાં આવી નથી તેનું શું એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, પરંતુ 'ऋलति ह्रस्वो वा' (सिद्ध० १-२-२) સૂત્રથી સમાધાન થઇ જાય છે. વળી આવી હકીકત શ્રીદેવાનન્દસૂરિકૃત ગૌતમાષ્ટકના પ્રારંભમાં 'श्रीइन्द्रभूतिं वसुभूतिपुत्रं', શ્રીસુમતિકલ્લોલ મુનિરાજકૃત ઋષભ-સ્તવનની શરૂઆતમાં 'श्रीआदिनाथं नतनाकिनाथं' ઇત્યાદિ સ્થળે પણ દૃષ્ટિ-ગોચર થાય છે એ વાત પણ સાથે સાથે ધ્યાનમાં લેવી જોઇએ.

"જે 'અષ્ટાપદ'ને વિષે [1]અષ્ટાપદ પ્રમુખ લાખો દોષોને દૂર કરનારા તેમજ સુવર્ણ સમાન (કાન્તિવાળા) ઋષભ(દેવ) (નિવૃત્ત) થયા, તે 'અષ્ટાપદ' ગિરિરાજ જયવંતો વર્તે છે."—૨

'ऋषभ'सुता नवनवति–'बाहुबलि'प्रभृतयः प्रवरयतयः । यस्मिन्नभजन्नमृतं, स० ॥ ३ ॥

"મુનિઓને વિષે ઉત્તમ એવા ઋષભ(દેવ)ના બાહુબલિ પ્રમુખ ૯૯ પુત્રો જ્યાં અમૃત (પદ)ને પામ્યા, તે અષ્ટાપદ૦"—૩

अयुजुर्निर्वृतियोगं, वियोगभीरव इव प्रभोः समकम् । यत्रर्षिदशसहस्राः, स० ॥ ४ ॥

"જાણે પ્રભુના વિયોગથી ભયભીત બન્યા હોય તેમ પ્રભુની સાથેજ દશ હજાર મુનિઓ જ્યાં નિર્વાણ-યોગથી યુક્ત થયા (અર્થાત્ મોક્ષ-પદને પામ્યા), તે અષ્ટાપદ૦"—૪

यत्राष्ट पुत्रपुत्रा, युगपद् 'वृषभे'ण नवनवतिपुत्राः । समयैकेन शिवमगुः, स० ॥ ५ ॥

"જ્યાં [2]વૃષભ(દેવ)ની સાથે તેમના ૯૯ પુત્રો તેમજ આઠ પૌત્રો [3]સમકાલે એકજ સમયમાં મોક્ષે ગયા, તે અષ્ટાપદ૦"—૫

रत्नत्रयमिव मूर्तं, स्तूपत्रितयं चितित्रयस्थाने । यत्रास्थापयदिन्द्रः, स० ॥ ६ ॥

"(ઋષભ દેવની, ગણધરની અને અન્ય મુનીશ્વરોની એમ) ત્રણ ચિતાના સ્થાનમાં જાણે મૂર્તિમતી રત્નત્રયી હોય તેવા ત્રણ સ્તૂપો જ્યાં ઇન્દ્રે સ્થાપન કર્યાં (રચ્યા), તે અષ્ટાપદ૦"—૬

सिद्धायतनप्रतिमं, 'सिंहनिषद्ये'ति यत्र सुचतुर्द्वाः । 'भरतो'ऽरचयच्चैत्यं, स० ॥ ७ ॥

"સિદ્ધાયતન (શાશ્વત જિન-મંદિર) જેવું તથા સુન્દર ચાર દ્વારવાળું એવું 'સિંહનિષદ્યા' એ (નામનું) ચૈત્ય જ્યાં (ઋષભનાથના પુત્ર) ભરતે રચાવ્યું, તે અષ્ટાપદ૦"—૭

यत्र विराजति चैत्यं, योजनदीर्घं तदर्धपृथुमानम् । क्रोशत्रयोच्चमुच्चैः, स० ॥ ८ ॥

"જ્યાં એક યોજન લાંબું અને તેનાથી અડધા પહોળા માપવાળુ (અર્થાત્ અડધો યોજન પહોળું) તેમજ ત્રણ કોશ ઊંચું એવું ચૈત્ય ઉચ્ચ પ્રકારે શોભે છે, તે અષ્ટાપદ૦"—૮

यत्र भ्रातृप्रतिमा, व्यधाच्चतुर्विंशतिं जिनप्रतिमाः । 'भरतः' सात्मप्रतिमाः, स० ॥ ९ ॥

"જ્યાં ભરતે પોતાની પ્રતિમાની સાથે સાથે પોતાના (૯૯) બંધુઓની પ્રતિમાઓ તેમજ (આ અવસર્પિણીના) ચોવીસ તીર્થંકરોની પ્રતિમાઓ રચાવી, તે અષ્ટાપદ૦"—૯

स्वस्वाकृतिमितिवर्णा–ङ्कवर्णितान् वर्तमानजिनबिम्बान् । 'भरतो' वर्णितवानिह, स० ॥१०॥

"પોતપોતાનાં આકાર, (દેહનું) પ્રમાણ, વર્ણ અને લાંછનથી વર્ણિત (યુક્ત) એવી વર્તમાન તીર્થંકરોની પ્રતિમાઓને જ્યાં ભરતે સ્થાપન કરી સ્તુતિ કરી, તે અષ્ટાપદ૦"—૧૦

---

૧ જોકે શબ્દ-ચિન્તામણિ કોશમાં 'અષ્ટાપદ'નો અર્થ શેતરંજ વિગેરેનો પટ એમ કરવામાં આવ્યો છે, પરંતુ અત્ર અષ્ટાપદનો અર્થ દ્યૂત કરવો. કેમકે દશવૈકાલિકની હારિભદ્રીય વૃત્તિના ૧૧૭મા પત્રાંકમાં 'अष्टापदं' द्यूतम् એનો સ્પષ્ટ ઉલ્લેખ છે એટલે આ અર્થ કરવામાં વાંધો જણાતો નથી.

૨ પ્રથમ તીર્થંકર નાભિ-નન્દનનાં ઋષભ અને વૃષભ એમ બે નામો છે. એ વાતની અભિધાન-ચિન્તામણિના પ્રથમ કાણ્ડનો ૨૯મો શ્લોક સાક્ષી પૂરે છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

"ऋषभो वृषभः श्रेयान्, श्रेयांसः स्यादनन्तजिदनन्तः ।
सुविधिस्तु पुष्पदन्तो, मुनिसुव्रतसुव्रतौ तुल्यौ ॥"

૩ સમકાલે ૧૦૮ જીવો મોક્ષે ગયા એ જૈન શાસ્ત્રમાં ગણાવેલાં દશ આશ્ચર્યો પૈકી એક છે.

सप्रतिमान् नवनवतिं, बन्धुस्तूपांस्तथाऽर्हतः स्तूपम् । यत्रारचयच्चक्री, स० ॥ ११ ॥

"જ્યાં પ્રતિમા સહિત ૯૯ બાંધવોના ૯૯ સ્તૂપો તથા (પોતાના પિતાશ્રી ઋષભદેવ) તીર્થંકરનો સ્તૂપ (ભરત) ચક્રીએ નિર્માણ કર્યો, તે અષ્ટાપદ૦"—૧૧

'भरते'न मोहसिंहं, हन्तुमिवाष्टापदः कृताष्टपदः । शुशुभेऽष्टयोजनो यः, स० ॥ १२ ॥

"મોહરૂપ સિંહને હણવાને માટે (જાણે સાક્ષાત્) [1]અષ્ટાપદ જેવો અને (એક એક યોજને એકેક પગથિયાવાળો એમ) આઠ પગથિયાવાળો એવો જેને ભરતે કરાવ્યો અને (એથી કરીને તો) જે આઠ યોજન (ઊંચો) શોભી રહ્યો, તે અષ્ટાપદ૦"—૧૨

यस्मिन्ननेककोट्यो, महर्षयो 'भरत'चक्रवर्त्याद्याः । सिद्धिं साधितवन्तः, स० ॥ १३ ॥

"જ્યાં ભરત ચક્રવર્તી પ્રમુખ અનેક કોટી યોગીશ્વરોએ સિદ્ધિને સાધી, તે અષ્ટાપદ૦"—૧૩

'सगर'सुताग्रे 'सर्वा–र्थ'शिवगतान् 'भरत'वंशराजर्षीन् । यत्र 'सुबुद्धि'रकथयत्, स० ॥१४॥

"જ્યાં સુબુદ્ધિ (મંત્રીએ) સગર (ચક્રવર્તી)ના પુત્રોની આગળ 'સર્વાર્થ(સિદ્ધ') નામના વિમાનમાં (ઉત્પન્ન થયેલા) તેમજ મોક્ષે ગયેલા ભરતના વંશના (અનેક) રાજર્ષિઓની વાત કહી, તે અષ્ટાપદ૦"—૧૪

परिखासागरमकरन्, 'सागराः' सागराशया यत्र । परितो रक्षितिकृतये, स० ॥ १५ ॥

"(આનું માહાત્મ્ય સાંભળીને) સમુદ્રના જેવા (ગંભીર) આશયવાળા સગરના પુત્રોએ જેની ચારે બાજુએ રક્ષણ કરવાને માટે ખાઇરૂપ સમુદ્ર (અર્થાત્ સમુદ્રના જેવી ૧૦૦૦ યોજન ઊંડી ખાઇ) બનાવી, તે અષ્ટાપદ૦"—૧૫

क्षालयितुमिव स्वैनो, जैनो यो गङ्गया श्रितः परितः । सन्ततमुल्लोलकरैः, स० ॥ १६ ॥

"નિરન્તર ઊંચા ઉછળતા ચપળ (તરંગરૂપી) હસ્તો વડે જાણે પોતાના પાપનું પ્રક્ષાલન કરવાને માટે (ઇચ્છા રાખતી) હોય તેમ ગંગા (નદી)એ જે જિન-સંબંધી ગિરિરાજનો ચારે બાજુથી આશ્રય લીધો, તે અષ્ટાપદ૦"—૧૬

यत्र जिनतिलकदानाद्, 'दमयन्त्या'ऽऽपे कृतानुरूपफलम् । भालस्वभावतिलकं, स० ॥१७॥

"જ્યાં (ચોવીસે) જિનેશ્વરોને (મણિમય) તિલક અર્પણ કરવાથી (ચડાવવાથી) દમયન્તી તે કાર્યના યથાર્થ ફળ તરીકે પોતાનાજ લલાટમાં સ્વાભાવિક તિલકને પામી, તે અષ્ટાપદ૦"—૧૭

यम[2]कूपारे कोपात्, क्षिपन्नलं 'वालि'नांऽह्रिणाऽऽक्रम्य । आरावि 'रावणो'ऽरं, स० ॥१८॥

"જે ગિરિરાજને ક્રોધથી સમુદ્રમાં ફેંકવા તૈયાર થયેલા રાવણને વાલિ (મુનીશ્વરે) ચરણ વડે (પર્વતને) દબાવીને અતિશય બૂમ પડાવી, તે અષ્ટાપદ૦"—૧૮

भुजतन्त्र्या जिनमहकृ–ल्लङ्केन्द्रोऽवाप यत्र 'धरणे'न्द्रात् । विजयामोघां शक्तिं, स० ॥१९॥

"હાથરૂપી વીણા વડે (અર્થાત્ વીણાનો તાર તૂટી જતાં તે સ્થળે પોતાના હાથની નસ

---

૧ સિંહને પણ હણનારૂં આઠ પગવાળું જાનવર.

२ अकूपारोदध्यर्णवाः (अभि० का० ४, श्लो० १३९) ।

સાંધીને તેને આખી બનાવી ) તીર્થંકરનો ઉત્સવ કરનારો લંકાપતિ (રાવણ) જ્યાં ધરણેન્દ્ર પાસેથી અમોઘવિજયા શક્તિ પામ્યો, તે અષ્ટાપદ૦"—૧૯

**यत्रारिमपि वसन्तं, तीर्थे प्रहरन् सुखेचरोऽपि स्यात् । 'वसुदेव'मिवाविद्यः, स० ॥ २० ॥**

"વસુદેવની જેમ જે તીર્થ ઉપર વસતા દુશ્મન ઉપર પણ પ્રહાર કરનારો શુભ ખેચર પણ વિદ્યાહીન થાય, તે અષ્ટાપદ૦"—૨૦

**अचलेऽत्रोदयमचलं, स्वशक्तिवन्दितजिनो जनो लभते । 'वीरो'ऽवर्णयदिति यं, स०॥२१॥**

"આ પર્વત ઉપર પોતાની શક્તિ વડે (આવીને) જે જિનોને વન્દન કરે છે, તે મનુષ્ય (તેજ ભવમાં) અચળ (શાશ્વત) ઉદય (મોક્ષ)ને પામે છે એમ **વીર** (પ્રભુએ) જેનું વર્ણન કર્યું, તે અષ્ટાપદ૦"—૨૧

**चतुरश्चतुरोऽष्ट दश, द्वौ चापाच्यादिदिक्षु जिनबिम्बान् । यत्रावन्दत गणभृत्, स०॥२२॥**

"દક્ષિણાદિક ચાર દિશામાં (અનુક્રમે) ચાર, આઠ, દશ અને બે એમ જ્યાંની (ચોવીસે) જિન-પ્રતિમાઓને ચતુર ગણધર (**ગૌતમ** સ્વામીએ) વન્દન કર્યું છે, તે અષ્ટાપદ૦"—૨૨

**प्रभुभणितपुण्डरीका-ध्ययनाध्ययनात् सुरोऽत्र दशमोऽभूत् । दशपूर्विपुण्डरीकः, स० २३**

"(જે પર્વત ઉપર) (**ગૌતમ**) પ્રભુએ કહેલા પુણ્ડરીક અધ્યયનના અધ્યયનથી (તિર્યગ્-જૃમ્ભક) દેવ દશ પૂર્વધારીમાં ઉત્તમ એવા દશમા (**વજ્રર્ષિ** નામના દશપૂર્વધર) થયા, તે અષ્ટાપદ૦"—૨૩

**यत्र स्तुतजिननाथो-ऽदीक्षत तापसशतानि पञ्चदश । श्री'गौतम'गणनाथः, स० ॥ २४ ॥**

"જેના (શિખર) ઉપર (જગચિંતામણિ નામના ચૈત્યવન્દનરૂપ સ્તોત્ર વડે) જેણે (**ઋષભ-નાથાદિ** ચોવીસ) જિનેશ્વરોની સ્તુતિ કરી છે એવા **ગૌતમ** ગણપતિએ જ્યાં પંદરસો (૧૫૦૦) તાપસોને દીક્ષા આપી, તે અષ્ટાપદ૦"—૨૪

**इत्यष्टापदपर्वत, इव योऽष्टापदमयश्चिरस्थायी ।**
**व्यावर्णि महातीर्थं, स जयत्यष्टापदगिरीशः ॥ २५ ॥**

"(આઠ પગથિયાંવાળા અને દીર્ઘ કાળ પર્યંત સ્થાયી રહેવાવાળા) અષ્ટાપદ પર્વતની જેમ સુવર્ણમય અને ચિરસ્થાયી જે (પ્રભુએ) આ પ્રમાણે મહાતીર્થનું વર્ણન કર્યું, તે અષ્ટાપદ પર્વતના નાયક **શ્રીઋષભદેવ** (અથવા અષ્ટાપદ ગિરીશ્વર) વિજયી વર્તે છે."—૨૫

* * * *

---

૧ સિદ્ધાણં બુદ્ધાણંના અનેક અર્થવાળા નિમ્ન-લિખિત પંચમ ગાથાના પૂર્વાર્ધ સાથે આને સંબંધ છે સહેલાઇથી સમજાય તેમ છે:—

"चत्तारि अट्ठ दस दो, अ वंदिआ जिणवरा चउव्वीसं"

૨ આ સમગ્ર ચૈત્યવન્દન પ્રથમ ગણધર **ગૌતમસ્વામીએ** રચ્યું નથી એ વાતનું **શ્રીઉત્તરાધ્યયનસૂત્રની શ્રીભાવવિજયવાચકકૃત** વૃત્તિમાં 'अप्पडिहयसासण' સુધીનો આપેલો ઉલ્લેખ સમર્થન કરે છે એમ કહેવું ખોટું નહિ ગણાય.

अथ राज्यावस्थामधिकृत्य गाथाद्वयमाह—

धन्ना सविम्हयं जेहिं, झत्ति कयरज्जमज्जणो हरिणा ।
चिरधरिअनलिणपत्ता–भिसेअसलिलेहिं दिट्ठो सि ॥ ९ ॥

[ धन्याः सविस्मयं यैर्झटिति कृतराज्यमज्जनो हरिणा ।
चिरधृतनलिनपत्राभिषेकसलिलैर्दृष्टोऽसि ॥ ]

प्र० वृ०—धन्नत्ति । हे भुवनबान्धव! ते युगलधर्मिणोऽपि धन्याः यैः त्वं दृष्टः सविम्हयं–सविस्मयम् । कथंभूतो भवान्? झटिति शीघ्रं कृतराज्यमज्जनो–विहितनरपतिपदाभिषेकः । केन? हरिणा–इन्द्रेण । किंविशिष्टैः मिथुनकनरैः त्वं दृष्टः? चिरं–चिरकालं धृतम्–अवस्थापितं नलिनीपत्रैः–पद्मिनीपत्रपुटकैः अभिषेकसलिलम्–अभिषेकोदकं यैः । धन्यत्वं च तेषामनिमेषाक्षिभिर्भगवदवलोकनादेव ॥ इति नवमगाथार्थः ॥ ९ ॥

हे० वि०—राज्याभिषेकविधिमङ्गीकृत्याह (धन्नत्ति)—

धन्याः–पुण्यभाजस्ते यैः । यैः किम्? दृष्टोऽसि–अवलोकितो भवसि । कथम्? सविस्मयं–सकौतुकं सहर्षं वा । किंविधः? कृतराज्यमज्जनो–विहितराज्याभिषेकः । केन? हरिणा–शक्रेण । कथम्? झटिति शीघ्रम् । कीदृशैरित्याह—'चिरधृतनलिनीपत्राभिषेकसलिलैः' अभिषेकाय जलमभिषेकजलं, चिरं–प्रभूतकालं धृतं नलिनीपत्रेष्वभिषेकजलं यैस्ते तथोक्तास्तैः ॥ इति गाथार्थः ॥ ९ ॥

### શબ્દાર્થ

धन्ना (धन्याः)=ધન્ય, પુણ્યશાળી.
विम्हय (विस्मय)=(૧) આશ્ચર્ય; (૨) હર્ષ.
सविम्हयं (सविस्मयं)=વિસ્મયપૂર્વક.
जेहिं (यैः)=જેમનાથી.
झत्ति (झटिति)=જલદી.
कय (कृत)=કરાયેલ.
रज्ज (राज्य)=રાજ્ય.
मज्जण (मज्जन)=સ્નાન, જળાભિષેક.
कयरज्जमज्जणो=કરાયો છે રાજ્યાભિષેક જેનો એવા.
हरिणा (हरिणा)=ઇન્દ્ર દ્વારા.
चिर (चिर)=લાંબા કાળ સુધી.
धरिअ (धृत)=ધારણ કરેલ.
नलिण (नलिन)=રાતું કમળ.
पत्त (पत्र)=પત્ર, પાંદડું.
अभिसेअ (अभिषेक)=અભિષેક.
सलिल (सलिल)=જળ, પાણી.
चिरधरिअनलिणपत्ताभिसेअसलिलेहिं=લાંબા કાળ સુધી ધારણ કર્યું છે કમળનાં પત્રો વડે અભિષેક-જળ જેમણે એવા વડે.
दिट्ठो (दृष्टः)=દેખાયો.
सि (असि)=તું છે.

### પદ્યાર્થ

પ્રભુનો રાજ્યાભિષેક—

"હે જગન્નાથ! ઇન્દ્ર દ્વારા જલદી [1]રાજ્યાભિષેક કરાયેલા એવા આપને વિસ્મયપૂર્વક લાંબા કાળ સુધી કમળનાં પત્રો વડે અભિષેક–જલ ધારણ કરવા પૂર્વક જે (યુગલિકોએ) જોયા, તેમને ધન્ય છે."—૯

૧ આ રાજ્યાભિષેકની વિશેષ માહિતી માટે જુઓ આવશ્યક-ચૂર્ણિ.

## સ્પષ્ટીકરણ

પદ્યનો સાર—

આ શ્લોકમાં એમ કહેવામાં આવ્યું છે કે **ઋષભ** દેવનો રાજ્યાભિષેક **સૌધર્મ** દેવલોકના ઇન્દ્રે કર્યો હતો. એ કાર્ય ઇન્દ્ર કરી રહ્યા તે પછી કમળનાં પત્રોમાં રાજ્યાભિષેકનું જળ લઇને આવેલા યુગલિકો પ્રભુને વસ્ત્રાલંકારથી વિભૂષિત જોઇ કેવી રીતે અભિષેક કરવો એ વિચારમાં ને વિચારમાં તેમને નિર્નિમેષ દૃષ્ટિએ નિહાળી રહ્યા હતા. અંતમાં પ્રભુનાં ચરણ-કમળમાં તેમણે જળાભિષેક કર્યો. આ પ્રમાણે પ્રભુનું દર્શન કરવાનું તેમજ તેમના રાજ્યાભિષેકમાં ભાગ લેવાનું યુગલિકોને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયેલું હોવાથી તેઓને ધન્ય છે.

❀ ❀ ❀ ❀

**दाविअविज्जासिप्पो, वज्जरिआसेसलोअववहारो ।**
**जाओ सि जाण सामिअ, पयाओ ताओ कयत्थाओ ॥ १० ॥**

[ दर्शितविद्याशिल्पो व्याकृताशेषलोकव्यवहारः ।
जातोऽसि यासां स्वामी प्रजास्ताः कृतार्थाः ॥ ]

प्र० वृ०—दाविअत्ति । सुरपतिविहितराज्याभिषेकः त्वं यासां प्रजानां स्वामी जातः सा कृतार्था । किंविशिष्टः त्वं तासां स्वामी जातः? दर्शितविद्याशिल्पः । तत्र विद्याः शब्दविद्यादिका लिखित-गणित-गीतादिकाश्च । शिल्पानि कुम्भकारादीनि पञ्च महाशिल्पानि येषामेकैकविंशतिशिल्पानि तथा व्याकृतः अशेषजनव्यवहृतिः—व्यवहारः कृषिपाशुपाल्यजलस्थलमार्गवणिज्यादिसर्वकार्येषु स्वयं पन्था नीतः ॥ इति दशमगाथार्थः ॥ १० ॥

हे० वि०—अधुना राज्यपालनविधिं कक्षीकृत्य स्तुतिमाह (दाविअत्ति)—

जातः—सम्पन्नस्त्वं यासां प्रजानां—लोकानां स्वामी—प्रभुस्ताः प्रजाः कृतार्थाः—कृतकृत्याः । किंविधः? दर्शितविद्याशिल्पः । शिल्पानि चावश्यके वोद्धव्यानि । तथा वज्जरियत्ति देशीभाषया कथिताशेषलोकव्यवहारः कथितो—दर्शितोऽशेषो लोकव्यवहारः परिणयनादिको येन स तथाविध इति ॥ १० ॥

### શબ્દાર્થ

दाविअ ( दर्शित )=દેખાડેલ.
विज्ज ( विद्या )=વિદ્યા.
सिप्प ( शिल्प )=શિલ્પ.
दाविअविज्जासिप्पो=દેખાડ્યાં છે વિદ્યા અને શિલ્પો જેણે એવો.
वज्जरिअ( व्याकृतः )=વિશેષ સમજાવેલ.
असेस ( अशेष )=નિઃશેષ, સમસ્ત.
लोअ ( लोक )=જગત્, દુનિયા.
ववहार ( व्यवहार )=વ્યવહાર.
वज्जरिआसेसलोअववहारो=સારી રીતે સમજાવ્યો છે બધો લોક-વ્યવહાર જેણે એવો.
जाओ ( जातः )=થયો, બન્યો.
सि ( असि )=તું છે.
जाण ( यासां )=જેમનો.
सामिअ ( स्वामी )=નાથ.
पयाओ ( प्रजाः )=પ્રજાઓ.
ताओ ( ताः )=તે.
कय ( कृत )=કરાયેલ.
अत्थ ( अर्थ )=અર્થ.
कयत्थाओ=સાર્થક થયેલ.

## પદ્યાર્થ

**પ્રભુની રાજ્ય-રીતિ—**

" જેમણે ( શબ્દ-વિદ્યા, લેખન, ગણિત, ગીત ઇત્યાદિ ) વિદ્યાઓ અને ( કુંભારાદિકના ) શિલ્પો દેખાડ્યાં છે તેમજ જેમણે ( ખેતી, પશુ-પાલન, વાણિજ્ય, લગ્ન ઇત્યાદિ ) સમસ્ત ( પ્રકારનો ) લોક-વ્યવહાર ( પણ ) સારી રીતે સમજાવ્યો છે, એવા આપ જે પ્રજાઓના સ્વામી થયા છો, તે પ્રજા કૃતાર્થ છે."—૧૦

## સ્પષ્ટીકરણ

**વિદ્યાઓ—**

વિદ્યાઓમાં લેખન, ગણિત ઇત્યાદિનો સમાવેશ થાય છે એ વાત આપણે ટીકા ઉપરથી જોઇ શકીએ છીએ. તો તે સંબંધમાં થોડું વિવેચન કરવું અનુચિત નહિ ગણાય. પ્રથમ તીર્થંકર **શ્રીઋષભદેવે** પોતાના જ્યેષ્ઠ પુત્ર **ભરતને** બહોતેર (૭૨) કળાઓ શીખવી અને **ભરતે** પણ પોતાના ભાઇઓને તેમજ પુત્રોને એ કળાનો અભ્યાસ કરાવ્યો. પ્રભુએ પોતાના બીજા પુત્ર **બાહુબલિને** હાથી, ઘોડા તેમજ સ્ત્રી અને પુરૂષનાં અનેક લક્ષણો બતાવ્યાં. વળી તેમણે પોતાની એક પુત્રી **બ્રાહ્મીને** જમણા હાથ વડે [1]અઢાર લિપિઓ બતાવી અને બીજી પુત્રી **સુન્દરીને** ડાબા હાથથી ગણિત બતાવ્યું. આ ઉપરાંત પ્રભુએ વસ્તુઓનાં માન, ઉન્માન, અવમાન તેમજ પ્રતિમાન પણ બતાવ્યાં. વિશેષમાં તેમણે મણિ વિગેરે પરોવવાની કળા પણ પ્રવર્તાવી.

**શિલ્પ—**

શિલ્પના પાંચ મુખ્ય ભેદો છે અને વળી તે પ્રત્યેકના વીસ અવાન્તર ભેદો છે. આ વાતના સમર્થનમાં નીચેની ગાથા રજુ કરવામાં આવે છે.

"[2]पंचेव य सिप्पाइं, घड १ लोहे २ चित्त ३ णंत ४ कासवए ५ ।
इक्किक्कस्स य इत्तो, वीसं वीसं भवे भेया ॥

—આવશ્યક-નિર્યુક્તિ, ગાથાંક ૨૦૭.

આ ઉપરથી જોઇ શકાય છે તેમ [3]કુંભાર, લુહાર, ચિતારો, વણકર અને નાપિત (હજામ)ના એમ પાંચ શિલ્પો મુખ્ય છે. પ્રત્યેકના અવાન્તર ભેદોનું સ્વરૂપ કોઇ સ્થળે મારા જોવામાં આવ્યું નથી, એટલે એ વાત ન છૂટકે પડતી મૂકવામાં આવે છે.

* * * *

---

૧ અઢાર લિપિના સંક્ષિપ્ત વર્ણન માટે જુઓ **સરસ્વતી-ભક્તામર** ( પૃ૦ ૫-૭ ).

૨ छाया—

पञ्चैव च शिल्पानि घटलोहचित्रवस्त्रकाश्यपानि ।
एकैकस्य च इतो विंशतिर्विंशतिर्भवन्ति भेदाः ॥

૩ કુંભારની કળા પ્રથમ તીર્થંકરે બતાવી હતી ( હિંદુ શાસ્ત્રમાં બ્રહ્માએ આવું કાર્ય કર્યું હતુ એમ કહેવામાં આવે છે ). પ્રસંગ એમ બન્યો હતો કે કલ્પવૃક્ષોનો વિચ્છેદ થવાથી લોકો કંદ-મૂળ અને ફલાદિક ખાતા હતા અને ઘઉં, ચોખા ઇત્યાદિ અનાજ કાચું ને કાચું ખાતા હતા. તે તેમને પચતું હતું નહિ. તે

अथ भगवतो निष्क्रमणकल्याणकमधिकृत्य स्तुतिगाथाद्वयमाह—

बंधुविहत्तवसुमई, वच्छरमच्छिन्नदिन्नधणनिवहो ॥
जह तं तह को अन्नो, निअमधुरं धीर! पडिवन्नो? ॥ ११ ॥

[ बन्धुविभक्तवसुमतिः वत्सरमच्छिन्नदत्तधननिवहः ।
यथा त्वं तथा कोऽन्यो नियमधुरां धीर! प्रतिपन्नः? ॥ ]

प्र० वृ०—बंधुत्ति । हे धीर! यथा त्वं नियमधुरं प्रतिपन्नः तथा कोऽन्यः प्रतिपद्यते? । किंविशिष्टः त्वम्? बन्धूनां सुतसामन्तादीनां विभक्ता—विभागेनार्पिता वसुमती—मण्डलाधिपत्यं येन स भरतबाहुबलिप्रभृतीनाम् । पुनः किंविशिष्टः? वत्सरं—वर्षं यावदच्छिन्नो दत्तधननिवहो—(दत्त)द्रव्यसञ्चयो येन स तथा, स्थितेश्चायं कल्पो यतः सर्वेऽपि तीर्थकृतः प्रव्रज्यासमये संवत्सरमच्छिन्नं दानं ददति । एवंविधश्च भुवनगुरो! यथा त्वं नियमधुरं सर्वसावद्यप्रभृति न करणीयमेवंलक्षणमङ्गीकृतवान् तथा कोऽन्यः—त्वद्विधादपरः प्रतिपद्यते? ॥ इत्येकादशगाथार्थः ॥ ११ ॥

हे० वि०—दीक्षामङ्गीकृत्याह (बंधुत्ति)—

हे धीर!—महाप्रभाव! यथा त्वं नियमधुरां—प्रव्रज्याग्रहणपरिणामं प्रतिपन्नः—प्रतिपन्नवान् तथा कोऽन्यो जीवः? न कश्चिदित्यभिप्रायः । कीदृशः? बन्धुविभक्तवसुमतिः, प्राक्-

---

સંબંધમાં તેઓએ પ્રભુને વિજ્ઞપ્તિ કરી ત્યારે હાથથી ઘસીને પાણીમાં પલાળીને અને પાંદડાના પડીઆમાં લઇને ખાવું એમ તેમણે ઉપદેશ આપ્યો. એમ કરવા છતાં પણ તેમનું દુઃખ દૂર થયું નહિ એટલે ફરીથી તેઓએ પ્રભુને વિનતિ કરી એટલે પ્રભુએ કહ્યું કે મેં સૂચવ્યા મુજબ પૂર્વોક્ત વિધિ કર્યા બાદ ઘઉં વિગેરેને મુષ્ટિમાં અથવા બગલમાં થોડો વખત રાખ્યા બાદ ભક્ષણ કરો. આથી પણ તેમનો છુટકારો વળ્યો નહિ. તેવામાં પરસ્પર વૃક્ષની શાખાઓ ઘસાતાં અગ્નિ ઉત્પન્ન થયો. આના વાસ્તવિક સ્વરૂપથી અજાણ્યા એવા તે સમયના લોકો તેને રત્ન જાણીને પકડવા ગયા. પરંતુ તેથી તેમના હાથ બળી જવા લાગ્યા. આ અગ્નિને કોઇક અદ્ભુત ભૂત છે એમ માનતા અને તેથી ત્રાસ પામતા લોકો પ્રભુ સમક્ષ આવ્યા ત્યારે પ્રભુએ તેમને કહ્યું કે સ્નિગ્ધ અને રૂક્ષ કાળનો દોષ થવાથી—તેનું મિલન થવાથી આ તો અગ્નિ ઉત્પન્ન થયો છે. એવો અગ્નિ અત્યાર સુધી એકાન્ત સ્નિગ્ધ કાળ હોવાથી ઉત્પન્ન થયો હતો નહિ (એકાન્ત રૂક્ષ કાળમાં પણ અગ્નિ સંભવતો નથી). વાસ્તે તમારે તેની પાસે જવું અને તેની સમીપમાં રહેલા તૃણાદિકને દૂર કરી તેને ગ્રહણ કરવો. ત્યાર બાદ પૂર્વોક્ત વિધિ પ્રમાણે તૈયાર કરેલ ઘઉં વિગેરેને તેમાં નાંખી પકવ કરી તેનો આહાર કરવો. તે મુગ્ધ લોકોએ તેમ કર્યું એટલે ઘઉં વિગેરેને તો અગ્નિ દેવ સ્વાહા કરી જવા લાગ્યો, આ વાત તેઓએ પ્રભુ સમક્ષ રજુ કરી. આ સમયે પ્રભુ હાથી ઉપર બેઠેલા હતા તેથી ત્યાંજ તેઓની પાસે લીલી માટીનો પિંડ મંગાવી તેને કુમ્ભ-સ્થલ ઉપર મૂકી પ્રભુએ તેનું એક પાત્ર બનાવ્યું અને એ પ્રમાણે પાત્ર બનાવી તેમાં ઘઉં વિગેરે રાખી તેને અગ્નિની મદદથી પકવ બનાવી તે ખાવાની પ્રભુએ તેમને સૂચના કરી. આ પ્રમાણે પ્રભુએ પ્રથમ કુંભારના શિલ્પનો વિધિ બતાવ્યો.

तत्वात् कप्रत्ययो न भवति । वन्धूनां–भरतादीनां तेभ्यो विभक्ता–विभागीकृता वसुमतीः–क्षितिर्येन स तथोक्तः । तथा वत्सरं–वर्षं यावत् अच्छिन्नो–निरन्तरो दत्तो लोकेभ्य इति गम्यते धननिवहो–द्रव्यसमूहो येन स तथाविधः । (वर्षं यावन्नैरन्तर्येण दत्तः प्रस्तावात् वनीपकेभ्यो धननिवहो येन । धीर! इति सम्बोधनेन व्रतग्रहणादारभ्य वर्षं यावत् क्षुत्परीषहसहनं वर्षसहस्रं च यावत् वाक्संयमसाहसं सूचितवान् । न खल्वाहारव्याहारविरहितैरतद्विधैर्दिनमप्यवस्थातुं शक्यते ॥) इति गाथार्थः ॥ ११ ॥

## શબ્દાર્થ

बंधु ( बन्धु )=બાંધવ.
विहत्त ( विभक्त )=વહેંચેલ.
वसुमइ ( वसुमती )=પૃથ્વી.
बंधुविहत्तवसुमई=બાંધવોમાં વહેંચી આપી છે પૃથ્વી જેણે એવો.
वच्छरं ( वत्सरम् )=એક વર્ષ સુધી.
अच्छिन्न ( अच्छिन्न )=નિરન્તર.
दिन्न ( दत्त )=અર્પણ કરેલ.
धण ( धन )=પૈસો.
निवह ( निवह )=સમૂહ.
वच्छरमच्छिन्नदिन्नधणनिवहो=એક વર્ષ સુધી અવિચ્છિન્નપણે અર્પણ કર્યો છે ધનનો સમૂહ જેણે એવો.
जह ( यथा )=જેવી રીતે, જેમ.
तं ( त्वं )=તું.
तह ( तथा )=તેવી રીતે, તેમ.
को ( कः )=કયો.
अन्नो ( अन्यः )=અપર, બીજો.
निअम ( नियम )=નિયમ, પ્રતિજ્ઞા.
धुरा ( धुरा )=ધોંસરી.
निअमधुरां=નિયમની ધોંસરીને.
धीर! ( धीर! )=હે ધૈર્યવાન્!
पडिवन्नो ( प्रतिपन्नः )=ધારણ કરેલ.

## પદ્યાર્થ

પ્રભુના દીક્ષા-પ્રસંગ—

"જેણે (ભરતાદિક સુતો અને સામન્તોરૂપી) બાન્ધવોમાં પૃથ્વી વહેંચી આપી છે એવો તથા જેણે એક [1]વર્ષ પર્યંત નિરન્તર ધનના સમૂહનું દાન દીધું છે એવા તેં જેવી રીતે (દીક્ષા-સમયે [2]સમસ્ત પાપમય આચરણના ત્યાગરૂપી) નિયમ-ધુરાને ધારણ કરી, તેવી રીતે હે [3]ધીર! તે ધુરાને અન્ય કોણ ધારણ કરી શકે?"—૧૧

❀ ❀ ❀ ❀

---

૧ સાંવત્સરિક દાન સંબંધી માહિતી માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૮૩) તેમજ વીર-ભક્તામર (પૃ૦ ૫૦).

૨ દરેક તીર્થંકર સિદ્ધ પરમાત્માઓને ઉદ્દેશીને તેમની સાક્ષીએ करेमि सामाइयं सावज्जं जोगं पच्चक्खामि એવી પ્રતિજ્ઞાપૂર્વક દીક્ષા ગ્રહણ કરે છે. જુઓ આચારાંગ-સૂત્રનો દ્વિતીય શ્રુત-સ્કન્ધ.

૩ અત્ર 'ધીર' શબ્દથી એ સૂચન કરવામાં આવ્યું છે કે પ્રભુએ દીક્ષા લીધી ત્યાર પછી તેમને એક વર્ષ સુધી આહાર ન મળ્યો છતાં પણ તેમણે તેમની સાથે દીક્ષા લીધેલા એવા કેટલાક તાપસોની જેમ કંદ-મૂલાદિકનો આહાર ન કર્યો, પરંતુ ક્ષુધારૂપ ઉપસર્ગ ધૈર્ય અને શાન્તિપૂર્વક સહન કર્યો. વિશેષમાં એક હજાર વર્ષ સુધી તેમણે વાણી-સંયમનું પણ સેવન કર્યું.

**सोहसि पसाहिअंसो, कज्जलकसिणाहिं जयगुरु ! जडाहिं ।**
**उवगूढविसज्जिअरा-यलच्छिबाहच्छडाहिं व ॥ १२ ॥**

[ शोभसे प्रसाधितांसः कज्जलकृष्णाभिर्जगद्गुरो ! जटाभिः ।
उपगूढविसर्जितराजलक्ष्मीबाष्पच्छटाभिरिव ॥ ]

प्र० वृ०–सोहसित्ति । पीनोन्नतयोरंसपीठयोः तावत् संयमसाम्राज्यानन्तरं शोभाभरं प्रादुर्भूतमाह । हे जगद्गुरो ! त्वं प्रविभूषितस्कन्धः शोभसे–शोभावैभवं धारयसि । काभिः ? कज्जलकृष्णाभिः–अञ्जनपुञ्जश्यामाभिर्जटाभिः । एनमेवार्थं कविरुत्प्रेक्षते—उवगूढत्ति । प्रथमं राज्यसमये उपगूढा–आलिङ्गिता पश्चाद् दीक्षाकक्षीकारक्षणे विसृष्टा–परित्यक्ता या राज्यलक्ष्मीस्तस्या वाष्पच्छटाभिरिव–सकज्जलाभिरश्रुपरम्पराभिरिव ॥ इति द्वादशगाथार्थः ॥१२॥

हे० वि०–दीक्षानन्तरं गुणानाश्रित्य स्तुतिमाह—( सोहसित्ति ) ।

हे जगद्गुरो !–भुवनत्रयीनाथ ! शोभसे त्वम् । किंविधः ? प्रसाधितांसः–मण्डितांसः । काभिरित्याह–जटाभिः । ताभिः कीदृशीभिः ? 'कज्जलकृष्णाभिः' कज्जलम्–अञ्जनं तद्वत् कृष्णाः–सितेतरास्ताभिः । अधुनोत्प्रेक्ष्यते । उपगूढविसर्जितराज्यलक्ष्मीबाष्पच्छटाभिः । पूर्वं राज्यावस्थायां उपगूढा–आलिङ्गिता पश्चाद् दीक्षासमये विसृष्टा–परित्यक्ता या राज्यलक्ष्मीस्तस्याः शीकरश्रेणीभिस्ताभिरिव इत्यर्थः ॥ १२ ॥

## શબ્દાર્થ

सोहसि ( शोभसे )=તું શોભે છે.
पसाहिअ ( प्रसाधित )=અલંકૃત, મણ્ડિત.
अंस ( अंस )=સ્કંધ, ખભો.
पसाहिअंसो=અલંકૃત થયા છે ખભાઓ જેના એવો.
कज्जल ( कज्जल )=કાજળ, અંજન.
कसिणा ( कृष्णा )=કાળી.
कज्जलकसिणाहिं=કાજળના જેવી કાળી.
जय ( जगत् )=જગત્, દુનિયા.
गुरु ( गुरु )=ગુરૂ, આચાર્ય.
जयगुरु !=હે જગત્‌ના ગુરૂ !
जडाहिं ( जटाभिः )=જટાઓ વડે.
उवगूढ ( उपगूढ )=આલિંગન કરેલ.
विसज्जिअ ( विसर्जित )=તજી દીધેલ.
राय ( राजन् )=રાજા.
लच्छि ( लक्ष्मी )=લક્ષ્મી, વૈભવ.
बाह ( बाष्प )=અશ્રુ, આંસુ.
छडा ( छटा )=છટા.
उवगूढविसज्जिअरायलच्छीबाहच्छडाहिं=આલિંગન કરેલી તેમજ ત્યાગ કરેલી રાજ્ય–લક્ષ્મીની આંસુની છટાઓ વડે.
व ( इव )=જેમ.

## પદ્યાર્થ

પ્રભુની કૃષ્ણ જટા—

" હે જગદ્‌ગુરૂ ! ( રાજ્ય–સમયે ) આલિંગન કરેલી અને ( દીક્ષા–સમયે ) ત્યાગ કરેલી એવી રાજ્ય–લક્ષ્મીની જાણે અશ્રુ–ધારાજ હોય તેવી કાજળના જેવી કાળી જટા વડે અલંકૃત સ્કંધવાળો તું શોભે છે."—૧૨

## સ્પષ્ટીકરણ

**ઋષભદેવે કરેલો કેશ-લોચ—**

દરેક તીર્થંકર દીક્ષા લે તે વખતે પંચ-મુષ્ટિ-લોચ કરે છે અર્થાત્ પ્રથમ મુષ્ટિ વડે દાઢી-મૂછના વાળનો લોચ કરે છે, જ્યારે બાકીની ચાર મુષ્ટિથી માથા ઉપરના વાળનો લોચ કરે છે, પરંતુ **શ્રીઋષભદેવ** ચાર મુષ્ટિ લોચ કર્યા બાદ માથા ઉપરના બાકીના કેશનો પંચમ મુષ્ટિ વડે લોચ કરવા જતા હતા, તેવામાં ઇન્દ્રે તેમને એટલા કેશ રહેવા દેવા વિનતિ કરી, તેથી તેમણે તે રહેવા દીધા. આ વાતની નીચેનાં પદ્યો સાક્ષી પૂરે છે:—

"मुष्टिना पञ्चमेनाथ, शेषान् केशान् जगत्पतिः।
समुच्चिखनिषन्नेवं, ययाचे नमुचिद्विषा ॥
नाथ! त्वदंशयोः स्वर्ण-रुचोर्मरकतोपमा।
वातानीता विभात्येषा, तदास्तां केशवल्लरी ॥
तथैव धारयामास, तामीशः केशवल्लरीम्।
याच्ञामेकान्तभक्तानां, स्वामिनः खण्डयन्ति न ॥"

—ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર (પ૦ ૧, સ૦ ૩, શ્લો૦ ૬૯-૭૧)

✽　✽　✽　✽

साम्प्रतं भगवतश्छद्मस्थविहारमधिकृत्याह—

**उवसामिआ अणज्जा, देसेसु तए पवन्नमोणेणं।**
**अभणंत च्चिअ कज्जं, परस्स साहंति सप्पुरिसा ॥ १३ ॥**

**[उपशमिता अनार्या देशेषु त्वया प्रपन्नमौनेन।**
**अभणन्त एव कार्यं परस्य साधयन्ति सत्पुरुषाः ॥]**

प्र० वृ०—उवसामिअत्ति। हे भुवनभर्तः! त्वया देशेषु विहरता अनार्या जीवा उपशमं नीता इति तत्रानार्यदेशेषु। तथा न विद्यते आर्यत्वं धर्माधर्महेयोपादेयभक्ष्याभक्ष्यपेयापेयगम्यागम्यादिविचारलक्षणं येषां ते अनार्याः तान् तथाविधान् पशुप्रायान् लोकान् त्वमुपशमं नीतवान्—किञ्चित् कषायकालुष्यं त्याजितवान्। किं धर्मोपदेशेन शमं प्रापिता इत्याह—'प्रपन्नमौनेन' अङ्गीकृतवाक्संयमेन। यद्येवं तत् कथं उपकारः सम्भवति इत्याह—सत्पुरुषाः—पुरुषपुण्डरीकाः परस्यापि—आत्मव्यतिरिक्तस्यापि कार्यं समीहितं साधयन्ति—निष्पत्तिं प्रापयन्ति, तत् किं वाग्डम्बरेण? अभाषमाणा एव। स्वभावश्च तेषामीदृशः ॥ इति त्रयोदशगाथार्थः ॥ १३ ॥

**हे० वि०**—विहारमुद्दिश्य स्तुतिमाह—(उवसामिअत्ति)।

हे भगवन्! त्वयोपशमिता—उपशमं ग्राहिताः। के? अनार्याः—म्लेच्छाः। केष्वित्याह—

देशेषु "बहली अडंबइल्ला" इत्याद्यावश्यकोक्तेषु। किंविधेन त्वया इत्याह—प्रपन्नमौनेन—विहिततूष्णींभावेन। किमुक्तं भवति? यो हि किल मौनी भवति सोऽन्यस्योपशमविधानेऽसमर्थः। त्वया पुनरित्थंभूतेनाप्युपशमिताः। अथवा किमत्र चित्रम्? सत्पुरुषाः—सज्जनाः अभणन्त एव—वचनमकुर्वन्त एव। चियशब्दोऽवधारणे प्राकृतलक्षणात्। भणितं च—

"चियंचेव खुर(रि)वयारे वहारणेति निच्छएण मण्णंति।
हंहो हो हे आमंतणंमि तह किंचि पण्हंमि ॥ १ ॥"

कार्यं—समीहितं साधयन्ति—निष्पादयन्ति परस्य—आत्मव्यतिरिक्तस्य इति भावः ॥ १३ ॥

## શબ્દાર્થ

उवसामिआ ( उपशमिताः )=શાંત કરાયા.
अणज्जा ( अनार्याः )=અનાર્યો, મ્લેચ્છો.
देसेसु ( देशेषु )=દેશોમાં.
तए ( त्वया )=તારાથી.
पवन्न ( प्रपन्न )=અંગીકાર કરેલ.
मोण ( मौन )=મુંગા રહેવું તે.
पवन्नमोणेणं=અંગીકાર કર્યો છે મૌનનો જેણે એવા.
अभणंत ( अभणन्तः )=નહિ બોલતા.
च्चिअ ( एव )=જ.
कज्जं ( कार्यं )=કાર્ય.
परस्स ( परस्य )=અન્યનું.
साहंति ( साधयन्ति )=સાધે છે.
सप्पुरिसा ( मू० सप्पुरिस )=સત્પુરૂષો, સજ્જનો.

## પદ્યાર્થ

પ્રભુનો અનાર્યો ઉપર પ્રભાવ—

"(હે નાથ!) તેં (બહલી, અડમ્બ, ઇલ્લાયોનક ઇત્યાદિ અનાર્ય) દેશોમાં અનાર્યોને મૌન ધારણ કરીને શાંત કર્યાં (તે ખરેખર નવાઇ જેવું છે. કેમકે કોઇને પણ ઉપશામત કરવાનો ઉપાય તો વાક્-ચાતુર્ય છે; અથવા એ વાત ન્યાયસંગત છે, કેમકે) સત્પુરૂષો નહિ બોલવા છતાં પણ અન્ય (જીવો)નું કાર્ય સાધી આપે છે."—૧૩

## સ્પષ્ટીકરણ

મૌન—

દરેક તીર્થંકર દીક્ષા-ગ્રહણના સમયથી માંડીને તે કેવલ-જ્ઞાનની પ્રાપ્તિ પર્યંત પ્રાયઃ મૌન-વ્રત ધારણ કરે છે. ધર્મનો પણ ઉપદેશ આપવાનું કાર્ય તેઓ કરતા નથી, કેમકે જ્યાં સુધી સર્વજ્ઞતા ન હોય, ત્યાં સુધી તેઓએ ઉપદેશ ન આપવો એવી તેમની મર્યાદા છે. પરંતુ એ ધ્યાનમાં રાખવું કે તેમના દર્શન કરવાને ભાગ્યશાળી બનતા એવા અનાર્યોના પણ કષાયો શાંત પડી જાય એ બનવા જોગ છે, કારણ કે મહાત્માના દર્શનનો પ્રભાવ કંઇ ઓરજ છે.

---

१ आव० गा० ३३६।

२ चिय चेव खुरिवकारे अवधारणे निश्चयेन मन्यन्ते।
हंहो हो हे आमन्त्रणे तथा किञ्चित् प्रश्ने ॥

અનાર્ય—

ધર્મ અને અધર્મ, હેય અને ઉપાદેય, ભક્ષ્ય અને અભક્ષ્ય, પેય અને અપેય, ગમ્ય અને અગમ્ય ઇત્યાદિ વિવેકથી રહિત જીવો 'અનાર્ય' યાને 'મ્લેચ્છ' કહેવાય છે. આથી વિપરીત લક્ષણવાળા જીવો 'આર્ય' કહેવાય છે એમ આ શ્રીપ્રભાચન્દ્રસૂરિકૃત વૃત્તિ ઉપરથી જોઇ શકાય છે.

સૂત્રકૃતાંગ-વૃત્તિમાં અનાર્યનું લક્ષણ એ આપવામાં આવ્યું છે કે—

"धम्मोत्ति अक्खराइं जेसु वि सुमणे न सुवंति"

અર્થાત્ ધર્મ એ અક્ષર જે જીવોએ સ્વપ્નમાં સાંભળ્યો નથી તે જીવો 'અનાર્ય' છે. શ્રીમલયગિરિસૂરિ પ્રજ્ઞાપના-સૂત્રના પ્રથમ પદના ૩૭મા સૂત્રની વૃત્તિમાં આ સંબંધમાં એ ઉલ્લેખ કરે છે કે—

"आराद् हेयधर्मेभ्यो याताः-प्राप्ता उपादेयधर्मैरित्यार्याः, "पृषोदरादयः" इति रूपनिष्पत्तिः, म्लेच्छाः अव्यक्तभाषासमाचाराः "म्लेच्छ अव्यक्तायां वाचि" इति वचनात्, भाषाग्रहणं चोपलक्षणं, तेन शिष्टाऽसंमतसकलव्यवहारा म्लेच्छा इति प्रतिपत्तव्यम्"

અર્થાત્ ત્યજવા યોગ્ય ધર્મોથી વિમુખ અને ગ્રહણ કરવા યોગ્ય ધર્મોથી યુક્ત તે 'આર્ય' કહેવાય છે, જ્યારે અવ્યક્ત ભાષા બોલનાર 'મ્લેચ્છ' છે. અત્ર ભાષાનું ગ્રહણ ઉપલક્ષણથી કરેલું હોવાથી શિષ્ટ વ્યવહારથી રહિત તે 'મ્લેચ્છ' છે એમ સમજવું.[3]

આ મ્લેચ્છોના અનેક પ્રકારો છે એ વાત પ્રજ્ઞાપનાસૂત્ર (પ૦ ૧, સૂ૦ ૩૭)માં નીચે મુજબ દર્શાવી છે:—

"मिलिक्खू अणेगविहा पन्नत्ता, तं जहा—सगा जवणा चिलाया सवर वब्बर मुरुंडोड्ड भडग निण्णग पक्कणिया कुलक्ख गोंड सिंहल पारस गोधा कोंच अंबडइ दमिल चिल्लल पुलिंद हारोस दोव वोक्काण गन्धा हारवा पहलिय अज्झल रोम पास पउसा मलया य बंधुया य सूयलि कोंकणग मेय पल्हव मालव मग्गर आभासिआ कणवीर ल्हसीय खसा खासिय णेदूर मोंढ डोंबिल गलओस पओस ककेय अक्खाग हूण रोमग हूण रोमग भरू मरुय चिलाय वियवासी य एवमाइ, सेत्तं मिलिक्खू."

---

૧ શ્રીનેમિચન્દ્રસૂરિકૃત પ્રવચન-સારોદ્ધારમાં ૨૭૪મા દ્વારમાં અનાર્ય દેશનું સ્વરૂપ નિવેદન કરવામાં આવ્યું છે; ત્યાં નીચે મુજબની ૧૫૮૬ મી ગાથામાં આવો ઉલ્લેખ નજરે પડે છે:—

"पावा य चंडकम्मा अणारिया निग्घिणा निरणुतावी ।
धम्मोत्ति अक्खराइं सुमिणेवि न नज्जए जाणं ॥"

[ पापाः च चण्डकर्माणः अनार्याः निर्घृणाः निरनुतापिनः ।
धर्मेति अक्षराणि स्वप्नेऽपि न ज्ञायते येषाम् ॥ ]

૨ આ પંક્તિઓનો મોટો ભાગ પ્રવચન-સારોદ્ધારની શ્રીસિદ્ધસેનસૂરિકૃત ટીકા (પત્રાંક ૪૪૫)-માં પણ દૃષ્ટિ-ગોચર થાય છે.

૩ આર્ય અને મ્લેચ્છના સંબંધમાં વાચકવર્ય શ્રીઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થાધિગમસૂત્રના તૃતીય અધ્યાયન. પંદરમા સૂત્ર ઉપરના ભાષ્યમાં જે ઉલ્લેખ છે તે પણ મનન કરવા જેવો છે.

આમાં જે અનાર્ય દેશોનાં નામો નજરે પડે છે તેનાથી કેટલાંક ભિન્ન નામો **પ્રવચન-સારોદ્ધાર**ના ૨૭૪મા દ્વારમાં દૃષ્ટિ-ગોચર થાય છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

"सग जवण सवर बब्बर काय मुरंडोट्ट गोण पक्कणया ।
अरवाग होण रोमय पारस खस खासिया चेव ॥ १५८३ ॥
डुंबलिय लउस बोक्कस भिल्लंध पुलिंद कुंच भमररुआ ।
कोवाय चीण चंचुय मालव दमिला कुलग्घा या ॥ १५८४ ॥
केक्कय किराय हयमुह खरमुह गयतुरयमिंढयमुहा य ।
हयकन्ना गयकन्ना अन्नेवि अणारिया बहवे ॥ १५८५ ॥"

અર્થાત્ [1]શક, યવન, શબર, બર્બર, કાય, મુરુણ્ડ, ઉડ્ર, ગૌણ, પક્કણગ, અરબાગ, હૂણ, રોમક, પારસ, ખસ, ખાસિક, ડુમ્બલિક, લકુશ, બોક્કશ, ભિલ્લ, અન્ધ્ર, પુલિન્દ્ર, કુંચ, ભ્રમર-રૂચ, કોર્પક, ચીન, ચંચુક, [2]માલવ, દ્રાવિડ, કુલાર્ઘ, કેકય, કિરાત, હયમુખ, ખરમુખ, ગજમુખ, તુરંગમુખ, મેઢ્રમુખ, હયકર્ણ, ગજકર્ણ ઇત્યાદિ [3]અનેક અનાર્ય દેશો છે.

જે પ્રમાણે અનાર્ય દેશોનાં નામોનો **પ્રજ્ઞાપના**સૂત્ર વિગેરે ગ્રન્થોમાં નિર્દેશ કરવામાં આવ્યો છે, તેમ તેમાં આર્ય દેશોનાં નામો તેમજ તેની રાજધાનીઓનાં નામોનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ગ્રન્થ-ગૌરવના ભયથી તે વિષે અત્ર વિચાર કરવામાં આવતો નથી. પરંતુ આર્યના જે પ્રકારો પાડવામાં આવ્યા છે તેની સ્થૂલ રૂપરેખા નીચે મુજબ આલેખવામાં આવે છેઃ—

આર્યોના ઋદ્ધિ-પ્રાપ્ત-આર્ય અને ઋદ્ધિ-અપ્રાપ્ત-આર્ય એમ બે ભેદો છે. તેમાં ઋદ્ધિ-પ્રાપ્ત-આર્યના તીર્થંકર, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવ, ચારણ અને વિદ્યાધર એમ છ અવાંતર ભેદો છે, જ્યારે ઋદ્ધિને નહિ પામેલા એવા આર્યોના ક્ષેત્ર-આર્ય, જાતિ-આર્ય, કુલ-આર્ય, [4]કર્મ-આર્ય, [5]શિલ્પ-આર્ય, ભાષા-આર્ય, જ્ઞાન-આર્ય, દર્શન-આર્ય અને ચારિત્ર-આર્ય એમ નવ ભેદો છે. વળી એ પ્રત્યેકના પાછા ઘણા ભેદો છે. આના જિજ્ઞાસુએ **પ્રજ્ઞાપના**-સૂત્રનું પ્રથમ પદ જોવું.

ꕥ ꕥ ꕥ ꕥ

---

૧ આ શક વિગેરે દેશોથી તેમજ સાડા પચવીસ આર્ય દેશોથી આધુનિક સમયમાં કયા કયા દેશો સમજવા એ પ્રશ્ન મનન કરવા જેવો છે, તો એના અભ્યાસીઓને આ દિશામાં વિશેષ પ્રયાસ કરવા હું વિજ્ઞપ્તિ કરૂં છું. અત્ર એ ઉમેરવું આવશ્યક સમજાય છે કે જે દેશો વિષે અત્ર ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે દેશોની સીમા નક્કી કરતી વેળાએ તેના આ પ્રમાણેના ઉલ્લેખ કર્યા પછી વ્યતીત થયેલા વર્ષોમાં થયેલા ભૌગોલિક પરિવર્તનો તરફ લક્ષ્ય રાખવું ખાસ આવશ્યક છે.

૨ જે અત્યારે માલવ દેશ તરીકે ઓળખાય છે તેજ દેશને અત્ર અનાર્ય દેશ તરીકે ઓળખાવ્યો હોય તો તે આર્ય દેશ તરીકે ગણાવાને લાયક છે. પૂર્વ કાળમાં તેને એ પ્રમાણે કેમ ગણ્યો હશે એ પ્રશ્નનું કેટલેક અંશે સમાધાન પચાસ વર્ષ પૂર્વેની આ મુંબાઇની સીમા, ધન, પ્રજા ઇત્યાદિની પરિસ્થિતિ તેમજ તેની આધુનિક સ્થિતિ તરફ નજર કરવાથી થઇ શકે એમ સૂચવવું વધારે પડતું નહિ ગણાય.

૩ **પ્રશ્નવ્યાકરણ**માં તેમજ **આવશ્યક-સૂત્ર**માં પણ અનાર્ય દેશોનાં નામો સૂચવવામાં આવ્યાં છે.

૪-૫ આ બેનું સ્વરૂપ ટુંકમાં ધ્યાનમાં આવે તેટલા માટે ઉપાધ્યાય **શ્રીવિનયવિજય**કૃત **લોક-પ્રકાશ**ના સાતમા સર્ગનો નીચે મુજબનો સાડત્રીસમો શ્લોક રજુ કરવામાં આવે છેઃ—

"कर्मार्या वाखिकाः सौत्रि-काद्याः कार्पासिकादयः ।
शिल्पार्यास्तु तुन्नकारा-स्तन्तुवायादयोऽपि च ॥"

मुणिणो वि तुहल्लीणा, नमिविनमी खेअराहिवा जाया।
गुरुआण चलणसेवा, न निप्फला होइ कइआ वि ॥ १४ ॥

[ मुनेरपि तवालीनौ नमिविनमी खेचराधिपौ जातौ।
गुरुकाणां चरणसेवा न निष्फला भवति कदापि ॥ ]

प्र० वृ०—मुणिणो वित्ति। हे विश्वजनीन! तव मुनेरपि—लोकोत्तरमार्गं प्रतिपन्नस्यापि आलीनौ—समाश्रितौ नमिविनमी खेचरचक्रवर्तिनौ जाताविति। काविमौ नमिविनमी? उच्यते—भगवता सह प्रतिपन्नव्रतयोः कच्छमहाकच्छसामन्तयोः सुतौ। तौ च जगद्गुरुणा साम्राज्यावस्थास्थितेन कस्मिंश्चिदनन्यसाध्यकार्ये प्रहितावभूताम्। प्रव्रजिते च भुवनभर्तरि तौ ततः प्राच्यजनिविवृत्तौ(?) निशम्य भद्रपीठप्रतिष्ठितं भरतं छद्मस्थावस्थाविहारिणः स्वामिनः समीपमुपगतौ। यत्र च जगद्गुरुः प्रतिमयाऽवतिष्ठते तं प्रदेशं अपनीततृणकाष्ठकण्टकमलं सलिलच्छोटितमुन्मुक्तपञ्चवर्णप्रसूनपटलमुपप्रातरेवावनितललुठितमस्तकौ स्वामिन्! राज्यप्रदो भवेति। एवं चातिक्रामति अन्यदा पातालपतिः तौ वीक्ष्य प्रबुद्धभक्तिभरौ रोहिणी-प्रज्ञप्ती-पुरस्सराः षोडशापि महाविद्याः ससम्प्रदायं प्रदाय रजतभूधरं च निवासवसुमतीं सन्दिश्य प्रणम्य च स्वामिनमुरगपतिस्तिरोबभूव। सफलीभूतभगवदुपास्ती युगादिजिनं प्रणम्य विमानस्थौ स्वजनमण्डलपरिकलितौ वैताढ्यं जग्मतुः। तत्र प्रथमविद्याधराधिपौ जातौ। मुनेरपि तवालीनौ एवंविधां श्रियमशिश्रियतुः इति न चित्रं, गुरूणां—त्रिभुवनमहनीयचरितानां चरणसेवा—निश्छद्ममुपासना कदाचिदपि—कस्मिन्नपि काले निष्फला—फलविकला न भवति॥ इति चतुर्दशगाथार्थः॥ १४॥

हे० वि०—महच्चरणसेवायाः फलदर्शनद्वारेण स्तुतिमाह—( मुणिणो वित्ति )।

मुनेरपि—व्रतिनोपि तवाश्रितौ—भवदाश्लिष्टौ नमिविनमी भरततनयकच्छमहाकच्छपुत्रौ खेचराधिपौ—विद्याधरनायकौ जातौ—सम्पन्नौ। यद्वा किमाश्चर्यं? गुरुकाणां—महतां चरणसेवा—पादपर्युपासना नैव निष्फला—फलरहिता भवति कदापि— कस्मिन्नपि काले इति भावार्थः॥ १४॥

### શબ્દાર્થ

मुणिणो ( मुनेः )=મુનિના.
वि ( अपि )=પણ.
तुह ( तव )=તારા.
लीणा ( लीनौ )=લીન, આસક્ત.
तुहल्लीणा=તારે વિષે લીન બનેલા.
नमि ( नमि )=નમિ, કચ્છ સામન્તના પુત્ર.
विनमि ( विनमि )=વિનમિ, મહાકચ્છ સામન્તના પુત્ર.

१ प्राज्याजनावि०' इत्यपि पाठः। २ 'पुरुषाणां' इत्यपि पाठः।

नमिविनमी=નમિ અને વિનમિ.
खेअर ( खेचर )=ખેચર.
अहिव ( अधिप )=સ્વામી, પતિ.
खेअराहिवा=ખેચર-પતિઓ.
जाया ( जातौ )=થયા.
गुरुआण ( गुरुकाणां )=ગુરૂઓની.
चलण ( चरण )=ચરણ, પગ.
सेवा ( सेवा )=ઉપાસના, ભક્તિ.
चलणसेवा=ચરણ-સેવા.
न ( न )=નહિ.
निप्फला ( निष्फला )=નિષ્ફલ, નિરર્થક.
होइ ( भवति )=થાય છે.
कइआ ( कदा )=કોઈ કાળે.

## પદ્યાર્થ

ગુરૂની સેવાનો પ્રતાપ—

" મુનિ બનેલા ( અર્થાત્ લોકોત્તર માર્ગને ધારણ કરેલા એવા ) તારા ચરણમાં અત્યંત લીન થયેલા **નમિ** અને **વિનમિ** ખેચરપતિઓ થયા, ( તે વાસ્તવિક છે, કેમકે ) ગુરૂઓની ( ખરા અંતઃકરણપૂર્વક કરેલી ) ચરણસેવા કદાપિ નિષ્ફળ જતી નથી."—૧૪

## સ્પષ્ટીકરણ

પૂર્વ પદ્ય સાથે સંબંધ—

જ્યારે મૌન-વ્રત ધારણ કરેલા પ્રભુના દર્શનમાત્રથી પણ મનઃપ્રસન્નતાદિ લાભ મળે, તો પછી તેની ભક્તિ કરવાથી વિશેષ ફળ મળે કે એટલુંજ એના ઉત્તર રૂપે આ પદ્ય રચવામાં આવ્યું છે.

નમિ અને વિનમિ—

**ઋષભ** પ્રભુના જ્યેષ્ઠ પુત્ર **ભરતને કચ્છ** અને **મહાકચ્છ** નામના બે પુત્રો હતા. વળી આ બેને **નમિ** અને **વિનમિ** એમ એક એક પુત્ર હતો. આ બે પુત્રો પ્રથમ તીર્થંકરે દીક્ષા લીધી તે પૂર્વે તેમની આજ્ઞાનુસાર દૂર દેશમાં ગયા હતા. ત્યાંથી પાછા વળતાં તેઓએ તેમના પિતાશ્રીઓને વનમાં [1]વિચિત્ર સ્વરૂપે જોયા એટલે તેઓએ તેમને તેનું કારણ પૂછ્યું. તેના પ્રત્યુત્તરમાં તેમણે કહ્યું કે તમારા ગયા બાદ **ઋષભ** પ્રભુએ રાજ્યનો ત્યાગ કરી **ભરતાદિકને** સમસ્ત પૃથ્વી વહેંચી આપી પોતે સંયમરૂપ સામ્રાજ્યનો સ્વીકાર કર્યો. તેમની સાથે અમે પણ [2]સાહસથી દીક્ષા-ગ્રહણ કરી, પરંતુ ભૂખ, તરસ, ટાઢ, તડકો ઇત્યાદિથી ખેદ પામી અમે તો લીધેલું વ્રત મૂકી દીધું. ગૃહસ્થાવાસનો સ્વીકાર તો અમારાથી હવે થાય તેમ નથી, તેથી અમે આ તપોવનમાં વસીએ છીએ.

---

૧ જીર્ણાં વસ્ત્રને બદલે વલ્કલ વસ્ત્ર, શરીર ઉપર અંગરાગને બદલે પશુને યોગ્ય પૃથ્વીની રજ, પુષ્પ વડે ગુંથેલ કેશ-પાશને બદલે વડના ઝાડના જેવી લાંબી જટા, હાથી ઉપર આરોહણ કરવાને બદલે પાળાની માફક પગે ચાલવું ઇત્યાદિ વિચિત્રતા હતી. જુઓ **ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર** ( પ૦ ૧, સ૦ ૩, શ્લો૦ ૧૨૭-૧૨૮ ).

૨ ક્ષુધાને જીતનારા પ્રભુ અને અમે તો અન્નના કીડા, તૃષાને તિલાંજલિ આપનારા તે નાથ અને અમે તો જળના દેડકા જેવા, તાપને સહન કરનારા તે સ્વામી અને અમે તો છાંયાના માંકડ જેવા, ટાઢથી નહિ પરાભવ પામનારા તે પ્રભુ અને અમે તો વાંદરાની માફક ટાઢથી ધ્રુજનારા, નિદ્રા-રહિત પ્રભુ અને અમે તો કુમ્ભકર્ણના જેવી નિદ્રા લેનારા, નિત્ય નહિ બેસનારા પ્રભુ અને અમે તો આસનમાં પાંગળા જેવા એવા અમે વિવેક રહિત કાર્ય કર્યું તેથી આ સાહસ કહેવાય. જુઓ **ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર** ( પ૦ ૧, સ૦ ૩, શ્લો૦ ૧૧૨-૧૧૫ ).

આ પ્રમાણેની હકીકત સાંભળીને અમે પણ પ્રભુ પાસે પૃથ્વીનો ભાગ યાચીશું, એમ કહી **નમિ** અને **વિનમિ** પ્રભુના ચરણ સમીપે આવી પહોંચ્યા. ત્યાં જઇને પ્રભુને વન્દન કરીને તેમણે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. પ્રભુ તો મૌન ધારણ કરી રહ્યા, તોપણ આપજ અમારી ગતિ છો એમ નિશ્ચય કરી તેઓ તેમની પ્રતિદિન સેવા કરવા લાગ્યા. પ્રભુ જ્યાં પ્રતિમા ધારીને રહ્યા હતા, તે સ્થળમાંથી તેઓ ઘાસ, કાંટા વિગેરે દૂર કરી તે સ્થળને સાફ બનાવવા લાગ્યા. વિશેષમાં તેમના સમીપ ભાગમાંની રજને શાંત કરવા જલાશયમાંથી કમલ–પત્રમાં જળ લાવી ત્યાં છાંટવા લાગ્યા. વળી તેઓ ત્યાં સુગંધથી મદોન્મત બનેલા મધુકરોથી યુક્ત એવાં પંચવર્ણી પુષ્પો વેરવાં લાગ્યા. વિશેષમાં જેમ સૂર્ય અને ચન્દ્ર **મેરૂ** પર્વતની સેવામાં પ્રતિદિન હાજર રહે છે, તેમ પ્રભુના પાર્શ્વ ભાગમાં તે બંને ખડ્ગ ખેંચીને સેવા કરવા લાગ્યા[1] અને અહોરાત્ર ત્રિકાલ અંજલિ જોડી તેઓ પ્રભુ પાસે હે નાથ! અમને રાજ્ય આપો એમ યાચના કરવા લાગ્યા.

આ પ્રમાણે તેઓ અનન્ય ભાવથી દરરોજ પ્રભુની ભક્તિ કરતા હતા. એવામાં એક દિવસ પ્રભુને વન્દન કરવા માટે ત્યાં નાગકુમારોનો અધિપતિ **ધરણેન્દ્ર** આવી પહોંચ્યો. તે આ બેને રાજ્ય–લક્ષ્મીની યાચના કરતાં અને પ્રભુની સેવા કરવામાં તલ્લીન રહેલા જોઇને આશ્ચર્ય પામી ગયો. તેણે તેમને કહ્યું કે તમારો આ શો આગ્રહ છે? પ્રભુ તો નિઃસંગી, નિષ્પરિગ્રહી, નિષ્કામ છે, તો પછી તેમની પાસે રાજ્યની માંગણી કરવાથી શું? વળી પ્રભુએ એક વર્ષ પર્યંત યથેષ્ટ દાન દીધું, ત્યારે તમે કેમ માંગણી કરી નહિ?

તેના પ્રત્યુત્તરમાં તેઓએ કહ્યું કે પ્રભુના આદેશથી અમે દૂર દેશાંતર ગયા હતા. વળી જોકે તેમણે સમસ્ત રાજ્ય **ભરતા**દિકને આપી દીધું છે, છતાં પણ તેઓ અમને રાજ્ય આપશે એવી અમારી ખાત્રી છે. તેમની પાસે તે છે કે નહિ તેની સેવકે શા સારૂ ચિન્તા કરવી? સેવકે તો સેવાજ કરવી જોઇએ.

આ સાંભળીને **ધરણેન્દ્રે** તેમને કહ્યું કે **ભરત** રાજેશ્વર પાસે જઇને યાચના કરો; તે પ્રભુનો પુત્ર હોવાથી પ્રભુના સમાન છે. આના પ્રત્યુત્તરમાં **નમિ** અને **વિનમિ** બોલ્યા કે સમસ્ત બ્રહ્માણ્ડના સ્વામીને પ્રાપ્ત કર્યા બાદ અન્ય સ્વામીનું અમારે શું કામ છે? કલ્પવૃક્ષને મૂકીને કેવડાના વૃક્ષનો આધાર કોણ લે? વાસ્તે અમને રાજ્ય મળનાર હશે તો અમારા આજ સ્વામી પાસેથી મળશે, વાસ્તે એ સંબંધમાં તમારે ચિન્તા કરવી નહિ.

આ પ્રમાણેની તેમની દૃઢતા જોઇને **ધરણેન્દ્ર** ખુશી થયો અને તેણે તેમને કહ્યું કે હું પણ આ પ્રભુનો દાસ છું અને તમે પણ તેમનાજ કિંકર છો, વાસ્તે હું તમને તેમની સેવાના ફળ

---

૧ આ પ્રસંગને અનુસરીને મહાકવિ ધનપાલ કહે છે કે—

> “ दिशतु विरतिलाभानन्तरं पार्श्वसर्प-
> न्नमिविनमिकृपाणोरसङ्गदृश्याङ्गलक्ष्मीः ।
> त्रिजगदपगतापत् कर्तुमात्तान्यरूप-
> द्वय इव भगवान् वः सम्पदं नाभिसूनुः ॥”
>
> —તિલકમંજરી શ્લો૦ ૩

રૂપે **વૈતાઢચ** ગિરિનું રાજ્ય આપું છું. આ રાજ્ય તમને પ્રભુ પાસેથીજ મળ્યું છે એમ માનજો, કેમકે પૃથ્વી ઉપર અરૂણનો પ્રકાશ થાય છે, તે સૂર્યથીજ થયેલો છે. એ પ્રમાણે કહીને તે ઇન્દ્રે પાઠ માત્ર કરવાથી સિદ્ધ થતી એવી **ગૌરી** પ્રમુખ [1]૪૮૦૦૦ વિદ્યાઓ પણ તેમને આપી. આ વિદ્યાઓ ગ્રહણ કરી પ્રભુને પ્રણામ કરી તેઓ **વૈતાઢચ** પર્વત ઉપર ગયા અને ત્યાં સુખે રાજ્ય કરવા લાગ્યા. ધન્ય છે અપૂર્વ સેવા કરનારા **નમિ** અને **વિનમિ** વિદ્યાધરોને.

આ ઉપરથી સાર એ નીકળે છે કે વીતરાગની પણ સેવા ફળે છે એ નિઃસંદેહ વાત છે. ખરી વાત તો એ છે કે સરાગની સેવાથી બહુ તો સ્વર્ગ મળી શકે; જ્યારે વીતરાગની સરાગ સેવા પણ મોક્ષ-પ્રાપ્તિનું સાધન છે એ વાત **શ્રીગૌતમસ્વામી**ના ચરિત્ર ઉપરથી ચરિતાર્થ થાય છે.

* * * *

अथ भगवतो विहरतः प्रथमपारणकविधिमधिकृत्याह—

**भद्दं से सेअंसस्स, जेण तवसोसिओ निराहारो।**
**वरिसंते निव्वविओ, मेहेण व वणदुमो तं सि ॥ १५ ॥**

**[ भद्रं तस्य श्रेयांसस्य येन तपःशोषितो निराहारः।**
**वर्षान्ते निर्वापितो मेघेनेव वनद्रुमस्त्वमसि ॥ ]**

प्र० वृ०—भद्दं सेत्ति। अत एव से—तस्य श्रेयांसस्य भद्रं—कल्याणमस्तु। येन जगद्गुरो! त्वं वर्षान्ते—संवत्सरपर्यन्ते निर्वापितः—सन्तर्पितः। कैः? सम्प्रदायवशादिक्षुरसैः। किंविशिष्टः त्वम्? निराहारः—आहाररहितोऽत एव तपसा—अनशनेन शोषितः—सुतरां क्लामितः। यथा केन कः सन्तर्प्यत इत्याह—यथा मेघेन—घनाघनेन तपःशोषितो—भीष्मग्रीष्मोष्मसन्तापकदर्थितो वनद्रुमः—कान्तारपादपः सन्तर्प्यते। क्व? 'वर्षान्ते' वर्षणं वर्षस्तस्यान्ते॥ इति पञ्चदशगाथार्थः॥ १५॥

हे० वि०—(आद्य)पारणकविधिमङ्गीकृत्याह—( भद्दन्ति )

भद्रं—कल्याणमभूत् से—तस्य श्रेयांसस्य येन किम्? त्वं निर्वापितः—शीतलीकृतः वर्षान्ते—संवत्सरावसाने। किंविधः सन्? तपःशोषितः तथा निराहारो—भोजनविकलः। केनेव क इत्याह—मेघेनेव वनद्रुमः—अरण्यद्रुमः। किमुक्तं भवति? यथा मेघेन वनद्रुमस्तापेन—ग्रीष्मेण शोषितो निराधारो—जलादिपानविकलो वर्षान्ते—वर्षपर्यन्ते शीतलः क्रियते तथा भगवानपि येनेति भावार्थः॥ १५॥

---

[1] આ સર્વ વિદ્યાઓનાં નામો કે તેના સ્વરૂપ પરત્વે માહિતી કોઇ પણ જૈન ગ્રન્થમાંથી અત્યારે મળતી નથી.

## શબ્દાર્થ

**भद्दं** ( भद्रं )=શ્રેય, કલ્યાણ.
**से** ( तस्य )=તેનું.
**सेअंसस्स** ( श्रेयांसस्य )=**શ્રેયાંસનું.**
**जेण** ( येन )=જેનાથી.
**तव** ( तपः )=તપશ્ચર્યા.
**सोसिअ** ( शोषित )=સૂકાઇ ગયેલ.
**तवसोसिओ**=તપશ્ચર્યાથી સૂકાઇ ગયેલો.
**निराहारो** ( निराहारः )=આહાર રહિત.
**वरिस** ( वर्ष )=વર્ષ.
**अंत** ( अन्त )=છેડો.
**वरिसंते**=એક વર્ષને અન્તે.
**निव्वविओ** ( निर्वापितः )=શીતળ કરાયો.
**मेहेण** ( मेघेन )=મેઘથી.
**व** ( इव )=જેમ.
**वण** ( वन )=જંગલ.
**दुम** ( द्रुम )=ઝાડ.
**वणदुमो**=જંગલનું ઝાડ.
**तं** ( त्वं )=તું.
**सि** ( असि )=છે.

## પદ્યાર્થ

શ્રેયાંસે કરાવેલું [1]પારણક—

"જેમ (ગ્રીષ્મ ઋતુના પ્રખર તાપથી સૂકાઇ ગયેલા અને જળરૂપ આહાર વિનાના એવા) વન-વૃક્ષને (વર્ષા ઋતુમાં) મેઘ તૃપ્ત કરે તેમ જેણે (અનશનરૂપ) તપશ્ચર્યા (કરવા)થી સૂકાઇ ગયેલા (એટલે કે પાતળા પડી ગયેલા) એવા આપને એક વર્ષના અન્તે (ઇક્ષુ-રસથી) શીતળ કર્યા તે **શ્રેયાંસ**નું શ્રેય થજો."—૧૫

## સ્પષ્ટીકરણ

શ્રેયાંસ-વૃત્તાન્ત—

**શ્રીઋષભ** પ્રભુ દીક્ષા લીધા બાદ આર્ય તેમજ અનાર્ય દેશોમાં મૌનપણે વિચરતા હતા. એક વર્ષ સુધી નિરાહારપણે રહેલા પ્રભુએ વિચાર્યું કે જેમ દીપક તેલથી બળે છે અને વૃક્ષ જળથી ટકે છે તેમ આ દેહ આહારથી ટકી રહે છે. વિશેષમાં મારૂં શરીર તો આહાર વિના પણ ટકી શકશે, પરંતુ તેમ કરવા જતાં જેમ ચાર હજાર મુનિઓ આહાર નહિ મળવાથી ભગ્ન ચિત્તવાળા થયા તેમ બીજાઓ પણ થશે, વાસ્તે મારે ભિક્ષા ગ્રહણ કરવી. આ પ્રમાણે વિચારી તેઓ **ગજપુર** (હસ્તિનાપુર) નામના નગરમાં આવી પહોંચ્યા.

આ નગરમાં તેમનો પૌત્ર અને **બાહુબલિ**નો પુત્ર **સોમપ્રભ** રાજા રાજ્ય કરતો હતો. આ રાજાને **શ્રેયાંસ** નામનો પુત્ર હતો. આ **શ્રેયાંસ**ને તે સમયે એવું સ્વપ્ન આવ્યું કે ચારે તરફથી કંઇક કૃષ્ણવર્ણી બનેલા એવા **મેરૂ**ને મેં દૂધના ઘડાથી અભિષેક કરી ઉજ્જવળ કર્યો. તેના પિતા **સોમયશે** સ્વપ્નમાં એવું જોયું કે ઘણા દુશ્મનોથી ઘેરાયેલા એવા કોઇ રાજાએ **શ્રેયાંસ**ની સહાયથી વિજય પ્રાપ્ત કર્યો, જ્યારે આ નગરમાં વસતા **સુબુદ્ધિ** શેઠે એવું સ્વપ્ન જોયું કે સૂર્યમાંથી નીકળેલાં હજાર કિરણોને **શ્રેયાંસે** પાછા સૂર્યમાં આરોપણ કર્યાં.

---

૧ તીર્થંકરના પારણકના સંબંધમાં થોડીક માહિતી **શ્રીભક્તામર-સ્તોત્રની પાદપૂર્તિરૂપ** કાવ્ય-સંગ્રહના દ્વિતીય વિભાગ ( પૃ૦ ૧૬૫-૧૬૭ )માં આપવામાં આવી છે.

આ ત્રણે જણાએ પોતપોતાનો વૃત્તાન્ત પરસ્પર નિવેદન કર્યો, પરંતુ તેનો તેઓ ભાવ કળી શક્યા નહિ. એવામાં ઋષભ (બળદ)ની લીલાએ ગમન કરતા **ઋષભ** પ્રભુ નગર-જનોની દૃષ્ટિએ પડ્યા. તેમને જોતાં કોઇ તેમને સ્નાન-જલ માટે, તો કોઇક અંગરાગ માટે, તો કોઇક અલંકાર માટે તો કોઇક વસ્ત્ર માટે વિનવવા લાગ્યા. કોઇક તેમને કન્યા અર્પણ કરવા તૈયાર થયા, તો કોઇક તેમને હાથી, ઘોડા પ્રમુખ વાહનો આપવા અધીરા બન્યા. કોઇક તેને પાકી કેરી આપવા લાગ્યા તો કોઇક પાન-સોપારી આપવા લલચાયા. પ્રભુએ આમાંથી કંઇ પણ નહિ સ્વીકારતાં માધુકરી વૃત્તિ અનુસાર ઘેરે ઘેર ફરવા માંડ્યું.

આથી નગરમાં ઘણો કોલાહળ મચી ગયો. **શ્રેયાંસે** તેની તપાસ કરાવી તો તેને માલૂમ પડ્યું કે પોતાના પ્રપિતામહ **ઋષભદેવ** નગરને પાવન કરી રહ્યા છે. આ જાણતાંજ તે ઉઘાડે પગે તેમને વન્દન કરવાને સારૂ દોડ્યો. તેમની સમીપ જઇ તેણે તેમને પ્રણામ કર્યા અને તેમના વેષ વિષે ઊહાપોહ કરવા લાગ્યો. તેમ કરતાં તેને જાતિ-સ્મરણ જ્ઞાન થયું. આથી પૂર્વ ભવમાં **ઋષભદેવ વજ્રનાભ** નામે ચક્રવર્તી થયા હતા, ત્યારે પોતે તેનો સારથિ હતો તેમજ તે બંનેએ **વજ્રનાભ**ના પિતા **શ્રીવજ્રસેન** તીર્થંકર પાસે દીક્ષા લીધી હતી, એ વાત તેના જાણવામાં આવી.

એવામાં કોઇક મનુષ્યે ત્યાં આવીને **શ્રેયાંસને** નવીન ઇક્ષુ-રસથી પરિપૂર્ણ ઘડાઓ ભેટ કર્યા. આ આહાર પ્રભુને ઉચિત છે એમ જાતિ-સ્મરણ જ્ઞાનથી જાણીને તેણે તે ગ્રહણ કરવા પ્રભુને વિજ્ઞપ્તિ કરી. તદનુસાર પ્રભુએ તે ગ્રહણ કરવા હસ્તરૂપી [1]પાત્ર આગળ ધર્યું. તેમાં તે ઘડાઓ ખાલી કરતો ગયો. પ્રભુના હસ્તમાં તે રસ તો સમાઇ ગયો, પરંતુ તદંગે ઉદ્ભવતો આનન્દ તો **શ્રેયાંસ**ના હૃદયમાં સમાયો નહિ.

પ્રભુએ આ પ્રમાણે પ્રથમ પારણું કર્યું, તેથી દેવતાઓએ ત્યાં અહો દાન અહો દાન એવી ઉદ્ઘોષણા કરી, દિવ્ય વાજિંત્રો વગાડ્યાં તથા વસુધારાની વૃષ્ટિ કરી. જુઓ **આવશ્યક-નિર્યુક્તિ** (ગા૦ ૩૨૦-૩૨૧).

**શ્રેયાંસે** ઇક્ષુ-રસનું દાન વૈશાખ માસની શુક્લ તૃતીયાને દિવસે આપેલું હોવાથી તે દિવસ અક્ષય-તૃતીયાના નામથી પ્રસિદ્ધ થયો.

આ ઉપરથી જોઇ શકાય છે તેમ દાન-ધર્મ **શ્રેયાંસથી** પ્રવર્ત્યો, જ્યારે સર્વ વ્યવહાર અને નીતિનો ક્રમ પ્રભુથી પ્રવર્ત્યો. પ્રસંગોપાત્ત એટલું નિવેદન કરી **શ્રેયાંસે** દીધેલા દાનની વારંવાર પ્રશંસા કરતો હું આ પ્રકરણ પૂર્ણ કરૂં છું.

* * * *

---

૧ તીર્થંકરો પાત્ર રાખતા નથી. તેઓ આહારને હસ્તરૂપી પાત્રમાંજ ધારણ કરે છે. હથેલીમાંથી રસમય પદાર્થ પણ ટપકી પડતો નથી એ તેમની વિશેષતા છે. આ વાતનું **ભગવતીસૂત્ર** (શ૦ ૧૫) સમર્થન કરે છે.

साम्प्रतं जगद्गुरोर्ज्ञानकल्याणकमधिकृत्याह—

उप्पन्नविमलनाणे, तुमंमि भुवणस्स विअलिओ मोहो ।
सयलुग्गयसूरे वा-सरंमि गयणस्स व तमोहो ॥ १६ ॥

[ उत्पन्नविमलज्ञाने त्वयि भुवनस्य विगलितो मोहः ।
सकलोद्गतसूर्ये वासरे गगनस्येव तमौघः[1] ॥ ]

प्र० वृ०—उप्पन्नत्ति । हे भुवनभर्तः ! त्वयि उत्पन्नविमलज्ञाने भुवनस्य मोहो विगलित इति । उत्पन्नं-सकलकर्मपटलमलविगलनादात्मन्येव प्रादुर्भूतं विमलं-निरावरणं लोकालोकप्रकाशकं केवलज्ञानं यस्य स तथा तस्मिन्, एवंविधे त्वयि भुवनस्य-भुवनान्तर्वर्तिभव्यजन्तुजातस्य संसारमोहो विगलितः । यथा सकलोद्गतसूर्ये-परिपूर्णप्रकाशभास्वति वासरे-दिवसे सति गगनस्य तमौघः-तमःसमूहो विगलयति-विलीयते ॥ इति षोडशगाथार्थः ॥१६॥

हे० वि०—केवलमुद्दिश्य स्तुतिमाह—( उप्पन्नत्ति )

हे नाथ ! त्वयि उत्पन्नविमलज्ञाने-सञ्जातप्रधानसंवेदने सति, किम् ? विगलितः-विनष्टः । कोऽसावित्याह-मोहः अज्ञानरूपः । कस्येत्याह-भुवनस्य-जगत्रयस्य । अधुनोपमीयते-कस्मिन् कस्येव क इत्याह-सकलोद्गतसूर्ये वासरे-दिवसे गगनस्येव तमओघः, सकलः-परिपूर्णः उद्गतः-उदयं प्राप्तः सूर्यो भानुर्यत्र यस्मिन् वासरे-दिने गगनस्येव-नभस इव तमः(ओघः)-अन्धकारसमूहः ॥ इति गर्भार्थः ॥ १६ ॥

## શબ્દાર્થ

उप्पन्न ( उत्पन्न )=ઉત્પન્ન થયેલ.
विमल ( विमल )=વિમળ, નિર્મળ.
णाण ( ज्ञान )=જ્ઞાન, બોધ.
उप्पन्नविमलनाणे=ઉત્પન્ન થયું છે વિમળ જ્ઞાન જેને વિષે એવા.
तुमंमि ( त्वयि )=તું.
भुवणस्स ( भुवनस्य )=વિશ્વનો.
विअलिओ ( विगलितः )=ગળી ગયો.
मोहो ( मोहः )=મોહ, અજ્ઞાન.
सयल ( सकल )=પરિપૂર્ણ.
उग्गय ( उद्गत )=ઉગેલ.
सूर ( सूर्य )=સૂર્ય.
सयलुग्गयसूरे=પરિપૂર્ણ ઉદય પામ્યો છે સૂર્ય જેને વિષે એવા.
वासरंसि ( वासरे )=દિવસ.
गयणस्स ( गगनस्य )=આકાશનો.
व ( इव )=જેમ.
तम ( तम )=અંધકાર.
ओह ( ओघ )=સમુદાય, સમૂહ.
तमोहो=અંધકારનો સમૂહ.

## પદ્યાર્થ

પ્રભુના કેવળજ્ઞાનનો પ્રભાવ—

"જેમ સંપૂર્ણ સૂર્યોદયવાળો દિવસ હોય ત્યારે આકાશમાં ( પ્રસરતા ) અંધકારનો સમૂહ નાશ પામે છે, તેમ હે નાથ! તને જ્યારે ( સમસ્ત જ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી લોક

---

[1] તમ અને તમસ્ એમ બંને શબ્દો છે. જુઓ શ્રીશબ્દરત્નાકર ( કા૦ ૨, શ્લો૦ ૩૮ ).

અને અલોકના પ્રકાશરૂપ, આવરણ-વિનાનું એવું) નિર્મળ (કેવલ-)જ્ઞાન ઉત્પન્ન થયું, ત્યારે જગત્માં (વસતા ભવ્ય પ્રાણીઓનો સાંસારિક) મોહ ગળી ગયો."—૧૬

## સ્પષ્ટીકરણ

**વિમળ જ્ઞાન—**

વિમળ જ્ઞાનનો અર્થ કેવલ-જ્ઞાન થાય છે, કેમકે આ સિવાયનાં બાકીનાં મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યય એ ચાર જ્ઞાનો તો મલિન છે. આનું કારણ એ છે કે એ ચાર જ્ઞાનોનો પ્રાદુર્ભાવ [1]જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ ઉપર રહેલો છે, જ્યારે કેવલ-જ્ઞાનનો પ્રાદુર્ભાવ તો પ્રથમ મોહનીય કર્મનો ક્ષય થયા બાદ અંતર્મુહૂર્ત પછી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અન્તરાય એ ત્રણ કર્મનો એકી સાથે ક્ષય થતાં અર્થાત્ આ ચારે (સમસ્ત) ઘાતિ-કર્મરૂપ મલનો નાશ થવાથી થાય છે.

કેવલ-જ્ઞાન એ સર્વોત્તમ જ્ઞાન છે. આ જ્ઞાન ઉત્પન્ન થયા બાદ અન્ય જ્ઞાન પ્રાપ્ત કરવાનું બાકી રહેતું નથી, અર્થાત્ એ અન્તિમ તેમજ અનન્ય જ્ઞાન છે. વિશેષમાં આની પૂર્વેનાં જે ચાર જ્ઞાનો છે તેનો લાભ પહેલાંજ થાય અને ત્યાર બાદજ આ જ્ઞાન ઉત્પન્ન થાય છે. પરંતુ આ કેવલ-જ્ઞાન ઉત્પન્ન થતાં તેની પૂર્વેનાં ચાર મલિન જ્ઞાનો નાશ પામે છે[2]. એ વાતની કેવલ શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ પણ સાક્ષી પૂરે છે, કેમકે 'કેવલ' એટલે 'અન્યની અપેક્ષા વિનાનું.' આ જ્ઞાન સમસ્ત જીવાદિક પદાર્થોના (યથાયોગ્ય પ્રયોગ અને સ્વભાવ તેમજ તેના મિશ્રણથી ઉત્પન્ન થતા ઉત્પાદ, વ્યય ઇત્યાદિ) સર્વ પર્યાયોના (લક્ષણ, સત્તા ઇત્યાદિ) ઉપર પ્રકાશ પાડે છે, અર્થાત્ આ અનુપમ જ્ઞાન સર્વ પદાર્થોનું સમસ્ત પ્રકારે સર્વ પર્યાયથી બોધક છે. વિશેષમાં આ સર્વ આવરણોથી મુક્ત છે. જાણવા યોગ્ય વિષયો અનન્ત હોવાથી તેમજ દ્રવ્ય અનન્ત પર્યાયવાળું હોવાથી આ અનન્ત (અન્ત રહિત) છે. વળી આ નિરન્તર ઉપયોગમય હોવાથી શાશ્વત છે. નાશ નહિ પામતું હોવાથી આ અવ્યય (અપ્રતિપાતી) છે અને સંપૂર્ણતઃ શુદ્ધ હોવાથી-ભેદ-રહિત હોવાથી આ એકજ છે.

વિશેષમાં એ પણ ધ્યાનમાં રાખવું કે કેવલજ્ઞાનની સાથેજ સમકાલે કેવલદર્શનનો પણ પ્રાદુર્ભાવ થાય છે, કિન્તુ એકજ સમયમાં આ બંનેનો ઉપયોગ હોઇ શકતો નથી. પરંતુ પ્રથમ સમયમાં કેવલજ્ઞાનનો ઉપયોગ અને દ્વિતીય સમયમાં કેવલદર્શનનો ઉપયોગ હોય છે એમ સૈદ્ધાન્તિકો માને છે, જ્યારે તાર્કિક-ચક્ર-ચૂડામણિ **શ્રીસિદ્ધસેન દિવાકર** તો એકજ સમયમાં બંને ઉપયોગો માને છે.

**અલંકાર-વિચાર—**

આ પદ્યમાં ઉપમા અલંકાર નજરે પડે છે. તેમાં ઉપમાનું લક્ષણ આપણે ચોથા પૃષ્ઠમાં જોઇ ગયા છીએ. ઉપમાના ઉપમાન અને ઉપમેય એ બે અંગો હોવા જોઇએ તે પ્રમાણે

---

૧ જ્ઞાનાવરણીય કર્મ એ કર્મના પાડવામાં આવતા આઠ વિભાગો પૈકી એક છે. જીવની જ્ઞાન-શક્તિને આચ્છાદિત કરવામાં એનું શૂરાતન સમાયેલું છે. આ કર્મના ઉદય દરમ્યાન સંસારી જીવ વસ્તુને બરાબર જાણી શકતો નથી. આ આવરણનો સર્વથા ઉચ્છેદ થતાં તે સર્વજ્ઞ બને છે.

૨ આ સંબંધમાં મત-ભેદ છે. એની સ્થૂલ રૂપરેખા સારૂ જુઓ શ્રીબપ્પભટ્ટિસૂરિકૃત ચતુર્વિંશતિકાનું સ્પષ્ટીકરણ (પૃ૦ ૧૫૯).

આ પદ્યમાં ઉત્પત્તિ અને ઉદય, જ્ઞાન અને સૂર્ય, જિનેશ્વર અને દિવસ, ભુવન અને ગગન અને મોહ અને અંધકાર એ ઉપમાન-ઉપમેયનાં યુગલો છે.

વિશેષમાં અત્ર અસંગતિ અલંકાર પણ છે કેમકે એક સ્થળે કારણ છે ત્યારે અન્ય સ્થળે કાર્યોત્પત્તિ છે. જેને જ્ઞાન ઉત્પન્ન થયું હોય તેનો મોહ નાશ પામે એ સુવિદિત હકીકત છે. છતાં અત્રે તો જ્ઞાન પ્રભુને ઉદ્દ્ભવ્યું અને જગત્‌ના મોહનો નાશ થયો.

* * * *

केवलोत्पत्तेरनन्तरं पूजामाह—

पूआवसरे सरिसो, दिट्ठो चक्कस्स तं [1]पि भरहेण ।
विसमा हु विसय[2]तिण्हा, गरुआण वि कुणइ मइमोहं ॥ १७ ॥

[ पूजावसरे सदृशो दृष्टश्चक्रस्य त्वमपि भरतेन ।
विषमा खलु विषयतृष्णा गुरुकाणामपि करोति मतिमोहम् ॥ ]

प्र० वृ०—पूआवसरत्ति । हे भुवनभानो ! भगवन् ! त्वं केवलमहिमप्रस्तावे भरतचक्रिणा चक्रेण तुल्यो दृष्टोऽसीति । अयोध्यापुरिमतालपुरपरिसरे भुवनभर्तुः केवलोत्पत्तिरभूत् । तदैव प्रहरणशालायां यक्षसहस्राधिष्ठितं चक्ररत्नमुदपद्यत । ततः प्रहर्षोत्तालगतयः सत्वरमुद्यानपालकाः प्रहरणशालानियुक्ताश्च युगपदेत्य चक्रवर्तिनं विज्ञपयामासुः । ततः समकालं श्रुतियुगलं उपगते तस्मिन् गुरुणि कार्ये (महो)द्वयोः कस्यानयोर्विधेय इति मनाग् दोलायमानं मनो विधाय चक्रवर्ती चिन्तितवान्—अहो मे महामोहः ! क्व रुधिरधौतधारं चक्ररत्नम्, क्व चायं चराचरजगज्जन्तुजातहितकृतः पूजनं पूजा तस्या अवसरः पूजावसरः, तस्मिन् सदृशः—समानः केन ? चक्रेण चक्रगणनया भरतेन चेतसि चिन्तितः, विषयाः शब्दादयस्तेषु तृष्णा—अत्यन्तासक्तिः सा विषमा एव—दुर्जयैव । यतो गुरूणामपि—भुवनमहनीयमहिम्नामपि मोहं—विपर्ययेणान्यथाभावं करोति ॥ इति सप्तदशगाथार्थः ॥ १७ ॥

हे० वि०—ततः किमित्याह—( पूआवसरत्ति )

पूजावसरे—पूजाप्रस्तावे प्राप्ते सदृशः—तुल्यो यथा भवसि एवं दृष्टः—परिकल्पितः त्वमपि—भगवानपि । आस्तां तावदन्यः । कस्येत्याह—चक्रस्य—प्रहरणविशेषस्य । केन ? भरतेन नरपतिना । अथवा विषयग्रहग्रस्तानां किमत्राद्भुतमित्याह—विषमा—वैषम्यधर्मा हुरिति स्फुटं विषयतृष्णा—विषयवाञ्छा यतो गुरुकाणामपि—महतामपि करोति—विदधाति मोहं—बुद्धेरन्यथात्वम् ॥ इति गाथाऽक्षरार्थः ॥ १७ ॥

---

१ 'सि' इति पाठान्तरम् । २ 'तण्हा' 'तिन्हा' इत्यपि पाठौ ।

## શબ્દાર્થ

पूआ ( पूजा )=પૂજા, અર્ચન.
अवसर ( अवसर )=પ્રસંગ.
पूआवसरे=પૂજાના પ્રસંગે.
सरिसो ( सदृशः )=સમાન, સરખો.
दिट्ठो ( दृष्टः )=જોવાયો.
चक्कस्स ( चक्रस्य )=ચક્રના.
तं ( त्वं )=તું.
पि ( अपि )=પણ.
भरहेण ( भरतेन )=ભરતથી.
विसमा ( विषमा )=વિષમ, દુર્જય.
हु ( खलु )=ખરેખર.
विसय (विषय)=વિષય.
तिण्हा ( तृष्णा )=તૃષ્ણા, લાલસા.
विसयतिण्हा=વિષયની તૃષ્ણા.
गरुआण ( गुरुकाणां )=મોટાઓની.
वि ( अपि )=પણ.
कुणइ ( करोति )=કરે છે.
मइ ( मति )=બુદ્ધિ.
मोह ( मोह )=વિભ્રમ.
मइमोहं=મતિના વિભ્રમને.

## પદ્યાર્થ

**કેવલજ્ઞાનનું પૂજન—**

“( હે ભુવન-પ્રદીપ! કેવલ-જ્ઞાનની ) પૂજાના પ્રસંગે [1]**ભરતે** ( પ્રસિદ્ધ પ્રભાવવાળા એવા ) તને પણ [2]ચક્ર ( રત્ન )ના સમાન જોયો. ( તેનું કારણ એ છે કે ) વિષમ એવી [3]વિષય-તૃષ્ણા [4]મોટાને (એટલે કે જગત્-પૂજ્ય જનોને) પણ મતિ-વિભ્રમ કરાવે છે.”—૧૭

## સ્પષ્ટીકરણ

**પદ્ય-સંબંધ—**

**અયોધ્યા** દેશમાં આવેલા **પુરિમતાલ** નગરના **શકટાયન** ઉદ્યાનમાં **શ્રીઋષભદેવને** કેવલ-જ્ઞાન ઉત્પન્ન થયું તેજ સમયે **ભરત** નરેશ્વરની આયુધ-શાલામાં ચક્ર-રત્ન ઉત્પન્ન થયું. કેવલ-જ્ઞાનની વધામણી આપવાને ઉદ્યાન-પાલક **યમક ભરત** રાજા પાસે ઉતાવળે આવી પહોંચ્યો. તેજ સમયે આયુધશાલામાંથી ચક્ર-રત્નની વધામણી આપવા માટે **શમક** પણ ત્યાં આવી ચડ્યો. તે બંનેએ અંદર આવવાની રજા છડીદાર દ્વારા માંગી. **ભરતે** તે આપી એટલે

---

૧ **શ્રીઋષભ** પ્રભુના પુત્ર **ભરત** ચક્રવર્તીની સ્થૂલ રૂપરેખા ઉપાધ્યાય **શ્રીધર્મવર્ધનગણિકૃત વીર-ભક્તામર**ના સ્પષ્ટીકરણ ( પૃ૦ ૬-૭ )માં આલેખવામાં આવી છે.

૨ આ ચક્રવર્તીના ચૌદ રત્નો પૈકી એક છે. તે પ્રથમ તેમજ અનુપમ છે. એના એક હજાર યક્ષો અધિષ્ઠાતા છે. ચૌદ રત્નો સંબંધી માહિતી માટે જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા**નું સ્પષ્ટીકરણ ( પૃ૦ ૨૧૦-૨૧૩ ).

૩ વિષય તેમજ તેના ભેદો સારૂ જુઓ **શ્રીમેરૂવિજયગણિકૃત ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ**નું સ્પષ્ટીકરણ ( પૃ૦ ૧૪૮-૧૫૦ ).

૪ આ અવસર્પિણી કાળમાં થઇ ગયેલા પ્રથમ તીર્થંકર **ઋષભદેવ**ના જ્યેષ્ઠ પુત્ર હોવાથી, આ કાળમાં પ્રથમ ચક્રવર્તી થયેલા હોવાથી, **સૌધર્મ** દેવલોકના ઇન્દ્રે તેમને અર્ધાસને બેસાડેલા હોવાથી, ગૃહસ્થાશ્રમમાં પણ રહીને સર્વજ્ઞ બન્યા હોવાથી અને તેજ ભવમાં પરમ પદને પામેલા હોવાથી **ભરત** રાજર્ષિને મોટા કહેવા તે યોગ્યજ છે.

શમકે ભરત રાજાને નમન કરી વિનતિ કરી કે આપના પિતાશ્રીને કેવલ-જ્ઞાન ઉત્પન્ન થયું છે અને એ કલ્યાણકારી વાર્તા નિવેદન કરતાં મને અતિશય આનંદ થાય છે. ખરેખર આપ ભાગ્યોદય વડે વૃદ્ધિ પામો છો.

આ સમયે શમકે પણ વધામણી ખાધી કે આપની આયુધ-શાલામાં ચક્ર-રત્ન ઉત્પન્ન થયું છે. આ સાંભળીને ક્ષણ વાર ભરત નૃપતિ વિચારમાં પડ્યા કે મારે પ્રથમ કોનું અર્ચન કરવું? આ પ્રસંગને ઉદ્દેશીને કવિ ટકોર કરે છે કે ભરત રાજાએ કેવલ-જ્ઞાનના મહિમા અને ચક્ર-રત્નની પૂજાને સમાન ગણ્યાં. આથી જોકે મોટાનો પણ મતિ-ભ્રમ થાય છે એમ જોઇ શકાય છે, છતાં પણ તેવા મહાત્માઓના સંબંધમાં તે વધારે વાર ટકતો નથી એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે. કેમકે અનેક જીવોના જાન લેનારૂં અને તેના રૂધિરથી લિપ્ત બનનારૂં આ ચક્ર-રત્ન ક્યાં અને વિશ્વને અભય આપનારા કેવલ-જ્ઞાનથી અલંકૃત પિતાશ્રી ક્યાં એમ વિચારી ભરતે પ્રથમ પોતાના પિતાશ્રીના કેવલ-જ્ઞાનનાજ અર્ચનાર્થે જવા તૈયારી કરવા સેવકોને આજ્ઞા કરી અને તે કાર્યમાંથી મુક્ત થયા પછીજ ચક્ર-રત્નનું અર્ચન કર્યું. આ પ્રમાણે તેમનો મતિ-મોહ ઉદ્‌ભવતાંની સાથેજ નષ્ટ થયો એ પણ એમની મહત્તા સૂચવે છે.

* * * *

पढमसमोसरणमुहे, तुह केवलसुरवहूकओज्जोआ ।
जाया अग्गेइ दिसा, सेवासयमागयसिहिव्व ॥ १८ ॥

[प्रथमसमवसरणमुखे तव केवलसुरवधूकृतोद्द्योता ।
जाता आग्नेयी दिशा [2]सेवास्वयमागतशिखीव ॥]

प्र० वृ०—पढमसमोसरणत्ति । हे जगद्गुरो! तव प्रथमसमवसरणमहोत्सवे आग्नेयी दिक् साक्षात् त्वत्सेवोपनतवैश्वानरेव जातेति । तत्र प्रथमं केवलोत्पत्तेरनन्तरमाद्यं यत् समवसरणं चतुर्विधदेवनिकायविरचितं अष्टप्रातिहार्यजनितचमत्कारं तस्मिन् ( तस्य ? ) प्रारम्भे । किंविशिष्टा आग्नेयी दिक्? 'केवलसुरवधूकृतोद्द्योता' केवला-इतरनरादिजातिव्यतिरिक्ता याः सुरवध्वः-वैमानिकाप्सरसः ताभिः कृतोद्द्योता-देहदीधितिभिर्जनितप्रकाशा । तस्यां विदिशि पर्षत्त्रयं भविष्यति । तत्र प्रथमपरिषदि पुरस्सराः साधवः, द्वितीयस्यां वैमानिकदेव्यः, तृतीयायां प्रवर्तिनीसाध्व्यः । तदानीं च तीर्थस्याप्रवृत्तत्वेन साधुसाध्वीविरहितास्ता एव नाकिनितम्बिन्यः सन्ति । अत एव केवलपदोपादानम् । पुनः किंविशिष्टा? स्वयं सेवोपनतदहनदेवतेव । केन? सुरसीमन्तिनीजनिततनुतेजःपुञ्जव्याजेन ॥ इति अष्टादशगाथार्थः ॥ १८ ॥

---

१ 'महे' इत्यपि पाठः । २ 'सेवाऽऽशयमागत०' इत्यपि सम्भवति ।

## પદ્યાર્થ

જૈન દર્શનનું ગૌરવ—

"જેમ અન્ય (બૌદ્ધાદિક) દર્શનકારો લીલાપૂર્વક (જીવોને) મોક્ષે લઇ જાય છે, તેમ તું કરતો નથી, તોપણ (યથાર્થ દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ) તારા માર્ગમાં લાગેલા વિચક્ષણ જનો મોક્ષનાં સુખોને શોધે છે."—૩૧

## સ્પષ્ટીકરણ

મોક્ષ-પ્રાપ્તિનું સાધન—

એ તો આબાલગોપાલ પ્રસિદ્ધ વાત છે કે પરિશ્રમ કર્યા વિના ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતી નથી.[1] તેમાં પણ વળી જેટલી ઇષ્ટ વસ્તુની વિશિષ્ટતા તેટલે અંશે પરિશ્રમની પણ વિશેષતા રહેલી છે. જેમકે મૅટ્રિક્યુલેશન (સ્કૂલ-લિવિંગ)ની પરીક્ષામાં ઉત્તીર્ણ થવામાં જેટલા પ્રયાસની આવશ્યકતા રહેલી છે તેથી વિશેષ પ્રયાસની જરૂરિયાત એથી ઉત્તરોત્તર પરીક્ષામાં ફત્તેહમંદ થવા માટે સંભવે છે. આથી એમ. એ. ની અંતિમ પરીક્ષા પસાર કરવામાં સૌથી[2] વધારે પરિશ્રમની અપેક્ષા રહેતી હોય તો તે સ્વાભાવિક છે.

આ ઉપરથી સમજી શકાય છે કે જે સત્-ચિત્-આનન્દમય હોય, જ્યાં અજ્ઞાન કે દુઃખને માટે જરા પણ અવકાશ ન હોય, તેમજ જે પ્રાપ્ત કર્યા પછી તેને ગુમાવી બેસવાનું કદાપિ બનનારજ નહિ હોય તેમજ જે પ્રાપ્ત થતાં અન્ય કોઇ વસ્તુ પ્રાપ્ત કરવાની બાકી રહેતી ન હોય એવી મુક્તિ મેળવવી એ કંઇ જેવી તેવી વાત નથી. આવી મુક્તિ પરિશ્રમ વિના પ્રાપ્ત થાય ખરી? શું આહાર-વિહારમાં અનિયમિત રહેનાર તથા ભોગોપભોગમાં રચી પચી રહેનારી વ્યક્તિ મુક્તિ મેળવી શકે? નહિજ. એ તો જે કાયાને કસી શકે, [3]મનને મારી શકે, ત્યાગ-માર્ગને ગ્રહણ કરી શકે તેજ મુક્તિ-રમણીને વરી શકે. આવી પરિસ્થિતિમાં

---

૧ આથી વિપરીત હકીકત ક્વચિત્ આ સંસારમાં નજરે પડે છે. જેમકે **ભરત** ચક્રવર્તીએ ગૃહસ્થાશ્રમમાં રહીને પણ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું અને **મરૂદેવી** માતાએ તો હાથી ઉપર બેઠા બેઠા લીલામાત્રમાં કેવલજ્ઞાન અને તત્ક્ષણ મોક્ષ પ્રાપ્ત કર્યાં હતાં. ઉપલક દૃષ્ટિએ વિચારતાં એમ લાગે કે આવી અપૂર્વ વસ્તુઓ પણ વિના પ્રયાસે મળી શકે છે. પરંતુ વિશેષ વિચાર કરવામાં આવે તો માલૂમ પડશે કે આ તો પૂર્વ ભવમાં કરેલા વિશિષ્ટ પ્રયાસની પૂર્ણાહુતિરૂપજ છે અર્થાત્ કોઇ પણ ભવમાં મુક્તિને માટે મહેનત કર્યા વિના તે કોઇને પણ મળી હોય કે મળનાર હોય એવો ઉલ્લેખ શાસ્ત્રમાં કોઇ પણ સ્થળે નજરે પડતો નથી.

૨ વિદ્યાની કષ્ટ-સાધ્યતા માટે વિચારો—

મૅટ્રિકે માંદા પડ્યા, બી. એ.ના બેહાલ,<br>
એમ. એ. સરણ પથારીએ, એ વિદ્યાના હાલ.

૩ આ સંસારમાં અનેક પ્રકારના ધાર્મિક સંપ્રદાયો નજરે પડે છે. તે પૈકી એક સંપ્રદાયની એવી માન્યતા છે કે મનને જરા પણ મારવું નહિ, પરંતુ જે જે ઇચ્છા ઉદ્ભવે-પછી ભલે તે સારી હોય કે નઠારી-તે તે તૃપ્ત કરવી. આમ કરવાથી મન શાંત થાય છે અને તેથી મુક્તિ-માર્ગ મોકળો થાય છે. પરંતુ આ માન્યતા ભૂલ ભરેલી જણાય છે, કેમકે તૃષ્ણાનું ક્ષેત્ર મર્યાદિત નથી. એ તો જેમ અગ્નિમાં ઘી પડતું જાય તેમ તે વધારેને વધારે પ્રદીપ્ત થતો જાય, તેમ ઇચ્છારૂપ અગ્નિ પણ તેને તૃપ્ત કરવાના પ્રયત્ન કરવાથી તો વધારેને વધારે પ્રજ્વલિત થતો જાય છે.

निम्न-लिखित कथन रुचिकर બને ખરૂં?

"मृद्वी शय्या प्रातरुत्थाय पेया, मध्ये भक्तं पानकं चापराह्ने।
द्राक्षाखण्डं शर्करा चार्धरात्रौ, मोक्षश्चान्ते शाक्यसिंहेन दृष्टः॥"—शालिनी

અર્થાત્ (શયનાર્થે) પોચી પોચી શય્યા, સવારે (ઉઠીને પાન કરવા માટે) ચોખાની કાંજી, બપોરના (ભોજન માટે) ભાત, પાછળે પહોરે પાન અને અડધી રાતે દ્રાક્ષાનો ખણ્ડ અને સાકર (ખાવાં એમ કરવા છતાં) અન્તે શાક્યસિંહે (બુદ્ધે) મોક્ષ જોયો છે.

આ કથન પણ ગળે ઉતરે તેમ ન હોય તો શાક્ત ધર્મની તો વાતજ શી કરવી? એ ધર્મમાં તો પરદારાગમન, માંસનું ભોજન અને મદિરાનું પાન એ ત્રણે નિન્દ્ય વસ્તુનો પણ નિષેધ કરવામાં આવ્યો નથી. આ વાત શ્રીજયશેખરસૂરિકૃત પ્રબોધચિન્તામણિના ચતુર્થ અધિકારના નિમ્ન-લિખિત ૧૦૩ મા શ્લોક ઉપરથી જોઇ શકાય છે:—

"रण्डा चण्डादीक्षिता धर्मदारा, मांसं मद्यं भुज्यते पीयते च।
भिक्षाभोज्यं चर्मखण्डं च शय्या, कौलो धर्मः कस्य नो भाति रम्यः?॥"—शालिनी

અર્થાત્ વિધવા અને ક્રોધથી દીક્ષિત એવી વનિતાઓનો પત્ની તરીકે ઉપભોગ કરવો, માંસ ખાવું અને મદિરા પીવી, ભિક્ષા માંગીને ભોજન કરવું અને ચર્મના ખણ્ડનો શય્યા તરીકે ઉપયોગ કરવો એવો કૌલ ધર્મ કોને મનોહર ન લાગે?

સાંખ્ય-દર્શન તરફ નજર કરીશું તો તેમાં એવી માન્યતા જોવામાં આવે છે કે ક્રિયાઓ ગમે તેવી હોય, કિન્તુ જો પચ્ચીસ તત્ત્વોનું જ્ઞાન થયું હોય તો મુક્તિ અવશ્ય મળે છે. આ હકીકત માઠરભાષ્યના પ્રાન્ત ભાગમાં આપેલા નિમ્ન-લિખિત પદ્યમાં પ્રતિબિમ્બિત થાય છે:—

"हस पिब लल खाद मोद नित्यं, भुङ्क्ष्व च भोगान् यथाऽभिकामम्।
यदि विदितं ते कपिलमतं तत्, प्राप्स्यसि मोक्षसौख्यमचिरेण॥ १॥"

અર્થાત્ હસ, (યથેષ્ટ) પાન કર, વિલાસ કર, (ઇચ્છામાં આવે તે) ખા, મોજ માન અને સર્વદા યથારુચિ ભોગો ભોગવ. આમ કરવા છતાં પણ જો કપિલ (મહર્ષિ)નો મત તારા જાણવામાં આવ્યો છે, તો તું થોડા વખતમાં મોક્ષ-સુખ પામીશ.

આ કથન પણ વિચારણીય છે; કેમકે તત્ત્વ-જ્ઞાનજ મોક્ષનું કારણ નથી, પરંતુ યથાર્થ જ્ઞાન તેમજ ક્રિયા એ બંનેનો સહયોગ મોક્ષનું કારણ છે. વળી [1]યથાર્થ જ્ઞાનનું ફળ પણ વિરતિજ હોઇ શકે એ નિર્વિવાદ વાત છે. આ સંબંધમાં દશવૈકાલિક સૂત્રના ષડ્જીવનિકાય નામના ચતુર્થ અધ્યયનનો નિમ્ન-લિખિત શ્લોક મનન કરવા જેવો છે.

"[2]जयं चरे जयं चिट्ठे, जयमासे जयं सए।
जयं भुंजंतो भासंतो, पावं कम्मं न बंधइ॥ ८॥"

---

१ સરખાવો—

"विनयफलं शुश्रूषा, गुरुशुश्रूषाफलं श्रुतज्ञानम्।
ज्ञानस्य फलं विरतिर्विरतिफलं चास्रवनिरोधः॥"
—પ્રશમરતિ શ્લો० ७२

२ છાયા—

यतं चरेत् यतं तिष्ठेत् यतमासीत यतं स्वपेत्।
यतं भुञ्जानः (यतं) भाषमाणः पापं कर्म न बध्नाति॥

અર્થાત્ (જે જીવ) ઈર્યાસમિતિરૂપ ઉપયોગ પૂર્વક ચાલે, ઉપયોગ પૂર્વક ઉઠે, ઉપયોગ પૂર્વક બેસે, ઉપયોગ પૂર્વક સૂવે અર્થાત્ કામોદ્દીપક શય્યાનો ત્યાગ કરે, યતના પૂર્વક ભોજન કરે (નહિ કે માદક પદાર્થો ખાય) અને સંભાળ પૂર્વક બોલે, તો તે પાપ-કર્મ બાંધતો નથી એટલે કે તે સત્વર મોક્ષ પ્રાપ્ત કરે છે.

* * * *

एवं तावद् भगवन्मार्गानुगमनेन शिवसुखान्वेषिणां क्रमेण तद्योग्यताभिहिता । साम्प्रतं भगवद्दर्शनमात्रेणैव यद् भवति तदाह—

सारि व्व बंधवहमरणभाइणो जिण! न हुंति पइं दिट्ठे ।
अक्खेहिं वि हीरंता, जीवा संसारफलयम्मि ॥ ३२ ॥

[ शारय इव बन्ध-वध-मरणभागिनो जिन! न भवन्ति त्वयि दृष्टे ।
अक्षैरपि ह्रियमाणा जीवाः संसारफलके ॥ ]

प्र० वृ०—सारि व त्ति । हे जिन! रागादिजयनशील! स्वामिन्! अमी जीवाः त्वयि दृष्टे बन्धवधमरणभागिनो न भवन्ति । तत्र बन्धो रज्ज्वादिभिः, वधो लकुटादिभिः, मरणं—प्राणच्यावः, बन्धश्च वधश्च मरणं चेत्यादि द्वन्द्वः । एतद्भाजनं जीवा न भवन्ति । क्व सति? त्वयि (दृष्टे, त्वयि) देवत्वबुद्धावारोपितायामित्यर्थः । किंविशिष्टा जीवाः? 'अक्खेहिं वि हीरन्ता' अक्षैः—इन्द्रियैः, अपिशब्दस्य भिन्नक्रमत्वात् ह्रियमाणा अपि—कृष्यमाणा अपि । क्व? 'संसारफलयम्मि' संसार एव चतुरन्तत्वात् फलक इव फलकस्तस्मिन् । इह च बन्धवधमरणानि यद्यपि मनुष्यजातावपि सम्भवन्ति तथापि तिर्यगादियोनिसम्बन्धीन्येव गृह्यन्ते । इतरग्रहणे को दोष इति चेत्, उच्यते—अत्रैव पूर्वापरविरोधः स्यात् । कथमिति चेदुच्यते—पश्य च । इह किल भाविभद्राणां भव्यप्राणिनां भगवति विशुद्धा देवत्वबुद्धिः परमार्थतो भगवद्दर्शनमभिधीयते सैव च सम्यक्त्वम् । तन्मात्रेण च नरकतिर्यग्गती परं निरुध्येते, न तु देवमनुष्यगती अपि । तथा च गाथोत्तरार्धे अक्षैः—इन्द्रियैः संसारफलके ह्रियमाणा अपि—मनुष्यदेवादिगतिषु भ्राम्यमाणा अपीत्युक्तम् । अतः कथं सम्यक्त्वाङ्गीकारेण मनुष्यदेवादिगतिसम्बन्धिवधबन्धादिनिरासः? तिर्यङ्नरकगतिसम्बन्धिनां तु वधबन्धादीनामङ्गीकृतसम्यक्त्वानामयुक्तता एव । तथा च धर्मदासगणिः—

"सम्मत्तम्मि उ लद्धे, ठइयाइं नरयतिरिअदाराइं ।
दिव्वाणि माणुसाणि य, मुक्खसुहाइं सहीणाइं ॥ १ ॥"—आर्या

—( उपदेशमालायां गा० २७० )

---

१ छाया—

सम्यक्त्वे तु लब्धे स्थगितानि नरकतिर्यग्द्वाराणि ।
दिव्यानि मानुषाणि च मोक्षसुखानि स्वाधीनानि ॥

सम्यक्त्वे लब्धे तुशब्दादबद्धायुष्काणामवान्तसम्यक्त्वानां च जीवानां तिर्यग्नरक-गतिद्वाराणि स्थगितानि, देवमनुष्यसम्बन्धीनि सुखानि स्वाधीनान्येवेति । अत्रोपमामाह । जीवाः का इव? 'सारि व' शारय इव । यथा शारयः काष्ठादिमय्यो–दुरोदरोपकरणानि ताः अक्षैः–पाशकैः प्रतीतैरेव फलके–शारिक्रीडाफलके ह्रियमाणाः–सञ्चार्यमाणा वन्धवध-मरणानि कितवप्रतीतानि भजन्ते–प्राप्नुवन्ति तथा जीवाः त्वयि दृष्टे वन्धवधादीनां भाजनं न भवन्ति । इति द्वात्रिंशत्तमगाथार्थः ॥ ३२ ॥

हे० वि०—साम्प्रतं भगवद्दर्शनमाहात्म्यद्वारेण स्तुतिमाह—(सारि व त्ति)।

हे जिन! त्वयि दृष्टे–सम्यगवलोकिते जीवाः संसारफलके वंधवन्धमरणभाजो न भव-न्तीति सम्वन्धः। किंविशिष्टाः? येऽपि ह्रियमाणा अपि । कैरित्याह—अक्षैः–इन्द्रियैः । के इव? सा(शा)रा इव । कोऽभिप्रायः? यथा सा(शा)राः अक्षैः–पाशैः फलके–द्यूतफलके प्रतीते ह्रियमाणाः वंधवन्धमरणभाजो भवन्ति तथा जीवाः संसारे त्वयि दृष्टे वंधवन्धमर-णभाजो न भवन्तीति सण्टङ्कः ॥ ३२ ॥

## શબ્દાર્થ

सारी ( शारयः )=( શેતરંજ કે સોગટાબાજીનાં ) મહોરાં.
व ( इव )= જેમ.
बंध ( बन्ध )=બંધ, બંધન.
वह ( वध )=વધ, નાશ.
मरण ( मरण )=મરણ, મૃત્યુ.
भाइ ( भागिन् )=ભાગી.
वंधवहमरणभाइणो=બંધ, વધ અને મરણના ભાગી.
जिण ! ( जिन ! )=હે તીર્થંકર !
न ( न )=નહિ.
हुंति ( भवन्ति )=થાય છે.
पइं ( त्वयि )=તું.
दिट्ठे ( दृष्टे )=જોવાય.
अक्खेहिं (अक्षैः)=(૧) પાસાઓ વડે; (૨) ઇન્દ્રિયો વડે.
वि ( अपि )=ભિન્ન ક્રમ સૂચક અવ્યય.
हीरंता ( ह्रियमाणाः )=હરાયેલા, ખેંચાયેલા.
जीवा ( जीवाः )=જીવો, પ્રાણીઓ.
संसार ( संसार )=સંસાર.
फलय ( फलक )=ફલક, શેતરંજનું પાટિયું,
संसारफलयम्मि=સંસારરૂપી ફલકને વિષે.

## પદ્યાર્થ

પ્રભુ-દર્શનનો પ્રભાવ—

"જેમ પાસાઓ વડે ખેંચાયેલાં ( ચલાવાતાં ) મહોરાં બંધ, વધ અને મરણના ભાજન બને છે, તેમ હે તીર્થંકર ! (આ) સંસારરૂપી ફલકમાં ઇન્દ્રિય ( રૂપ મહોરાં ) વડે (જન્મ-મરણને વશ થઇ અન્યાન્ય દુર્ગતિમાં ) ભ્રમણ કરતા જીવો જ્યારે તને ( યથાર્થ બુદ્ધિ વડે ) જુએ છે, ત્યારે તેઓ ( તિર્યંચ અને નરક ગતિ સંબંધી ) બંધ, વધ અને મરણના ભાગી થતા નથી."—૩૨

❀ ❀ ❀ ❀

१–२ 'बन्धवधमरण०' इति प्रतिभाति ।

ये त्वव्यवहारिकराशिमध्यगतत्वेन सर्वथैव मार्गमात्रस्याप्यनभिज्ञा निगोदजीवास्तेषां स्वरूपमाह—

> अवहीरिआ तए पहु !, निंति निओगिक्कसंखलाबद्धा ।
> कालमणंतं सत्ता, समं कयाहारनीहारा ॥ ३३ ॥

> [ अवधीरितास्त्वया प्रभो ! नयन्ति निगोदैकशृङ्खलाबद्धाः ।
> कालमनन्तं सत्त्वाः समं कृताहारनीहाराः ॥ ]

प्र० वृ०—अवहीरअ त्ति । हे प्रभो !–भुवनस्वामिन् ! त्वदवधीरिताः सत्त्वा अनन्तकालं प्रस्तावात् निगोदेषु नयन्तीति सण्टङ्कः । तत्रावधीरिताः–अवगणिताः । केन ? त्वया । भगवदवधीरणा च तेषां सामग्रीसाकल्येनैव धर्मोपदेशादिप्रसाददानस्य कदाचिदप्यविषयीकृतत्वम्( त्वात् ?) । किंविशिष्टाः सन्तः ? निओगिक्कत्ति । निगोदैकशृङ्खलाबद्धाः निगोदरूपिणी या एका–संलग्ना शृङ्खला तया निबद्धा–निबिडनियन्त्रिताः । निगोदाः–आगमप्रसिद्धाश्चतुर्दशरज्ज्वात्मकलोकवर्तिनोऽसङ्ख्येया अनन्तजन्त्वाधाराः शरीरविशेषा एव तद्वर्तिनो जन्तवः परमसूक्ष्माः परस्परं सुश्लिष्टा निशातैरपि शस्त्रैश्छेदयितुं, विपुलैरपि सलिलैः प्लावयितुं, प्रहुते(दीप्ते)नापि हुतभुजा भस्मीकर्तुं अशक्याः तथा स्वाभाव्यादेवोच्छ्वासनिःश्वासमात्रकालान्तराले साधिकसप्तदशभवग्रहणप्रवणाः, केवलं केवलिदृश्या एव स्युः । पुनः किंविशिष्टाः ? समं कयत्ति । तथा स्थितिसद्भावात् समम्–एककालं वा कृतावाहारानीहारौ यैस्ते तथा । उच्छ्वासनिःश्वासयोरुपलक्षणं चैतत् । एवं च ते कियन्तं कालम् ? अनन्तं, अनन्तान् पुद्गलपरावर्तानित्यर्थः । तथाविधाश्च ते कथं भगवदुपदेशयोग्याः ? अवधीरणाऽप्यत एव तेषाम् । अथवा अन्येऽपि ये नियोगिप्रमुखाः प्रभुणा राज्ञा तथाविधापराधवशादवगणिता भवन्ति तेऽपि परापरापराधिसंघट्टसण्टङ्केष्वपि निगोदप्रायेषु गुप्तिगृहेषु पतितास्तथाविधाऽयोमयैकशृङ्खलानिबिडनिगडिताः समकालकृताहारनीहाराश्च प्रभूतं कालं गमयन्ति । इति त्रयस्त्रिंशत्तमगाथार्थः ॥ ३३ ॥

हे० वि०—अधुना भगवदनादरदुःखकथनमुखेन स्तुतिमाह—(अवहीरिअ त्ति) ।

हे प्रभो !–स्वामिन् ! त्वया–भवता अवधीरिता–अवज्ञाताः सत्त्वाः–प्राणिनो नयन्ति–गमयन्ति । कम् ? कालम् । कियन्तम् ?–अनन्तम् । किंविधाः सन्तः ? 'निगोदैकशृङ्खलाबद्धाः' निगोदानामेका चासौ शृङ्खला च निगोदैकशृङ्खला तया बद्धाः–क्रोडीकृताः, यद्वा त एव शृङ्खला तया बद्धाः । पुनः किंविधाः ? समम्–एककालं कृतौ आहारनीहारौ यैस्ते तथाविधाः । ननु भगवतः किं समस्त्यवज्ञाकरणं सत्त्वेषु येनेदमुच्यते ? नैव, परं ये पुलकितगात्रा भगवन्तं नावलोकयन्ति ते भगवतावधीरिता भण्यन्ते ॥ इति तात्पर्यार्थः ॥३३॥

## શબ્દાર્થ

**अवहीरिआ** ( अवधीरिताः )=અવગણના પામેલા, તિરસ્કાર કરાયેલા.
**तए** ( त्वया )=તારાથી.
**पहु!** ( प्रभो! )=હે નાથ!
**निंति** ( नयन्ति )=પસાર કરે છે.
**निओग** ( निगोद )=નિગોદ.
**निओग** ( नियोग ) નિયોગ.
**इक्क** ( एक )=એક.
**संखला** ( शृङ्खला )=શૃંખલા, સાંકળ.
**बद्ध** ( बद्ध )=બંધાયેલ.
**निओगिक्कसंखलाबद्धा**=નિગોદરૂપ એક શૃંખલાથી બંધાયેલા.
**कालं** ( कालं )=કાળને.
**अणंतं** ( अनन्तं )=અનન્ત.
**सत्ता** ( सत्त्वाः )=જીવો.
**समं** ( समं )=સાથે.
**कय** ( कृत )=કરેલ.
**आहार** ( आहार )=આહાર.
**नीहार** ( नीहार )=નીહાર.
**कयाहारनीहारा**=કર્યો છે આહાર અને નીહાર જેમણે એવા.

## પદ્યાર્થ

પ્રભુના અનાદરનું ફળ—

" ( જેમ કેટલાક અમલદારો રાજાની અવગણના થતાં નિગોદ જેવા કારાગૃહમાં લોખંડની સાંકળો વડે જકડાઇ જઇ અન્ય કેદીઓની સાથે સમકાલે આહાર અને નીહારની ક્રિયાઓ કરતાં ઘણો કાળ ગુમાવે છે, તેમ ) હે નાથ! ( અવ્યવહાર રાશિને પ્રાપ્ત થયેલા હોવાથી સાધનના અભાવે ધર્મોપદેશથી વંચિત હોવાને લીધે ) આપના વડે અવગણના કરાયેલા જીવો નિગોદરૂપ એક (જ) શૃંખલા વડે બંધાઇ એકી સાથે આહાર–નીહાર કરતા અનંત કાળ ગુમાવે છે. "—૩૩

## સ્પષ્ટીકરણ

નિગોદ–વિચાર—

આ પદ્યમાં સૂચવ્યા મુજબ આ જીવો એક બીજાની સાથે સમકાળે આહાર–નીહાર કરે છે એટલુંજ નહિ, પરંતુ તેમની ઉચ્છ્વાસ અને નિઃશ્વાસરૂપ ક્રિયાઓના તેમજ શરીર–નિષ્પત્તિ તથા વ્યુત્કાન્તિના સંબંધમાં પણ તેમજ સમજવું જોઇએ. આ વાતની પ્રજ્ઞાપના–સૂત્રની નિમ્નલિખિત ગાથાઓ સાક્ષી પૂરે છે:—

"समगं वक्कंताणं, समगं तेसिं सरीरनिप्फत्ती ।
समगं आहारगहणं, समगं उस्सासनिस्सासा ॥
[ समकं व्युत्क्रान्तानां समकं तेषां शरीरनिष्पत्तिः ।
समकमाहारग्रहणं समकमुच्छ्वासनिःश्वासौ ॥]
साहारणमाहारो, साहारणमाणपाणगहणं च ।
साहारणजीवाणं, साहारणलक्खणं एयं ॥"
[ साधारण आहारः साधारणमानप्राणग्रहणं च ।
साधारणजीवानां साधारणलक्षणमेतत् ॥]

હવે આ જીવોના પણ વ્યાવહારિક અને અવ્યાવહારિક એમ જે બે ભેદો પડે છે તે તરફ દૃષ્ટિપાત કરીએ, કેમકે તેમ કર્યા વિના પ્રથમ ટીકાનો આશય સ્પષ્ટ રીતે સમજાય તેમ નથી. જે જીવો આ અનાદિ-સૂક્ષ્મ-[1]નિગોદમાંથી એક વાર પણ બહાર નીકળી અર્થાત્ મરીને પૃથ્વીકાયાદિકરૂપે ઉત્પન્ન થયા છે તે 'વ્યાવહારિક' કહેવાય છે. આ જીવો કર્મવશાત્ ફરીથી સૂક્ષ્મ નિગોદમાં ઉત્પન્ન થાય તો પણ તેમને 'વ્યાવહારિક' કહેવામાં આવે છે, કારણકે તેઓ એક વાર વ્યવહાર-રાશિમાં આવી ગયા છે અને ફરીથી તેમ થનાર છે એ નક્કી છે.

જે જીવો વ્યવહાર-રાશિમાં આવ્યા નથી તે અવ્યાવહારિક છે એ દેખીતું છે. વળી એવા પણ અનંત જીવો છે કે જેઓ અત્યાર સુધી વ્યવહાર-રાશિમાં આવ્યા પણ નથી અને આવશે પણ નહિ[2] (આ જીવોને 'જાતિ-ભવ્ય' કહેવામાં આવે છે).

**વિશેષણવતી**માં પણ કહ્યું છે કે—

"[3]अत्थि अणंता जीवा, जेहिं न पत्तो तसाइपरिणामो ।
ते वि अणंताणंता, निगोअवासं अणुहवंति ॥"

**બૃહત્-સંગ્રહણી**માં ૩૦૨ મી ગાથા તરીકે આ નજરે પડે છે. આ સંબંધમાં એ પણ ઉમેરવું આવશ્યક સમજાય છે કે જેટલા જીવો વ્યવહાર-રાશિમાં મુક્તિ-પદને પામે છે, તેટલાજ જીવો અનાદિ નિગોદમાંથી બહાર નીકળે છે અર્થાત્ અવ્યવહાર-રાશિમાંથી વ્યવહાર-રાશિમાં આવે છે. આ વાતની **પ્રજ્ઞાપના-વૃત્તિ** સાક્ષી પૂરે છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

"[4]सिज्झंति जत्तिया किर, इह संववहाररा[5]सिमज्झाओ ।
इंति अणाइवणस्सइ-[6]मज्झाओ तत्तिआ तम्मि ॥"

વળી અત્ર લક્ષ્યમાં જેવી હકીકત તો એ છે કે અનન્ત કાળે પણ જેટલા જીવો મોક્ષે ગયા હશે, તેની સંખ્યા એક નિગોદના અનંતમે ભાગે છે. કહ્યું પણ છે કે—

"[7]जइया य होइ पुच्छा, जिणाण मग्गंमि उत्तरं तइया ।
इक्कस्स निगोअस्स य, अणंतभागो उ सिद्धिगओ ॥"

---

૧ પ્રથમ ટીકામાં નિવેદન કર્યા મુજબ આગમ-પ્રસિદ્ધ, ચૌદ રજ્જુ પ્રમાણક લોકમાં વર્તનારા તેમજ અનન્ત જંતુઓના આધારરૂપ એવાં અસંખ્યેય શરીરો 'નિગોદ' કહેવાય છે. સૂક્ષ્મ સાધારણ વનસ્પતિકાયના જીવોના શરીરને ઉદ્દેશીને અત્ર નિગોદ શબ્દનો વ્યવહાર કરવામાં આવ્યો છે. બાકી બાદર સાધારણ વનસ્પતિકાયના જીવોના શરીરને પણ 'નિગોદ' કહેવામાં આવે છે.

૨ અવ્યવહાર-રાશિમાંથી જો અભવ્ય બહાર આવે તો કાલાન્તરે વ્યવહાર-રાશિ અભવ્યમય બની જાય એમ કેટલાક માને છે.

૩-૪ છાયા—

सन्ति अनन्ता जीवा यैर्न प्राप्तस्त्रसादिपरिणामः ।
तेऽपि अनन्तानन्ता निगोदवासमनुभवन्ति ॥
सिद्ध्यन्ति यावन्तः किल इह संव्यवहारराशिमध्यतः ।
आयान्ति अनादिवनस्पतिमध्यतस्तावन्तस्तस्मिन् ॥

५ 'जीवरासीओ' इति पाठान्तरम् । ६ 'रासीओ' इत्यपि पाठः ।

૭ છાયા—

यदा च भवति पृच्छा जिनानां मार्गे उत्तरं तदा ।
एकस्य निगोदस्य चानन्तभागस्तु सिद्धिं गतः ॥

આ ગાથામાં એક નિગોદ એમ જે કહેવામાં આવ્યું છે તે ઉપરથી નિગોદની કોઇક સંખ્યા હોવી જોઇએ એમ જે અનુમાન થાય છે તે વાસ્તવિક છે, કેમકે તેની સંખ્યા અસંખ્યેય છે. વળી અસંખ્યેય નિગોદથી એક ગોળો બને છે અને આવા ગોળા પણ ત્રૈલોક્યમાં અસંખ્યેય છે. આ વાતની **સંગ્રહિણી**ની નિમ્ન-લિખિત ૩૦૧ મી ગાથા સાક્ષી પૂરે છે:—

"गोला य असंखिज्जा असंखनिगोय गोलओ भणिओ।
इक्किक्कम्मि निगोए अणंतजीवा मुणेयव्वा ॥"

ગોળ લાડવા જેવી આકાશ-પ્રદેશોની રચના કે જેને ગોળા (सं. गोलक) કહેવામાં આવે છે તે પૂર્ણ તેમજ અપૂર્ણ એમ બંને પ્રકારે સંભવે છે. કેમકે જ્યાં ઉપર નીચે તેમજ પૂર્વાદિક ચારે દિશાઓમાં લોક છે, ત્યાં પૂર્ણ ગોળા ઉત્પન્ન થાય છે. પરંતુ લોકના અન્તમાં જ્યાં ખૂણા (सं. निष्कूट) નીકળેલા હોય છે તેવા સ્થાનમાં ત્રણ દિશાએ અલોક છે અને આવા સ્થાનમાં કે જ્યાં ત્રણ દિશાથીજ આહાર મળી શકે છે ત્યાં તેમજ ચાર અને પાંચ દિશામાંથી પણ જ્યાં આહારનો સદ્ભાવ છે તેવા સ્થાનમાં પણ પૂર્ણ ગોળા ઉત્પન્ન થઇ શકતા નથી, પરંતુ ખંડ ગોળા ઉત્પન્ન થાય છે. આ સંબંધમાં **લોકપ્રકાશ**ના દ્રવ્યલોકના નામથી ઓળખાતા પ્રથમ વિભાગના ચતુર્થ સર્ગમાં તેમજ **નિગોદષટ્ત્રિંશિકા**માં પણ બહુ સારી રીતે વિવેચન કરવામાં આવ્યું છે. પરંતુ ગ્રન્થ-ગૌરવના ભયથી તે અત્ર આપવામાં આવતું નથી. તેના જિજ્ઞાસુએ ઉપર્યુક્ત ગ્રન્થ જોવા એવી વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

ॐ ॐ ॐ ॐ

सामग्रीविशेषे सर्वासु अवस्थासु भगवतः सेव्यत्वमाह—

**जेहिं तविआणं तव-निहि ! जायइ परमा तुमम्मि पडिवत्ती।**
**दुक्खाइं ताइं मन्ने, न हुंति कम्मं अहम्मस्स ॥ ३४ ॥**

**[ यैस्तापितानां तपोनिधे ! जायते परमा त्वयि प्रतिपत्तिः।**
**दुःखानि तानि मन्ये न भवंति कर्माधर्मस्य ॥ ]**

प्र० वृ०—जेहिंति। हे तपोनिधे!-दुस्तपतपोनिलय! किलेदं सकलदर्शनसम्मतमेतत् यत् पापमूलानि दुःखानीति। अहं त्वेवं मन्ये—यत् तानि दुःखानि अधर्मस्य-पाप्मनः कर्म-कृतिर्न भवन्ति। अत्र दुःखकर्मपदयोर्न विशेषणविशेष्यभावः अपि तु अनुवाद्यविधेय-भावस्तेन कर्तृकर्मणोः भेदकत्वेन एकवचनं न विरुद्धम्। न तान्यधर्मकर्तृकाणीति सम्बन्धः। यैः किंविशिष्टैरित्याह-जेहिन्ति। यैर्दुःखैस्तापितानाम्-अत्यर्थं कदर्थितानां। 'जायइ'त्ति त्वयि विषये परमा-सर्वोत्कृष्टा प्रतिपत्तिः-आन्तरा प्रीतिर्जायते-प्रादुर्भवति। किलास्ति अयं

---

१ છાયા—

गोलाश्चासङ्ख्याता असङ्ख्यनिगोदो गोलको भणितः।
एकैकस्मिन् निगोदेऽनन्ता जीवा ज्ञातव्याः ॥

लोकवादः यदार्ता देवानां भक्ता भवन्ति, अतो यैर्दुःखैरत्यन्तमुद्वेजिताः प्राणिनः त्वयि अभङ्गुरां भक्तिं दधति कहं-कथं तानि पापमूलानीति मन्ये ? । यदि च तानि पापमूलान्येव स्युः तदा नियतं कारणानुरूपं हि कार्यमुत्पद्यत इति न्यायात् स्वानुरूपानुबन्धिनीमेव धियमुत्पादयेयुः । इदमत्र हृदयम्-तथाविधपुराकृतदुष्कृतवशादवश्यं दुःस्थामवस्थां तावत् प्राणिनः प्राप्नुवन्ति । तस्यां चापतितायामविवेकिनामार्तरौद्रवासनैव प्रायशः सान्निध्यमध्यास्ते । ये तु विकस्वरविवेकास्तस्यामप्यवस्थायामेवं मनसि दधति-यतः नूनमधन्यैरस्माभिरन्यजन्मन्यपि न तावत् सर्वज्ञसेवाहेवाकः कृतः; कथमन्यथा दुरवस्थेयम् ? तदधुनाप्यस्माकं भगवानेव शरणं गतिर्मतिरिति । तस्मात् सुखानुबन्धित्वेन दुःखान्यपि अमूनि कथमधर्मकर्तृकाणि ? प्रत्युत स्पृहणीयानि । इति चतुस्त्रिंशत्तमगाथार्थः ॥ ३४ ॥

हे० वि०—सम्प्रति दुःखान्यपि शुभकारणानि भगवद्दर्शने भवन्तीति दर्शयन्नाह—

( जेहिंति ) । हे तपोनिधे ! यैर्दुःखैस्तप्तानां देहिनामिति गम्यते । जायते-उत्पद्यते । काऽसावित्याह-प्रतिपत्तिः-शुभभावना । क्व ? त्वयि-भवति । किंरूपा ? परमा-प्रधाना । तानि दुःखानि अहमेवं शङ्के-न भवन्त्येव । किं तत् ? कर्म-फलम् । कस्य ? अधर्मस्य-पापस्य । धर्मफलमेव इति भावार्थः ॥ ३४ ॥

## શબ્દાર્થ

जेहिं ( यैः )=જેનાથી.
तविआणं ( तापितानां )=સંતાપ પામેલાના, દુઃખી થયેલાના.
तव ( तपस् )=તપ, તપશ્ચર્યા.
निहि ( निधि )=નિધિ, ભંડાર.
तवनिहि !=હે તપોનિધિ !
जायइ ( जायते )=ઉત્પન્ન થાય છે.
परमा ( परमा )=ઉત્કૃષ્ટ, અત્યંત.
तुमम्मि ( त्वयि )=તારે વિષે.
पडिवत्ती ( प्रतिपत्तिः )=આન્તરિક પ્રીતિ.
दुक्खाइं ( दुःखानि )=દુઃખો.
ताइं ( तानि )=તે.
मन्ने ( मन्ये )=હું માનું છું.
न ( न )=નહિ.
हुंति ( भवन्ति )=હોય છે.
कम्मं ( कर्म )=કર્મ.
अहम्मस्स ( अधर्मस्य )=અધર્મનું, પાપનું.

## પદ્યાર્થ

સંકટ-સમયે પ્રભુ-સેવા—

"હે તપોનિધિ ! જે દુઃખોથી પીડિત થયેલા ( જીવો )ને તારે વિષે અત્યન્ત આન્તરિક પ્રીતિ ઉદ્ભવે છે, તે દુઃખો અધર્મના કર્મરૂપ નથી ( પરંતુ પુણ્યાનુબંધી હોવાથી ઉલટા પ્રશંસનીય છે )."—૩૪

## સ્પષ્ટીકરણ

પદ્ય-નિષ્કર્ષ—

જે જે જીવ દુઃખી હોય છે તે તે જીવ પોતાનો સમય અશુભ ધ્યાનમાં ગાળી અધર્મને પંથે ચડે છે એવી માન્યતામાં કેટલી સત્યતા છે તેનો અત્ર વિચાર કરવામાં આવે છે. મોટે

માગે આવા જીવો પુણ્ય ન કરતાં પાપ બાંધે છે પરંતુ યાદ રાખવું જોઇએ કે "સુખમાં સોની દુઃખમાં રામ" એ કથન મુજબ કેટલાક જીવો તો વિપત્તિના સમયે ઇશ્વરના નામનું સ્મરણ કરે છે, કેમકે તેઓ સમજે છે કે પૂર્વે ઇશ્વરની ભક્તિ ન કરી તેનું તો આ અનિષ્ટ પરિણામ અમે ભોગવી રહ્યા છીએ અને આનાથી બચવાનો માર્ગ એ છે કે આ દુઃખથી કંટાળી ન જતાં તેને ધૈર્યપૂર્વક સહન કરી યથેષ્ટ સમય ઇશ્વરના ગુણ-ગ્રામ ગાવામાં ગાળવો જોઇએ.

આ પ્રમાણે જે કદર્થિત મનુષ્યો કષ્ટના સમયમાં ઇશ્વર-ભક્તિ કરવા ખરા અંતઃકરણથી પ્રેરાય છે, તેમનાં કષ્ટોને કે દુઃખને પાપના હેતુ નજ ગણી શકાય એ દેખીતી વાત છે અર્થાત્ તે [1]પુણ્યાનુબંધી પાપ છે, નહિ કે પાપાનુબંધી પાપ.

* * * *

होही मोहुच्छेओ, तुह सेवाए धुव त्ति नंदामि ।
जं पुण न वंदिअव्वो, तत्थ तुमं तेण झिज्जामि ॥ ३५ ॥

[ भविष्यति मोहोच्छेदस्तव सेवया ध्रुव इति नन्दामि ।
यत् पुनर्न वन्दितव्यस्तत्र त्वं तेन क्षीये ॥ ]

प्र० वृ०—होहीति । हे मोहद्रोहकारिन्! भगवन्! अहं नन्दामि । 'टुनदि(टु) समृद्धौ' (सिद्ध० धा०) धातुः, ततो हर्षसमृद्धिवन्धुरो भवामि इति गाथापूर्वार्धसम्बन्धः । साम्प्रतं हर्षहेतुमाह–यद्वशाद् देहिनः चतुरन्तदुरन्तसंसृतिसङ्गताः सकलैहिकामुष्मिककायिकवाचिकमानसिकासङ्ख्यदुःखलक्षाणि अनुभवन्ति तस्य मोहस्य–मोहनीयकर्मणः उत्–प्राबल्येन छेदः–समुच्छित्तिर्भविष्यति ध्रुवो–निश्चित इति–अस्माद्धेतोर्नन्दामि । केनोपायेन पुनस्तदुच्छेदस्तदाह—तुह सेवाए त्ति । तव सम्बन्धिनी या पर्युपास्तिस्तया, त्रिकरणशुद्ध्या त्वदाज्ञाप्रतिपालनेनेत्यर्थः । युक्तियुक्तं चैतत् । यतः [2]यच्छीलस्तच्छीलाः प्रकृतयस्तस्य, अतस्तव समूलोन्मूलितमोहस्य सन्निहितसेवकानां मोहोच्छेदः समुचित एव । साम्प्रतं हर्षे सत्यपि

---

१ જૈન શાસ્ત્રમાં જેમ પુણ્યના પુણ્યાનુબંધી પુણ્ય અને પાપાનુબંધી પુણ્ય એમ બે પ્રકારો પાડેલા છે, તેમ પાપના પણ આવા બે પ્રકારો પાડેલા છે. પૂર્વ જન્મમાં જે દુષ્કૃત્ય કર્યા હોય તેનું અનિષ્ટ ફળ આ જન્મમાં ભોગવતાં જતાં સાથે સાથે પુણ્ય બંધાતું જાય તે પુણ્યાનુબંધી પાપ છે, જ્યારે એવું અનિષ્ટ ફળ ભોગવતી વેળાએ જો પાપ બંધાતું જાય તો તે પાપાનુબંધી પાપ છે. એવીજ રીતે પૂર્વ જન્મમાં જે સુકૃત કર્યા હોય તેના ફળ તરીકે સુખ ભોગવતી વેળાએ જો પુણ્ય બંધાતું જાય અર્થાત્ સારાં કાર્યો થતાં જાય તો તે પુણ્ય પુણ્યાનુબંધી છે. એથી વિપરીત પુણ્ય તે પાપાનુબંધી છે. આ પ્રકારના પુણ્ય અને પાપના પ્રકારો ધ્યાનમાં લેતાં ધર્મીને ઘેર ધાડ કેમ આવે છે તે પણ સમજી શકાય છે, કેમકે આ તો પુણ્યાનુબંધી પાપનું ફળ તે ભોગવે છે, ભવિષ્યમાં જરૂર તેને સુખ મળશેજ. એવી રીતે ખોટે માર્ગે જનારો પણ ફાવી જતો દેખાય છે તે પાપાનુબંધી પુણ્યનો પ્રભાવ છે. પૂર્વ જન્મમાં તેણે જે પુણ્ય કર્યું હતું તેનું તે અત્યારે ઇષ્ટ ફળ ભોગવે છે. બાકી હવે પછી તો પોતાનાં દુષ્કૃત્ય બદલ તે જરૂર દુઃખી થશે.

२ 'यच्छीलो नृपस्तच्छीलाः' इति प्रतिभाति ।

पुनरेकं विपादहेतुमाह—जं पुण त्ति। हे नाथ! तेन कारणेनाहं पुनः पुनरपि झिज्जामि-क्षीणो भवामीति गाथोत्तरार्धसम्बन्धः। क्षीणत्वे हेतुमाह—यद्-यस्माद्धेतोः तत्र-तस्मिन् मोहोच्छेदे सञ्जाते सति त्वं तादृगुपकारकोऽपि स प्रभुर्मया न वन्दिअव्वो-पञ्चाङ्गप्रणामेन सद्भूतगुणस्तुत्या च न वन्दनीयः। अनया चिन्तयाऽऽचान्तचित्तस्य समुचितं क्षीणत्वम्। इयमत्र भावना-त्वया मां सन्निहितसेवकं मोहोच्छेदेनात्मनः समानपदवीमारोपयिष्यता-करिष्यता सुस्वामिधर्मः। मम पुनः प्रणाममात्रेणापि तत्र वाञ्छितस्य कथं भृत्यधर्मनिर्वाह इत्यहो मम कृत(घ्नता)। क्षीणमोहः केवली केवलिनं न नमस्करोति (इति नियमः)॥ इति पञ्चत्रिंशत्तमगाथार्थः॥ ३५॥

हे० वि०—भगवत्सेवाफलमाह-(होहीति)।

हे स्वामिन्! भविष्यति-सम्पत्स्यते। कोऽसौ? मोहोच्छेदः-मोहविनाशः तव सेवया-भवतः पर्युपासनया ध्रुवो-निश्चित इति नन्दामि-हर्षमनुभवामि। यत् पुनर्न वन्दितव्यो-न वन्दनीयः तत्रेति मोहोच्छेदे त्वं-भवान् तेन कारणेन झिज्झा(ज्जा)मि-खेदं गच्छामि। किमुक्तं भवति? कविर्धनपालनामा आत्मनो भक्त्यतिशयमाचष्टे इति गुरूपदेशः॥३५॥

## શબ્દાર્થ

होही (भविष्यति)=હોશે, થશે.
मोह=મોહ.
उच्छेअ (उच्छेद)=નાશ.
मोहुच्छेओ=મોહનો નાશ.
तुह (तव)=તારી.
सेवाए (सेवया)=સેવાથી, ભક્તિથી.
धुव (ध्रुवः)=જરૂર, નક્કી.
त्ति (इति)=એથી કરીને.
नंदामि (नन्दामि)=હું ખુશી થાઉં છું.
जं (यत्)=જે માટે.
पुण (पुनः)=વળી.
न (न)=નહિ.
वंदिअव्वो (वन्दितव्यः)=વંદન કરવા યોગ્ય.
तत्थ (तत्र)=ત્યાં.
तुमं (त्वं)=તું.
तेण (तेन)=તેથી કરીને.
झिज्जामि (क्षीये)=હું ક્ષીણ થાઉં છું.

## પદ્યાર્થ

કવિરાજની ભક્તિની અતિશયતા—

"(હે નાથ!) તારી સેવાથી જરૂર (મારા) મોહનો નાશ થશે એ (વાત)થી હું આનન્દ પામું છું પરંતુ (મોહનો ઉચ્છેદ થતાં મને કેવલજ્ઞાન પ્રાપ્ત થશે અને કેવલજ્ઞાની કેવલજ્ઞાનીને નમન ન કરે એવો નિયમ હોવાથી મારા ઉપર અનુપમ ઉપકાર કરનારા એવા) તને (પણ હું) વાંદી નહિ શકું તેથી કરીને હું ક્ષીણ થાઉં છું—હું શોકાતુર થાઉં છું."—૩૫

## સ્પષ્ટીકરણ

કેવલજ્ઞાન—

એ તો દેખીતી વાત છે કે સરાગની સોબતથી સરાગતા પ્રાપ્ત થાય અને વીતરાગની સેવાથી વીતરાગતા પ્રાપ્ત થાય. આ ન્યાય મુજબ જિન-તીર્થંકર-સંપૂર્ણ વીતરાગની ભક્તિ કર-

વાથી મોહરૂપી મદિરાના પાનથી ઉત્પન્ન થયેલી ઉન્મત્તતા સર્વથા નષ્ટ થાય એટલે કે અજ્ઞાન-રૂપી અંધકારનો આત્યન્તિક અંત આવે અને સર્વજ્ઞતારૂપી આત્મ-જ્યોતિ સદાને માટે પ્રકટે.

અત્ર કોઇને એ શંકા થાય કે સર્વજ્ઞતા તો જ્ઞાનાવરણીય કર્મનો ઉચ્છેદ થવાથી પ્રાપ્ત થાય છે. તો પછી મોહનીય કર્મનો નાશ થતાં તે પ્રાપ્ત થાય છે એમ કેમ કહ્યું છે? આનું સમાધાન એ છે કે મોહનીય કર્મનો સર્વથા ક્ષય થયા બાદજ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થાય છે અને તે પણ વળી અંતર્મુહૂર્તમાંજ થાય છે. વળી સાથે સાથે દર્શનાવરણીય અને અન્તરાય કર્મ-રૂપી જંજીરા પણ આત્મ-પ્રદેશથી જૂદી પડી જાય છે.

કવીશ્વરનો પ્રભુ પ્રતિ અપ્રતિમ પ્રેમ છે એવું સૂચન કરનારા આ પદ્યમાં શોકનું કારણ બતાવતાં કેવલી કેવલીને ન વન્દન કરે એ સૂચવવામાં આવ્યું છે તેમાં અપૂર્વ મહત્ત્વ રહેલું હોય એમ લાગે છે.

卐 卐 卐 卐

इदानीं स्तुतिकृद् भगवति दृढानुरागरञ्जितत्वेन सकलैहिकसुखशाखिबीजभूताः सम्पदोऽपि तृणवदवगणयन्नाह—

जा तुह सेवाविमुह-स्स हुंतु मा ताउ मह समिद्धीओ ।
अहिआरसंपया इव, पेरंतविडंबणफलाओ ॥ ३६ ॥

[ यास्तव सेवाविमुखस्य भवंतु मा ता मम समृद्धयः ।
अधिकारसंपद इव पर्यन्तविडम्बनफलाः ॥ ]

प्र० वृ०—जा तुह त्ति । हे सकलसम्पन्निलय! स्वामिन्! ताः समृद्धयोऽपि मम मा भूवन्निति योगः । कास्ताः सम्पद इत्याह—जा तुहेत्यादि । याः त्वत्सेवाविमुखस्य—त्वच्चरणसरोजपर्युपास्तिपराङ्मुखस्य, सर्वथा जिनधर्मबाह्यत्वेन प्रथमगुणस्थानकस्थितस्येत्यर्थः, एवंविधस्य मम समृद्धयः, ताभिः पर्याप्तम् ॥ ननु भगवदाराधनां विनाकृता अनन्ताः सम्पदः स्वसाध्यसाधने (किं) वन्ध्यतां दधति येन न प्रार्थ्यन्त इत्याशङ्क्य अप्रार्थने हेतुमाह—पेरंतत्ति । पेरंते—पर्यन्ते विडम्बनै(नमे?)व फलं यासां तास्तथा । कथमेतदिति? उच्यते—यद्यपि ताः श्रियः स्वोपभोक्तॄणां तथाविधैहिकक्लेशावेशाविलसुखलवसम्पादनपरास्तथापि तेषां तस्मात् कुपात्रदानैश्चान्धितधियां जिनधर्मपराङ्मुखत्वेनैवापरपुरन्ध्रिपापर्द्धिमदिरादुरोदराधिव्यसनसन्तर्पणपरायणानां ता एव पर्यन्ते दुरन्तदुर्गतिपातहेतुत्वेन कथं न विडम्बनमात्रफलाः स्युः? । साम्प्रतं पर्यन्तविडम्बनमात्रफलत्वे एवोपमामाह—ताः का इव? अहिआरत्ति । अधिकारो—राजनियोगः तस्मात् सम्पदोऽधिकारसम्पदस्ता इव । यथा ताः पर्यन्ते विडम्बनफला भवन्ति । नियोगिनो हि पूर्वं नरपतिप्रसाददुर्ललिताः स्वलीलयैव सर्वत्र व्यवहृत्य तैरेवापहृतसर्वस्वाः तथाविधहीनजनेभ्योऽपि कां कां विडम्बनां न प्राप्नुवन्ति? । अत एवोक्तम्—

१ 'कृताः सम्पदः' इति प्रत्यन्तरे । २ 'दारादिव्य' इति पाठान्तरम् ।

"अधिका धियोऽधिकाराः कारा एवाग्रतः प्रवर्तन्ते ।
प्रथमं न वन्धनं बन्धनं ततो नृपनियोगजुषाम् ॥ १ ॥"

तस्मात् त्वत्सेवापरायणभृत्यत्वमात्रमपि वरं, न तु त्वच्छासनं विनाकृतस्य स्वामित्वमपि । यदुक्तम्—

"जिनधर्मविहीनोऽपि, मा भूवं चक्रवर्त्यपि ।
स्यां चेटोऽपि दरिद्रोऽपि, जिनधर्माधिवासितः ॥ १ ॥"

इति षट्त्रिंशत्तमगाथार्थः ॥ ३६ ॥

हे० वि०—अधुना भगवत्सेवाविमुखसम्पदां दुःख(हेतुता)प्रतिपादनमुखेन स्तवमाह —(जा तुह त्ति)।

हे भगवन् ! याः तव सेवाविमुखस्य–भवत्पर्युपासनापराङ्मुखस्य भवन्तु–सम्पद्यन्तां मा ता मम समृद्धयः–सम्पद इति । यतोऽधिकारसम्पद इव–नियोगलक्ष्म्य इव पर्यन्तविडम्बनफलाः, विडम्बनमेव फलं यासां ताः तथाविधाः, अवसानदुःखदाः ॥ इति गाथाऽक्षरार्थः ॥ ३६ ॥

## શબ્દાર્થ

जा (याः)=જે.
तुह (तव)=તારી.
सेवा (सेवा)=સેવા, ભક્તિ.
विमुह (विमुख)=વિમુખ.
सेवाविमुहस्स=સેવાથી વિમુખની.
हुंतु (भवन्तु)=હોજો.
मा (मा)=નહિ.
ताउ (ताः)=તે.
मह (मम)=મારી.
समिद्धीओ (समृद्धयः)=સમૃદ્ધિઓ, સંપત્તિઓ.
अहिआर (अधिकार)=અધિકાર.
संपया (सम्पद्)=સંપત્તિ.
अहिगारसंपया=અધિકારની સંપત્તિઓ.
इव (इव)=જેમ.
पेरंत (पर्यन्त)=અન્ત.
विडंवण (विडम्बन)=વિડંબના.
फल (फल)=ફળ.
पेरंतविडंबणफलाओ=અન્તમાં વિડંબનારૂપ ફળ છે જેમનું એવી.

## પદ્યાર્થ

પ્રભુ-સેવાથી વિમુખની સંપત્તિની હેયતા—

"અન્તમાં વિડંબનારૂપ ફળવાળી છે એવી (રાજ્ય-)અધિકારની સંપત્તિઓના જેવી જે સંપત્તિઓ (હે નાથ!) તારી સેવાથી વિમુખ (અર્થાત્ સર્વથા જિનધર્મથી રહિત–પ્રથમ ગુણસ્થાને રહેલા એવા મનુષ્યો)ને હોય, તે સંપત્તિઓ મને ન હોજો."—૩૬

## સ્પષ્ટીકરણ

સાચી સંપત્તિ—

આ સંસારમાં પરિભ્રમણ કરતાં કરતાં અનેક પ્રકારની સંપત્તિઓ પણ વિપત્તિઓની જેમ મળે છે. પરંતુ તેમાં ખરેખરી સંપત્તિ કઇ છે એ જાણવું જોઇએ. શું આપણને લાડી, વાડી

કે ગાડીરૂપ સંપત્તિ મળે, તો તે શું સાચી સંપત્તિ છે? અથવા તો એકાદેક ગ્રામનો ગરાસ મળે કે કેટલાંક નગરોનું કે દેશનું આધિપત્ય મળે કે સમગ્ર વિશ્વનું સામ્રાજ્ય મળે અને તેમ થતાં અનેક જનો ઉપર હકુમત ચલાવવાનો અધિકાર મળે એ સાચી સંપત્તિ છે? કે સ્વર્ગનું સુખ અને અપ્સરાઓનો સમાગમ એ સાચી સંપત્તિ છે?

આનો ઉત્તર એજ હોય શકે કે જે સંપત્તિ પ્રાપ્ત કર્યા પછી વિપત્તિનો પ્રસંગ ઉપસ્થિત થાયજ નહિ, જે સંપત્તિનો અનુભવ કરતાં સુખજ મળે, દુઃખને માટે સ્થાન રહેજ નહિ, જે સંપત્તિ જોઇને અન્યને પણ તેજ મેળવવા રૂચિ ઉત્પન્ન થાય, જે સંપત્તિના સ્વામીને પરમ ઐશ્વર્યવાળો પરમેશ્વર કહી સંબોધી શકાય, તેજ સંપત્તિ એ સાચી સંપત્તિ છે. આવી શાશ્વતી સંપત્તિ તો પરમાનંદ પદને પામેલા પરમેશ્વરની પૂર્ણ પ્રેમ ભક્તિ કરવાથીજ મળી શકે છે; એ સિવાય અન્ય કોઇ સાધન નથી.

**પ્રથમ ગુણસ્થાનકના નામની સાર્થકતા—**

આ ગાથાની શ્રીપ્રભાનન્દસૂરિકૃત વૃત્તિમાં 'सर्वथा जिनधर्मबाह्यत्वेन प्रथमगुणस्थानकस्थितस्य' એવો જે ઉલ્લેખ છે એ ઉપરથી સમજી શકાય છે કે પ્રથમ ગુણસ્થાનના અધિકારી જિન-ધર્મથી વિમુખ-મિથ્યાદૃષ્ટિ છે. પરંતુ મિથ્યાદૃષ્ટિમાં ગુણસ્થાન કેમ માનવામાં આવ્યું છે એવો સહજ પ્રશ્ન ઉદ્ભવે છે. કહેવાની મતલબ એ છે કે ઉન્નતિ દશામાંજ ગુણસ્થાનનો પ્રયોગ યોગ્ય છે, કેમકે ગુણસ્થાન શબ્દજ સૂચવે છે તેમ ગુણોના વિકાસ વિના ગુણસ્થાન ઘટી શકે નહિ. એક અપેક્ષાએ આ વાત સાચી છે. આને લક્ષ્યમાં રાખીને તો ગુણસ્થાનક્રમારોહ (શ્લો૦ ૬-૭)માં શ્રીરત્નશેખરસૂરિ કથે છે કે—

> "अदेवागुर्वधर्मेषु, या देव-गुरु-धर्मधीः ।
> तन्मिथ्यात्वं भवेद् व्यक्त-मव्यक्तं मोहलक्षणम् ॥
> अनाद्यव्यक्तमिथ्यात्वं, जीवेऽस्त्येव सदा परम् ।
> व्यक्तमिथ्यात्वधीप्राप्ति-र्गुणस्थानतयोच्यते ॥"

અર્થાત્—કુદેવ, કુગુરૂ અને કુધર્મને વિષે (સુ)દેવ, (સુ)ગુરૂ અને (સુ)ધર્મની મતિ તે વ્યક્ત મિથ્યાત્વ છે, જ્યારે મોહરૂપ લક્ષણવાળું અવ્યક્ત મિથ્યાત્વ છે. આ અવ્યક્ત મિથ્યાત્વ અનાદિ કાળથી જીવમાં છેજ, પરંતુ (તેમાંથી નીકળી) વ્યક્ત મિથ્યાત્વ બુદ્ધિની પ્રાપ્તિ તે (પ્રથમ) ગુણસ્થાન કહેવાય છે.

આનું તાત્પર્ય એ છે કે અવ્યક્ત મિથ્યાત્વ એ તદ્દન અજ્ઞાન-દશા છે. એમાં સુપદાર્થને કુપદાર્થ કે કુપદાર્થને સુપદાર્થ એવી વિપરીત સમજણની પણ યોગ્યતાનો અભાવ છે. એ તો ઘોર અંધકાર જેવી અવસ્થા છે. આવી અવસ્થામાંથી બહાર નીકળી વિપરીત સમજણ જેટલી પણ યોગ્યતા પ્રાપ્ત કરવી તે વ્યક્ત મિથ્યાત્વ છે અને આને પ્રથમ ગુણસ્થાનક તરીકે ઓળખવામાં આવે છે. વિદ્વદ્-ધુરંધર શ્રીહરિભદ્રસૂરિ તો ત્યાં સુધી કહે છે કે પ્રથમ ગુણસ્થાનની પ્રાપ્તિ મિત્રા-દૃષ્ટિના ગુણોના આધાર ઉપર માનવી જોઇએ. આ વાતની તેમની યોગદૃષ્ટિસમુચ્ચય નામની કૃતિનો નિમ્ન-લિખિત ૪૦મો શ્લોક સાક્ષી પૂરે છે:—

"प्रथमं यद् गुणस्थानं, सामान्येनोपवर्णितम् ।
अस्यां तु तदवस्थायां, मुख्यमन्वर्थयोगतः ॥"

અત્ર એ ઉમેરવું અનાવશ્યક નહિ ગણાય કે જેમ અવ્યક્ત મિથ્યાત્વી મટીને વ્યક્ત મિથ્યાત્વી થવું એ એક અપેક્ષાએ ઉન્નત દશા છે, તેમ બીજી અપેક્ષાએ એમ પણ ઉલ્લેખ કરી શકાય કે અવ્યક્ત મિથ્યાત્વ એ રૌદ્ર પરિણામવાળા વ્યક્ત મિથ્યાત્વ કરતાં સારૂં છે, કેમકે વ્યક્ત મિથ્યાત્વ બુદ્ધિની ઉગ્ર દશામાં જેવો ક્લિષ્ટ કર્મનો બંધ થાય છે, તેવો અવ્યક્ત મિથ્યાત્વથી થતો નથી. આથી કરીને જે વ્યક્ત મિથ્યાત્વ બુદ્ધિને પ્રથમ ગુણસ્થાનક તરીકે ઓળખાવવી ઘટે છે તે વિશિષ્ટ પ્રકારની અર્થાત્ મિત્રા દૃષ્ટિની સ્થિતિવાળી હોવી જોઇએ. આ વાતનું ન્યાયાચાર્ય શ્રીયશોવિજયગણિકૃત ૨૧ મી દ્વાત્રિંશિકાનો નિમ્ન-લિખિત ૨૫ મો શ્લોક અને તેની ટીકા સમર્થન કરે છે.

"व्यक्तमिथ्यात्वधीप्राप्ति-रप्यन्यत्रेयमुच्यते ।
घने मले विशेषस्तु, व्यक्ताव्यक्तधियोर्नु कः ? ॥"

टीका—"अन्यत्र-ग्रन्थान्तरे व्यक्तमिथ्यात्वधीप्राप्तिः मिथ्यात्वगुणस्थानकपदप्रवृत्तिनिमित्तत्वेन इयं मित्रादृष्टिरेवोच्यते, व्यक्तत्वेन तत्र अस्या एव ग्रहणत्वात् । घने-तीव्रे मले तु सति, नु इति वितर्के, व्यक्ताव्यक्तधियोः को विशेषः ? दुष्टाया धियो व्यक्ताया अव्यक्तापेक्षया प्रत्युत अतिदुष्टत्वात् न कथञ्चिद् गुणस्थानत्वनिबन्धनत्वम् ॥"

આ પ્રમાણે ગુણસ્થાનકની વ્યાખ્યા વિચારતાં જરૂર એવી શંકા ઉદ્ભવે છે કે સિદ્ધાન્તોમાં—આગમોમાં પ્રથમ મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાન તો તમામ નીચી હદના જીવોમાં-સૂક્ષ્મ નિગોદ જેવા જંતુઓમાં પણ સ્વીકારવામાં આવ્યું છે તે શું અયોગ્ય છે? આનું સમાધાન એ છે કે આ હકીકત તો સામાન્ય અપેક્ષાએ છે. અને તે વળી એજ કે સૂક્ષ્મમાં સૂક્ષ્મ જંતુમાં પણ-સૂક્ષ્મ નિગોદના જીવમાં પણ થોડીક પણ ચૈતન્ય-માત્રા છેજ. આ અપેક્ષાને લક્ષ્યમાં રાખીને એવા જીવોમાં પ્રથમ ગુણસ્થાન સિદ્ધાન્તકારોએ સ્વીકાર્યું છે. વિશિષ્ટ અપેક્ષા ઉદ્દેશીને તો જે ઉદ્ગારો અન્યાન્ય આચાર્યોએ કાઢ્યા છે તેની સ્થૂળ રૂપરેખા ઉપર મુજબ છે.

* * * *

अधुना सर्वाद्भुतनिधेर्भगवत एवाद्भुतचरित्रतामभिधित्सुराह—

भित्तूण तमं दीवो, देव! पयत्थे जणस्स पयडेइ ।
तुह पुण विवरीयमिणं, जइक्कदीवस्स निव्वडिअं ॥ ३७ ॥

[ भित्त्वा तमो दीपो देव! पदार्थान् जनस्य प्रकटयति ।
तव पुनर्विपरीतमिदं जगदेकदीपस्य निष्पन्नम् ॥ ]

प्र० वृ०—भित्तूण त्ति । हे देव! केवलकमलाविलासदुर्ललित! भगवन्! लोके हि दीपः

पदार्थान् प्रकटयतीति सण्टङ्कः। तत्र 'दीपः' प्रकटयति गृहैकदेशानिति दीपः। पयत्थे–पदार्थान् घट-पटादीन्। किं कृत्वेत्याह–भित्तूण तमं ति। तमः–अन्धकारं भित्त्वा–विदार्य, निरस्येत्यर्थः। तदनन्तरं जनस्य घटाद्यर्थिनो लोकस्य तान् घटादीन् प्रकटयति। इदानीं जगद्गुरोरद्भुतत्वमाह–तुह पुण त्ति। तव पुनर्विमलकेवलालोकप्रकाशकत्वेन जगदेकदीपस्यापि इणं–इदं दीपकार्यं विवरीअं–विपरीतं वैपरीत्येन निव्वडिअं–निर्व्यूढम्। अयमाशयः–किल दीपो हि तमो भित्त्वा पदार्थान् व्यञ्जयति, त्वं तु पूर्वं स्वोपदेशभाभिर्भाविभद्रस्य-भव्यजन्तुजातस्य जीवाजीवादीन् पदार्थान् प्रकटयसि–अवबोधयसि, ततस्तस्य तत्त्वावबोधोत्पादनेनैव तमः–अज्ञानं भिनत्सि–दलयसीत्यहो तव सर्वातिशायिचरित्रम्॥ इति सप्तत्रिंशत्तमगाथार्थः॥ ३७॥

हे॰ वि॰—इदानीं भगवतोऽपूर्वदीपत्वख्यापनमुखेन वर्णनामाह—( भित्तूण त्ति )।

हे देव!–स्वामिन्! दीपःप्रतीतो भित्त्वा–तिरस्कृत्य तमः–अन्धकारं पदार्थान् घटादीन् जनस्य–लोकस्य प्रकटयति–प्रकाशयति। तव पुनर्विपरीतमिदं पूर्वोक्तं निर्घटितं (निर्वृत्तं?)–सञ्जातं यस्मात् प्रथमं पदार्थान् प्रकाश्य पश्चात् तमो भिनत्सि। किंविधस्येत्याह–जगदेकदीपस्य–भुवनाद्वितीयदीपस्य॥ इति गाथार्थः॥ ३७॥

## શબ્દાર્થ

भित्तूण ( भित्त्वा )=ભેદીને.
तमं ( तमः )=અંધકારને.
दीवो ( दीपः )=દીપક, દીવો.
देव! ( देव! )=હે દેવ, હે ઇશ્વર!
पयत्थे ( पदार्थान् )=પદાર્થોને.
जणस्स ( जनस्य )=મનુષ્યના.
पयडेइ ( प्रकटयति )=પ્રકટ કરે છે.
तुह ( तव )=તારૂં.
पुण ( पुनः )=વળી.
विवरीयं ( विपरीतं )=વિપરીત, ઉલટું.
इणं ( इदं )=આ.
जग ( जगत् )=જગત્, દુનિયા.
इक्क ( एक )=અદ્વિતીય, અપૂર્વ.
दीव ( दीप )=દીપક, દીવો.
जइक्कदीवस्स=જગત્‌ના અદ્વિતીય દીપક.
निव्वडिअं ( निष्पन्नम् )=થયું.

## પદ્યાર્થ

પ્રભુરૂપ દીપકની અપૂર્વતા—

"હે દેવ! ( અન્ય ) દીપક અંધકારને ભેદીને મનુષ્યને ( ઘટાદિક ) પદાર્થો પ્રકટ કરે છે અને જગત્‌ના અદ્વિતીય દીપકરૂપ તારૂં આ ( દીપક–કાર્ય ) તો વિપરીત છે, (કેમકે તું તો પ્રથમ ઉપદેશરૂપ કિરણ દ્વારા ભવ્ય જીવોને જીવાજીવાદિક પદાર્થનો બોધ કરાવે છે અને ત્યાર પછી એ પ્રમાણે તેમને યથાર્થ જ્ઞાન કરાવી તેમના અજ્ઞાનરૂપ અંધકારનો અંત આણે છે )."—૩૭

* * * *

साम्प्रतं भगवद्वचनस्यैव प्रभावातिशयमाह—

मिच्छत्तविसपसुत्ता, सचेयणा जिण! न हुंति किं जीवा?।
कंण्णम्मि कमइ जइ कि-त्तिअं पि तुह वयणमन्तस्स ॥ ३८ ॥

[मिथ्यात्वविषप्रसुप्ताः सचेतना जिन! न भवन्ति किं जीवाः?।
कर्णयोः क्रामति यदि कियदपि तव वचनमन्त्रस्य ॥]

प्र० वृ०—मिच्छत्तत्ति। हे जिन!—जितरागद्वेष! अमी जीवाः—प्राणिनः सचेतनाः—सचेतसः समस्तहेयोपादेयादिविचारचातुरीधुरीणबुद्धयः किं न भवेयुरिति योगः। अथ कथममी प्रथमचेतसः(सचेतसः)सञ्जातास्तदाह—मिच्छत्तत्ति। तत्र मिथ्याऽवबोधो मिथ्या तस्य भावो मिथ्यात्वं तदेव सम्यग्बोधचैतन्यापहारकारित्वेन विषमिव विषं तेन प्रसुप्ता—विगलितसंवेदनाः यदि किं स्युः अत आह—कण्णम्मि त्ति। यदि तेषां मिथ्यात्वविषप्रसुप्तानां कण्णम्मि—कर्णे कमइ—क्रामति सङ्क्रामति, प्रविशतीति यावत्। किं तत्? तव प्रवचनं—द्वादशाङ्गीप्रवचनं तदेव रागादिगरलबलदलनकलितत्वेन मन्त्र इव मन्त्रस्तस्य कित्तिअं पि—कियन्मात्रमपि, पदमात्रमपीत्यर्थः। इयमत्र भावना—तावदेव देहिनो मिथ्यावासनावासितचेतसः कृत्याकृत्यविचारे विपरीयन्ति यावद् भगवदुपदेशमन्त्रस्य लेशोऽपि श्रुतियुगले न स्खलितः। प्रविष्टे तु श्रुतिपदं पदमात्रेऽपि भगवत्प्रवचनस्य कस्य नाम चिलातीतनयस्येव भृशं(दुष्ट)चरित्रस्यापि। तस्यापि न सावद्यवासनाविगमेनोपशमरसः स्फुरति?। अथवाऽन्येऽपि विषवेगमूर्च्छया प्रसुप्ता भवन्ति तेषां कर्णे यदि गारुडशास्त्रप्रणीतसंस्फुरन्मन्त्रपदानां द्वित्राण्यक्षराणि प्रविशन्ति तदा तदैव ते सचेतनाः—चलनस्पन्दनादिचेष्टावन्तः के न सम्पद्यन्ते? अपि तु भवन्त्येव ॥ इति अष्टत्रिंशत्तमगाथार्थः ॥ ३८ ॥

हे० वि०—साम्प्रतं भगवद्वाचो मन्त्रशक्तिविधानेन स्तवमाह—(मिच्छत्त त्ति)।

गमनिका—हे जिन! मिथ्यात्वविषप्रसुप्ताः—विपरीतार्थश्रद्धानगराघ्राताः सचेतनाः—चैतन्ययुक्ताः किं न भवन्ति?—न सम्पद्यन्ते?। अपि तु भवन्त्येवेत्यभिप्रायः। यदि किम्? यदि क्रामति—प्रविशति। किम्? यदपि स्तोकमपि—किमपि। कस्य सम्बन्धि? त्वद्वचनमन्त्रस्य। किमुक्तं भवति? यथा विषेण व्याप्तोऽपि कश्चिज्जीवो विशिष्टमन्त्रेण निर्विषो भवति, तथा मिथ्यात्वव्याप्तोऽपि जीवो भगवद्वचनेन मिथ्यात्वरहितो भवति। इति परमार्थः ॥ ३८ ॥

---

१ 'कन्नम्मि' इति पाठान्तरम्। २ 'कथं ममाप्रथमचेतसः सञ्जा०' इत्यपि पाठः।

## શબ્દાર્થ

**मिच्छत्त** ( मिथ्यात्व )=મિથ્યાત્વ.
**विस** ( विष )=વિષ, ઝેર.
**पसुत्त** ( प्रसुप्त )=સૂઇ ગયેલ, મૂર્છા પામેલ.
**मिच्छत्तविसपसुत्ता**=મિથ્યાત્વરૂપ વિષથી મૂર્છા પામેલા.
**सचेयणा** ( सचेतनाः )=સચેતન, ચૈતન્યથી યુક્ત.
**जिण** ! ( जिन ! )=હે તીર્થંકર !
**न** ( न )=નહિ.
**हुंति** ( भवन्ति )=થાય છે.
**किं** ( किम् )=શું.
**जीवा** ( जीवाः )=જીવો.
**कन्नम्मि** ( कर्णे )=કર્ણમાં, કાનમાં.
**कमइ** ( क्रामति )=પ્રવેશ કરે.
**जइ** ( यदि )=જો.
**किच्चिअं** ( कियत् )=કેટલુંક.
**पि** ( अपि )=પણ.
**तुह** ( तव )=તારા.
**वयण** ( वचन )=વચન, બોલ.
**मंत** ( मन्त्र )=મન્ત્ર.
**वयणमंतस्स**=વચનરૂપ મન્ત્રનું.

## પદ્યાર્થ

**પ્રભુના વચનનો પ્રભાવ—**

"જો મિથ્યાત્વરૂપ વિષથી મૂર્ચ્છિત થયેલા જીવોના કર્ણમાં હે વીતરાગ ! તારા વચનરૂપ મન્ત્રનો કંઇક અંશ પણ પ્રવેશ કરે, તો ( તેવા ) જીવો ( પણ [1]રોહિણીય ચોર તથા ચિલાતીપુત્રની જેમ ) શું સચેતન ન થાય ?"—૩૮

## સ્પષ્ટીકરણ

**પદ્યનું તાત્પર્ય—**

એ તો સુપ્રસિદ્ધ વાત છે કે સર્પનું ઝેર ચડવાથી મૂર્છા પામેલા મનુષ્યોની મૂર્છા તેમના કર્ણમાં ગારૂડિક–મન્ત્રના બે ત્રણ અક્ષર પડતાં જતી રહે છે અર્થાત્ તેઓ સચેતન બને છે. તો તેવીજ રીતે પ્રભુના વચનરૂપ અપૂર્વ ગારૂડિક–મન્ત્રના બે ત્રણ અક્ષરો કે પદો કર્ણગોચર થતાં અનાદિ કાળના મિથ્યાત્વરૂપ વિષથી વિવેકરૂપ ચૈતન્યથી ભ્રષ્ટ થયેલા જીવો પોતાનું અસલ ચૈતન્ય મેળવવા ભાગ્યશાળી થાય તેમાં કહેવુંજ શું ?

**મન્ત્ર—**

અન્ય દર્શનીયોની જેમ જૈનો પણ મન્ત્રમાં શ્રદ્ધા ધરાવે છે એ વાતનું જૈનાચાર્યોએ રચેલા **અનુભવસિદ્ધમંત્રદ્વાત્રિંશિકા, યોગશાસ્ત્ર** ઇત્યાદિ ગ્રન્થો સમર્થન કરે છે. મન્ત્રને માનનારા તેમજ નહિ માનનારા એવા બંને વર્ગો આધુનિક સમયમાં અસ્તિત્વ ધરાવે છે. મન્ત્ર એટલે અમુક અક્ષરોની અમુક પ્રકારની સંકલના. આવી સંકલનાથી વાતાવરણ ઉપર કોઈ વિશિષ્ટ અસર થાય છે, એવો એનો અર્થ કેટલાક કરે છે. મન્ત્રને માનનારા મનુષ્યો પોતાના પક્ષના પ્રત્યક્ષ સમર્થનાર્થે ગારૂડિક મન્ત્રનું ઉદાહરણ રજુ કરે છે અને તેઓ કહે છે કે આ મન્ત્રનો એવો પ્રભાવ છે કે કરડીને નાસી ગયેલો સર્પ પણ મન્ત્રથી આકર્ષાઇને ગારૂડિકને તાબે થાય છે.

---

[1] રોહિણેય ચોરના જીવન–વૃત્તાન્તની અંગ્રેજીમાં મેં આલેખેલી સ્થૂલ રૂપરેખા માટે જુઓ **ન્યાયકુસુમાંજલિ** ( પૃ૦ ૧૦૫).

જેમ આકર્ષણશીલ (negative) વિદ્યુત્ અને પ્રેરક (positive) વિદ્યુત્‌ના સમાગમથી તણખો (spark) ઉત્પન્ન થાય છે તેમ જૂદા જૂદા સ્વભાવવાળા અક્ષરોની યથાયોગ્ય રીતે સંકલના-ગુંથણી કરવાથી કોઇ અપૂર્વ શક્તિનો પ્રાદુર્ભાવ થાય છે. એ તો જાણીતી વાત છે કે મહાપુરૂષોએ ઉચ્ચારેલા સામાન્ય શબ્દોમાં પણ અદ્ભુત સામર્થ્ય રહેલું છે, તો પછી અમુક ઉદ્દેશપૂર્વક વિશિષ્ટ વર્ણોની સંકલનાથી યોજેલા પદોના સામર્થ્યની તો વાતજ શી? વળી આવા પદોના-મન્ત્ર-પદોના રચયિતા જેટલે અંશે સંયમ અને સત્યના પાલક હોય તેટલે અંશે તેમાં વિશિષ્ટતા સંભવે છે. આથી કરીને મન્ત્રની ભાષામાં પરિવર્તન કરવામાં આવે અર્થાત્ તદ્ગત અર્થ અન્ય ભાષા દ્વારા રજુ કરવામાં આવે તો તે પરિવર્તન મન્ત્રની ગરજ સારી શકે નહિ.

આ સંબંધમાં વિશેષ ઊહાપોહ કરવાનું આ સ્થળ નહિ હોવાથી આ વિષય આટલેથી પડતો મૂકવામાં આવે તે પૂર્વે એટલું તો નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય કે જૈન શાસ્ત્રમાં પણ ૐ-પ્રણવ બીજ, અને अर्हम् એ બેનો વિશેષતઃ સત્કાર કરવામાં આવ્યો છે.

ૐ એને મન્ત્રશાસ્ત્રમાં પ્રણવ તરીકે ઓળખાવવામાં આવે છે. સર્વ મન્ત્રોમાં પ્રથમ પદ ભોગવનારો આ પ્રણવ સમસ્ત દાર્શનીક અને તાન્ત્રિક શાસ્ત્રોમાં સમાનભાવે વ્યાપક છે. સર્વ વર્ણોની ઉત્પત્તિરૂપ, શબ્દ-સૃષ્ટિના બીજરૂપ અને અનાદ્યન્ત ગુણયુક્ત સ્વરૂપવાળો એવો આ પ્રણવ સકામ ભક્તોને કામિત ફળ અર્પણ કરે છે, જ્યારે નિષ્કામ ઉપાસકોને તો મોક્ષ સમર્પે છે. પરમેષ્ઠીનો વાચક. પરબ્રહ્મનો ઘોતક, અનાહત નાદનો પ્રતિઘોષ, અને જ્ઞાનરૂપ જ્યોતિના કેન્દ્ર-સ્થાનરૂપ આ પ્રણવ યોગિ-જનોનો આરાધ્ય વિભુ છે. કહ્યું પણ છે કે—

"ॐकारबिन्दुसंयुक्तं, नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव, ॐकाराय नमो नमः ॥"

આ સંબંધમાં વિશેષ ઊહાપોહ **જૈન સાહિત્ય સંશોધક** (ખંડ ૩, અંક ૧ પૃ૦ ૧૦-૧૨) માં કરવામાં આવ્યો છે, વાસ્તે એના જિજ્ઞાસુએ તે દિશામાં પ્રયાણ કરવું. સાથે સાથે આ ગ્રન્થમાં अर्हम् ના સંબંધમાં પણ વિચાર કરવામાં આવ્યો છે. अर्हम् ને મંત્રાધિરાજ તરીકે ઓળખાવવામાં આવે છે. કલિકાલસર્વજ્ઞ શ્રી**હેમચન્દ્ર**સૂરિ પ્રાયઃ પોતાની પ્રત્યેક કૃતિના પ્રારંભમાં આદ્ય મંગળ તરીકે આનું સ્મરણ કરે છે. પ્રણવની જેમ આ મન્ત્રાધિરાજ પણ પરમેષ્ઠીનો વાચક છે; કેમકે એમાં પરમેષ્ઠીનું પરમ તત્ત્વ સમાયેલું છે. વળી આ પદમાંના अ, र અને ह એ ત્રણ અક્ષરો **વિષ્ણુ, બ્રહ્મા** અને **મહાદેવ**ના પણ વાચક છે. એ વાતની નિમ્ન-લિખિત પદ્ય સાક્ષી પૂરે છેઃ—

"अकारेणोच्यते विष्णू, रेफे ब्रह्मा व्यवस्थितः ।
हकारेण हरः प्रोक्त-स्तदन्ते परमं पदम् ॥"

સકળ શાસ્ત્રોના સારરૂપ પ્રણવ અને મન્ત્રાધિરાજની જેમ બીજા પણ મન્ત્રાક્ષરો જૈન શાસ્ત્રમાં દૃષ્ટિ-ગોચર થાય છે. જેમકે ह्रीँ એ માયા-બીજ, स्वा. એ પવન-બીજ, हा એ આકાશ-બીજ છે, પરંતુ આ સંબંધમાં અત્ર વિચાર કરવો ઇષ્ટ નહિ હોવાથી આ પ્રકરણ આટલેથી પૂર્ણ કરવામાં આવે છે.

* * * *

अधुना भगवत्समयस्यैव परसमयेभ्यो भङ्ग्यन्तरेण गुरुतरं गौरवं आपादयन्नाह—

आयन्निआ खणद्धं, पि पई थिरं ते करंति अणुरायं ।
परसमया तहवि मणं, तुहसमयन्नूण न हरंति ॥ ३९ ॥

[ आकर्णिताः क्षणार्धमपि त्वयि स्थिरं ते कुर्वन्त्यनुरागम् ।
परसमयास्तथापि मनस्त्वत्समयज्ञानां न हरन्ति ॥ ]

प्र० वृ०—आयन्निअ त्ति । हे सकलश्रुतनिलय! भगवन्! परसमयास्तथापि त्वत्समयज्ञानां मनो न हरन्तीति योगः । तत्र परे–कपिल-दक्ष-कणभक्षा-ऽक्षपाद-जैमिनिप्रभृतयस्तेषां समयाः–सिद्धान्ताः परसमयाः । ते–तव समयम्–आगमं जानन्ति–अवबुध्यन्ते ते त्वत्समयज्ञास्तेषां मनः–चेतो न हरन्ति–न प्रीणन्ति, नावर्जयन्तीति यावत् । यदि पुनस्ते त्वत्समयज्ञाः दे(दै)वतेषु प्रतिकूलभाषिणो भविष्यन्तीत्यत आह—आयन्निआ इत्यादि । ये परसमयाः क्षणः–कालविशेषस्तस्यार्धं तन्मात्रमपि कालमाकर्णिताः–श्रुतिपथमवतारिताः पई–त्वयि विषये थिरं–स्थिरं अनुयायिनं (रायं?) अनुरागम्–अन्तःप्रीतिविशेषं करंति–कुर्वन्ति तहवि–तथापि एवं सत्यपि ते त्वत्समयज्ञानां मनो न हरन्ति ॥

ननु यस्यैव दर्शनस्य समयः श्रूयते तद्दे(दै)वते एव तच्छ्रोतुर्मनोऽनुरज्यते । इह तु जैमिनिप्रमुखाणामागमाः श्रूयन्ते, मनस्तु वीतरागे दृढानुरागं भवति तत् कथमेतद् ? । उच्यते–यदि तेषु–तदागमेषु किमपि क्षोदक्षममुपश्रूयते तदा तत्प्रयोक्तृदे(दै)वतेषु श्रोतुश्चेतोऽवतरति । न च ते तथाविधाः; यतः श्रुतिमूलानि तावत् जैमिनिप्रभृतीनां शास्त्राणि, श्रुतिगिरश्च ताभिरसमञ्जसभणितिभङ्गिभिर्वातूलप्रलपितान्यपि गलहस्तयन्ति । तथाहि—

"स्पर्शोऽमेध्यभुजां गवामघहरो वन्द्या विसंज्ञा द्रुमाः
स्वर्गश्छागवधाद् धिनोति च पितॄन् विप्रोपभुक्ताशनम् ।
आप्ताश्छद्मपराः सुराः शिखिहुतं प्रीणाति देवान् हविः
स्फीतं फल्गु च वल्गु च श्रुतिगिरां को वेत्ति लीलायितम् ? ॥ १ ॥"

किञ्च–तेषां कुकविनिबद्धनाटकानामिवान्यत् मुखेऽन्यन्निर्वहणसन्धौ । तथाहि–एकैकदेवतानुरक्तैरेकसमयमार्गानुयायिभिस्तस्य सुकृतिभिः स्वेषु स्वेषु शास्त्रेष्वन्यदन्यदभिहितं तत् तावत् क्वचिदेकत्र प्राणिप्राणपरित्राणमूलं धर्ममुपदिशता केनचिदेवमभ्यधायि यदुत—

"यावन्ति पशुरोमाणि, पशुगात्रेषु भारत! ।
तावद् वर्षसहस्राणि, कुम्भीपाकेषु पच्यते ॥ १ ॥"
—मनुस्मृतौ ( अ० ५, श्लो० ३८ )

---

१ 'तुह' इति पृथक् पदं वा । २ 'तदुक्तम्' इति पाठश्चिन्तनीयः ।

पुनरन्येन केनचित् तदागमविप्लावितेनैव स्वाभिप्रायेण क्वापीदमभिहितं, यदुत—

"यज्ञार्थं पशवः सृष्टाः, स्वयमेव स्वयम्भुवा।
यज्ञोऽस्य भूत्यै सर्वस्य, तस्माद् यज्ञे वधोऽवधः ॥ १ ॥"

—मनुस्मृतौ ( अ० ५, श्लो० ३९ )

तथा केनचित् क्वापि मांसाशनमपवदता दयालुनैवेदमुदीरितमभूत्—

"[1]मां स [2]खादयिताऽमुत्र, यस्य मांसमिहाद्म्यहम्।
एतन्मांसस्य मांसत्वे, निरुक्तं [3]मुनिरब्रवीत् ॥ १ ॥"

तथा पुनः केनचित् तदुक्तं युक्तमसूययैवापहस्तयता तत्समयप्रवीणेन क्वापि प्रोक्तम्—

"[4]क्रीत्वा स्वयं वाऽप्युत्पाद्य, परोपहृतमेव वा।"

—मनुस्मृतौ ( अ० ५, श्लो० ३२ )।

तदेवं प्रयोक्तृणां स्वैरप्रलापितया परस्परेण पौर्वापर्येण विरुद्धाः परसमयाः यथा यथा श्रूयन्ते तथा तथा स्थानेऽवस्थितार्थप्रयोक्तरि त्वयि वीतरागेऽनुरागवृद्धिं जनयन्तीत्येवंविधाश्च ते कथं स्याच्छब्दलाञ्छितानेकान्तात्मकत्वन्मतप्रबलप्रतिभानां मनो हरन्ति?। इति एकोनचत्वारिंशत्तमगाथार्थः ॥ ३९ ॥

हे० वि०—अधुना भगवत्समयस्थितिचित्तदृढताप्रतिपादनद्वारेण स्तवमाह–( आयण्णिअ त्ति )।

आकर्णिताः–श्रुताः क्षणार्धमपि–स्तोककालमपि त्वयि स्थिरं–निश्चलं कुर्वन्ति–विदधत्यनुरागं–बहुमानं ये परसमयाः–बौद्धादिसिद्धान्तास्तथापि मनः–चित्तं न हरन्ति–नाह्लादयन्ति। केषामित्याह–त्वत्समयज्ञानां–भवत्सिद्धान्तवेदिनाम्। किमिति? निश्चलचित्तत्वात् तेषाम् ॥ इति गाथार्थः ॥ ३९ ॥

---

1 मनुस्मृतौ ( अ० ५, श्लो० ५५ ) तु यथा—

"मां स भक्षयिताऽमुत्र, यस्य मांसमिहाद्म्यहम्।
एतन्मांसस्य मांसत्वं, प्रवदन्ति मनीषिणः ॥"

2 'भक्षयिता' इति पाठः हारिभद्रीयाष्टके योगशास्त्र( प्र० ३, श्लो० २६ )स्वोपज्ञवृत्तौ च।

3 'मनुरब्रवीत्' इति पाठो योगशास्त्र( प्र० ३, श्लो० २६ )स्वोपज्ञवृत्तौ।

4 उत्तरार्धं तु यथा—

"देवान् पितॄन् समभ्यर्च्य खादन् मांसं न दुष्यति।"

सम्पूर्णः श्लोको दृश्यते योगशास्त्र( प्र० ३, श्लो० ३१ )स्वोपज्ञवृत्तौ।

## શબ્દાર્થ

**आयन्निआ** ( आकर्णिताः )=સાંભળેલા.
**खण** ( क्षण )=ક્ષણ, પળ.
**अद्ध** ( अर्ध )=અડધી.
**खणद्धं**=અડધી ક્ષણ.
**पि** ( अपि )=પણ.
**पइं** ( त्वयि )=તારે વિષે.
**थिरं** ( स्थिरं )=સ્થિર, દૃઢ.
**ते** ( ते )=તેઓ.
**करंति** ( कुर्वन्ति )=કરે છે.
**अणुरायं** ( अनुरागं )=અનુરાગને પ્રેમને.
**पर** ( पर )=અન્ય.
**समय** ( समय )=સિદ્ધાન્ત, આગમ.
**परसमया**=અન્યના આગમો.
**तहवि** ( तथापि )=તો પણ.
**मणं** ( मनः )=મનને.
**तुह** ( त्वत् )=દ્વિતીય પુરૂષનું એકવચન.
**न्नु** ( ज्ञ )=જાણકાર.
**त्वत्समयन्नूण**=તારા સિદ્ધાન્તને જાણનારાના.
**तुह** ( तव )=તારા.
**समयन्नूण** ( समयज्ञानां )=સિદ્ધાન્તને જાણનારાઓના.
**न** ( न )=નહિ.
**हरंति** ( हरन्ति )=હરે છે.

## પદ્યાર્થ

**જિન-સિદ્ધાન્તનું ગૌરવ—**

"અન્ય (વૈશેષિક, નૈયાયિક, જૈમિનીય, સાંખ્ય, સૌગત પ્રમુખ)ના આગમો અડધી ક્ષણ સાંભળ્યા છતાં પણ તારે વિષેનો અનુરાગ સ્થિર કરે છે અને તેમ થવાથી તારા સિદ્ધાન્તના જાણકારોનું ચિત્ત તે હરી (શકતા) નથી (તે યોગ્યજ છે)."—૩૯

## સ્પષ્ટીકરણ

**સારાંશ—**

આ પદ્યમાંથી એવો ધ્વનિ નીકળે છે કે જૈન દર્શનના રહસ્યનો જાણકાર જૈમિનીય પ્રમુખ આગમો અડધી ક્ષણ તો શું પણ કલાકોના કલાકો અને દિવસોના દિવસો સુધી એકાગ્ર ચિત્તથી સાંભળે તોપણ તેનો જૈન શાસન પ્રત્યેનો પ્રેમ અલ્પાંશે પણ ઓછો થાય તેમ નથી. કેમકે અન્ય દર્શનના સિદ્ધાન્તોમાં પરસ્પર વિરૂદ્ધતાદિક અનેક દોષો તેની નજરે પડતાં તેના ઉપર તેની પ્રીતિ થાયજ કેમ ?

❋ ❋ ❋ ❋

**वाईहिं परिग्गहिआ, करंति[1] विमुहं खणेण पडिवक्खं ।**
**तुज्झ नया नाह ! महागय व्व अन्नुन्नसंलग्गा ॥ ४० ॥**

**[ वादिभिः[2] परिगृहीताः कुर्वन्ति विमुखं क्षणेन प्रतिपक्षम् ।**
**तव नया नाथ ! महागजा इवान्योन्यसंलग्नाः ॥ ]**

प्र० वृ०—वाईहिं ति । हे विहितदुर्दान्तकुतीर्थिसार्थपुमर्थ ! नाथ ! तव सम्बन्धिनो

---

१ 'कुणंति' इति पाठो वृत्तिकारमते । २ 'वाजिभिः' इति अर्थान्तरे ।

नयाः क्षणेन विपक्षं विमुखं करंति–कुर्वन्तीति योगः। तेन नीयते–गम्यते प्रमाणप्रतिपन्नस्य वस्तुनो घटादेर्विषयीक्रियते तदितरांशानपेक्षेण येन परामर्शविशेषेण प्रतिपत्तुरभिप्रायविशेषेणांशः सदादिमयः स च व्यासतोऽनेकविकल्पः, समासतो द्वेधा–द्रव्यार्थिकः पर्यायार्थिकश्च। द्रव्यमेव वस्तु, न पर्यायाः, तेषां तन्मतेनावस्तुत्वात्। अत एव द्रव्याण्यर्थोऽस्येति द्रव्यार्थिकोऽयमुच्यते। पर्यायनयस्य तु पर्याया एव वस्तु, न द्रव्यं, तस्य तन्मतेनावस्तुत्वात्। अत एव पर्याया अर्थोऽस्येति पर्यायार्थिकोऽसावुच्यते। यदाहुः परमर्षयः[1]—

"तित्थयरवयणसंगहसविसेसपत्थारमूलवायरणी।
दव्वट्ठिओ अ पज्जवणओ असेसा विगप्पा सिं॥ १॥"

—सम्मतितर्के (गा० ३)[2]

तत्र द्रव्यार्थिकस्त्रिधा–नैगमः, सङ्ग्रहो, व्यवहारश्च। तत्र नैके गमा–अवबोधमार्गा यस्य स निपातनान्नैगमः। तथा अशेषविशेषरहितं सत्त्वद्रव्यत्वादिकं सामान्यमात्रं यः सङ्गृह्णाति स सङ्ग्रहः। तथा सङ्गृहीतान् सत्त्वद्रव्यादीनर्थान् विधाय न तु निषिध्य यः परामर्शविशेषस्तानेव विभजते स व्यवहारः। द्वितीयः पर्यायार्थिकः पुनश्चतुर्धा–ऋजुसूत्रः, शब्दः, समभिरूढः, एवम्भूतश्च। तत्र ऋजु–अतीतानागतकालक्षणकौटिल्यवैकल्यात् प्राञ्जलं सूत्रयति योऽभिप्रायः स ऋजुसूत्रः। तथा काल-कारक-लिङ्ग-सङ्ख्या-पुरुषो-पसर्गभेदेन ध्वनेरर्थभेदो यः प्रतिपद्यते स शब्दः। तथा पर्यायशब्देषु व्युत्पत्तिभेदेन भिन्नमर्थं यः समभिरोहति स समभिरूढः। तथा यः शब्दानां स्वप्रवृत्तिनिमित्तभूतक्रियाविष्टमर्थं (शब्दं) वाऽनन्यत्वेनाभ्युपगच्छति स एवम्भूतः। एवममी सर्वेऽपि समुदिता नैगमादयः सप्त महानया येषामेकैकस्यैकैकं शतमनुगामिनां नयानाम्। इह वचननिर्णयप्रस्तावे बहु वक्तव्यं तच्च ग्रन्थगौरवभीरुभिर्नाहृतम्। तत एते त्वत्प्रवचनान्तःपातिनो नयाः क्षणात् विपक्षवैमुख्यमारचयन्ति। किंविशिष्टाः सन्तः? वाईहिं ति–वादिभिः परिगृहीताः सहजनिजप्रज्ञाऽवज्ञातवाचस्पतिमतिविभवैस्तथाविधाद्भुतवादलब्धिसम्पन्नैर्वादिभिः परिगृहीताः स्वपक्ष[विपक्ष]स्थापनेन परपक्ष[विपक्ष]विक्षेपाय प्रयुक्ताः। एवंविधाश्च ते किं कुर्वन्तीति अत आह–कुणंति विमुहं ति प्रतिपक्षं साङ्ख्य-सौगतादिकुतीर्थिसार्थं क्षणेन–अक्षेपेण विमुहं–विमुखं विगलितप्रतिभाप्राग्भारत्वेन वादकथापराङ्मुखं कुणंति–कुर्वन्ति। पुनः किंविशिष्टास्ते नयाः? अन्नुन्नसंलग्गा–अन्योन्यसंलग्नाः, परस्परं कार्यकरणप्रवीणाः। अन्योन्यनिरपेक्षत्वे तु तेषां दुर्नयत्वमेव स्यात्। यदुक्तं परमर्षिभिः—

---

१ आचार्यवर्यश्रीसिद्धसेनदिवाकराः।

२ छाया—

तीर्थंकरवचनसङ्ग्रहसविशेषप्रस्तारमूलव्याकरणी।
द्रव्यार्थिकश्च पर्यवनयश्च अशेषा विकल्पाः॥

"दोहि वि नएहि नीअं सत्थमुलूएण तहवि मिच्छत्तं ।
जं सविसयप्पहाणत्तणेण अन्नुन्ननिरविक्खं ॥ १ ॥" ति

—विशेषावश्यके ( गा० २१९५ )

अत्रोपमामाह–नयाः क इव? महागय व्व–महागजा इव भद्रजातीयत्वेन मद-मन्थरगमनाः सांयुगीनाः प्रधानदन्तिन इव, तथा विधत्ते विपक्षप्रतिपन्थिनामनीकमेकहेलया प्रवृत्ताः क्षणेन हतविग्रहमेव पश्चान्मुखं विक्षिपन्ति । किंविशिष्टाः सन्तः? वाईहिं ति वाजिभिः–तुरङ्गैः परिगृहीताः–कृतपरिक्षेपाः । विधीयते हि समितिभूमिषु मत्तानां गजानां तथाविधातिगूढाभिमर्मर(?)प्रहारपरिहारतुरङ्गमपूरैः परिक्षेपः । इति चत्वारिंशत्तमगाथार्थः ॥ ४० ॥

हे० वि०—इदानीं नयप्रभावप्रतिपादनद्वारेण स्तवमाह–( वाईहिं ति )।

हे नाथ! तव नयाः नैगम१सङ्ग्रह२व्यवहार३ऋजुसूत्र४शब्द५समभिरूढ६एवम्भूत७-रूपाः क्षणेन–स्तोककालेन कुर्वन्ति विमुखं–पराङ्मुखं प्रतिपक्षं–विपक्षं, नयवादाम्भोधेर्दुरवगाहत्वात् । क इवेत्याह–महागजा इव–प्रधानद्विपा इव । किंविधा नयाः? किंविधा महागजाः इति श्लेषमाह—वादिभिः–वचनकुशलैः परिगृहीताः–परिवारिताः, महागजास्तु वाजिभिः–तुरङ्गैः, तथाऽन्योन्यसंलग्नाः–परस्परं मिलिताः, मिथः सापेक्षा इत्यर्थः । अयमत्र भावार्थः—कैश्चित् कुवासनाग्रहग्रस्तैरयःशलाकाकल्पा नया अभ्युपगताः । जैनैश्च पुनः सर्वनयसमूहमयं जिनमतमिति प्रतिपन्नम् । तस्मात् युक्तमन्योन्यसंलग्ना इति विशेषणमिति । साम्प्रतं प्रसङ्गागतमिति सङ्क्षिप्तरुचिविनेयानुग्रहाय लेशतो नयस्वरूपमुपवर्णयामः । तत्रानन्तधर्मात्मकं वस्तु स्वमतविशिष्टं नयन्ति–गोचरयन्ति संवेदनं समारोपयन्ति इति नयाः, वस्त्वेकदेशपरामर्शा इत्यर्थः । तथा चोक्तं ( श्रीसिद्धसेनदिवाकरैः )—

"एकदेशविशिष्टोऽर्थो, नयस्य विषयो मतः"

—न्यायावतारे ( श्लो० २९ )

इति । ते च अनन्तधर्माध्यासितत्वात् वस्तुनोऽनन्ताः । तथापि सर्वत्र प्रसिद्धत्वात् सप्त भेदा वर्ण्यन्ते, अन्येषां तेष्वेवान्तर्भावात् । तत्रापि चत्वारोऽर्थसमर्थकाः त्रयश्च शब्दद्वारकाः इति । साम्प्रतं एकैकमतमुपवर्णयामि(मः) । नैगमास्तावत् विचार्यन्ते । निगम्यन्ते–विविक्तं परिच्छिद्यन्ते इति निगमाः घटादयोऽर्थास्तेषु भवो नैगम इति । अयं हि सत्तालक्षणमाह

---

१ छाया—

द्वाभ्यामपि नयाभ्यां नीतं शास्त्रमुलूकेन तथापि मिथ्यात्वम् ।
यत् स्वविषयप्रधानत्वेन अन्योन्यनिरपेक्षम् ॥

२ 'मतङ्गजानां' इत्यपि पाठः ।

सामान्यमवान्तरसामान्यानि च द्रव्यत्व-गुणत्व-कर्मत्वादीनि । तथा अन्त्यविशेषानसाधारणरूपलक्षणानवान्तरविशेषांश्च घटादीन् अभिप्रैतीति नैगमयति ॥ छ ॥

अधुना सङ्ग्रहाकूतमुपवर्णयामि—तत्र सङ्गृह्णातीति समस्तविशेषप्रतिक्षेपद्वारेण सामान्यरूपतया सकलं वस्त्विति सङ्ग्रहः । अयं हि सत्तालक्षणं महासामान्यं समर्थयति, न स्तम्भेभकुम्भाम्भोरुहादीन् विशेषानिति सङ्ग्रहः ॥ छ ॥

साम्प्रतं व्यवहाराभिप्राय उच्यते—व्यवह्रियते लौकिकैरनेनाभिप्रायेणेति व्यवहारः । अयं तु मन्यते यदेव लोकव्यवहारपथमवतरति जलाद्याहरणसमर्थं घटादिकं तदेव पारमार्थिकं वस्तु, न सामान्यं अन्त्यविशेषा वा पारमार्थिका इति व्यवहारः ॥ छ ॥

साम्प्रतं ऋजुसूत्राभिप्रायः कथ्यते—तत्र अतीतस्य विनष्टत्वात् अनागतस्य अलब्धात्मलाभत्वात् खरविषाणादिभ्योऽवशिष्यमाणतया नार्थक्रियानिवर्तनक्षमत्वमर्थक्रियाक्षमं च वस्तु तदभावात् तयोर्न वस्तुत्वं (इति) ऋजुसूत्रः । तदिदमर्थस्वरूपनिरूपण निपुणानां मतमुपवर्णितम् ।

अधुना शब्दद्वारकाणां मतमुपवर्ण्यते । इदं साधारणमाकूतं यदुत शब्द एव परमार्थः, नार्थः, तस्य तत्प्रतीतौ प्रतीयमानत्वात् स्वरूपवदिति ॥ छ ॥

साम्प्रतं प्रत्येकमतं कथ्यते—तत्र शब्द्यते—आहूयते अनेनाभिप्रायेणार्थः इति शब्दः । अयं हि मन्यते रूढितो यावन्तो ध्वनयः कस्मिंश्चिदर्थे प्रवर्तन्ते यथा इन्द्र—शक्र—पुरन्दरादयस्तेषामपि एकोऽर्थो वाच्य इति ॥ छ ॥

साम्प्रतं समभिरूढमतमुच्यते—सम्—एकीभावेन व्युत्पत्तिनिमित्तमास्कन्दयति शब्दप्रवृत्तौ योऽभिप्रायः स समभिरूढः । अयं हि पर्यायशब्दानां प्रतिविभक्तमेवार्थमभिगम्यते । तद्यथा—इन्दनादिन्द्रः, शकनात् शक्रः, पूर्दारयतीति पुरन्दरः ॥ छ ॥

साम्प्रतं एवम्भूताभिप्रायः प्रतिपाद्यते । तत्र एवंशब्दः प्रकारवचनः, ततश्चैवम्—यथा व्युत्पादितस्तं प्रकारं भूतः—प्राप्तो योऽभिप्रायः स एवम्भूतः । अयं हि यस्मिन्नर्थे शब्दो व्युत्पाद्यते स व्युत्पत्तिनिमित्तमर्थो यदैव विवर्तते तदैव तं शब्दं प्रवर्तमानमभिप्रैति, न सामान्येन । यथोदकाद्याहरणवेलायां योषिदादिमस्तकारूढो विशिष्टचेष्टावानेव घटोऽभिधीयते, न शेषः, घटशब्दव्युत्पत्तिनिमित्तशून्यत्वात् पटादिवदिति ॥ छ ॥

एतावभिप्रेत्य धर्मं समर्थयन्तः । शेषधर्मस्वीकारतिरस्कारपरिहारद्वारेण प्रवर्तमाना नया भण्यन्ते । यदा तु सावधारणाः सन्तः वस्तु समर्थयन्ति तदा दुर्णयतां भजन्ते । दुर्णयत्वं च यथा भवति तथा ग्रन्थगौरवभयादस्माभिर्नोच्यते ग्रन्थान्तराद् विज्ञेयमिति कृतं विस्तरेण । प्रकृतं प्रस्तुमः ॥ ४० ॥

## શબ્દાર્થ

वाईहिं ( वादिभिः )=વાદીઓથી.
वाईहिं ( वाजिभिः )=ઘોડાઓથી.
परिग्गहिआ ( परिगृहीताः )=સ્વીકારાયેલા.
करंति ( कुर्वन्ति )=કરે છે.
विमुहं ( विमुखं )=વિમુખ.
खणेण ( क्षणेन )=ક્ષણમાં, પળમાં.
पडिवक्खं ( प्रतिपक्षं )=પ્રતિપક્ષને, શત્રુને.
तुज्झ ( तव )=તારા.
नया ( नयाः )=નયો.
नाह ! ( नाथ ! )=હે નાથ !
मह ( महत् )=મોટો.
गय ( गज )=હાથી.
महागय=મોટા હાથીઓ.
व्व ( इव )=જેમ.
अन्नुन्न ( अन्योन्य )=પરસ્પર.
संलग्ग ( संलग्न )=જોડાયેલ.
अन्नुन्नसंलग्गा=પરસ્પર જોડાયેલા.

## પદ્યાર્થ

જૈન નયોની પ્રભુતા—

"હે નાથ ! ઘોડાઓથી વીંટળાયેલા તથા પરસ્પર મળી ગયેલા એવા મોટા હાથીઓ જેમ ( શત્રુના સૈન્યને રણ–ક્ષેત્રમાંથી પાછું હઠાવે છે તેમ અતિશય ચતુર અને વળી વાદ–લબ્ધિથી અલંકૃત એવા) વાદીઓએ (પોતાના પક્ષના મણ્ડનને માટે અને પ્રતિપક્ષના ખણ્ડનને માટે ) સ્વીકારેલા તેમજ [1]પરસ્પર સંગત એવા તારા નયો પ્રતિપક્ષને એક ક્ષણમાં (વાદ–વિવાદના ક્ષેત્રથી ) વિમુખ કરે છે."—૪૦

૧ આ વિશેષણથી વિશિષ્ટ નયોજ 'સુનય' છે એમ સૂચન કરવામાં આવ્યું છે; નહિ તો જો નયો પોતાના મર્યાદા–ક્ષેત્રની બહાર જઇ એક બીજાને ઉતારી પાડવા પ્રયત્ન કરે તો તે 'દુર્નય' બની જાય છે. કહેવાની મતલબ એ છે કે પરસ્પર સાપેક્ષ નયો 'સુનય' છે, જ્યારે પરસ્પર નિરપેક્ષ નયો તે 'દુર્નય' છે. આ વાતનું શ્રીરત્નપ્રભસૂરિકૃત સ્તુતિ–દ્વાત્રિંશિકાનું નિમ્ન–લિખિત પદ્ય સમર્થન કરે છેઃ—

"अहो चित्रं चित्रं तव चरितमेतन्मुनिपते !
स्वकीयानामेषां विविधविषयव्याप्तिवशिनाम् ।
विपक्षापेक्षाणां कथयसि नयानां सुनयतां
विपक्षक्षेप्तॄणां पुनरिह विभो ! दुष्टनयताम् ॥"

પંચાશત્‌માંનો નિમ્ન–લિખિત શ્લોક પણ આ વાતની સાક્ષી પૂરે છેઃ—

"निःशेषांशजुषां प्रमाणविषयीभूयं समासेदुषां
वस्तूनां नियमांशकल्पनपराः सप्त श्रुता भङ्गिनः ।
औदासीन्यपरायणास्तदपरे चांशे भवेयुर्नया—
श्चेदेकान्तकलङ्कपङ्ककलुषास्ते स्युस्तदा दुर्नयाः ॥"

પરંતુ આ ઉપરથી નય અને દુર્નય એ બે હોય એવું સૂચન થાય છે. વસ્તુ–સ્થિતિ આ પ્રકારની હોય એમ કલિકાલ સર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિના નીચે મુજબના ઉદ્‌ગાર ઉપરથી જણાય છે એટલુંજ નહિ પણ ન્યાયાચાર્ય શ્રીયશોવિજયગણિ પણ એને પ્રમાણરૂપે સ્વીકારે છેઃ—

"सदेव सत् स्यात् सदिति त्रिधाऽर्थो मीयेत दुर्नीतिनयप्रमाणैः"
—અન્યયોગવ્યવચ્છેદિકા દ્વાત્રિંશિકા શ્લો૦ ૨૮

આથી કરીને શ્રીમલયગિરિસૂરિ "नयो दुर्नयः सुनयश्चेति दैगम्बरा व्यवस्था, न त्वस्माकम्, नयदुर्नययोरर्थाविशेषात्" ઇત્યાદિ જે ઉલ્લેખ કરે છે તે કઇ અપેક્ષા અનુસાર ઘટે છે તે વિદ્વાનોએ વિચારી જોવા જેવું છે.

## સ્પષ્ટીકરણ

નય-પર્યાલોચન—

પ્રત્યેક પ્રવૃત્તિમાં નિર્ણાયક શક્તિ અને ગ્રાહક શક્તિની મુખ્યતા રહેલી છે. નિર્ણાયક શક્તિ પદાર્થના નિર્ણયો તરફ ધ્યાન આપે છે, જ્યારે ગ્રાહક શક્તિ એ નિર્ણયોને ક્રમશઃ વ્યવહારરૂપ આપવામાં પ્રવૃત્ત થાય છે. આ શક્તિઓને શાસ્ત્રકારો અનુક્રમે 'પ્રમાણ' અને 'નય' એવા નામથી સંબોધે છે. આ બંને જ્ઞાનનાં એક જાતનાં રૂપાંતરો છે, છતાં એ બંનેમાં ભિન્નતા છે. જેમકે પ્રમાણ નિરપેક્ષ છે, જ્યારે નય સાપેક્ષ છે; અર્થાત્ પ્રમાણ પોતાના સામર્થ્યથી પોતાનું રક્ષણ કરી શકે છે, જ્યારે નયને તો પોતાના બચાવ માટે પ્રમાણનો આશ્રય લેવો પડે છે. કહેવાની મતલબ એ છે કે પ્રમાણ વસ્તુ સ્વરૂપનો નિર્ણય કરે છે, જ્યારે નય તો પ્રમાણે કરેલા નિર્ણય ઉપર જીવે છે. એનું કારણ એ છે કે નયરૂપે ગણાવા લાયક કોઈ પણ આશય-અભિપ્રાય-વિચાર પ્રત્યક્ષ, અનુમાન કે અન્ય કોઇ પ્રમાણથી બાધિત નજ હોવો જોઇએ. અમુક વિચાર અભ્રાન્ત છે, અસંદિગ્ધ છે, નિર્દોષ છે એવી પ્રતીતિ પ્રમાણ દ્વારા થાય ત્યાર પછીજ તે વિચાર નયસમિતિનો સભ્ય બની શકે છે. આ પ્રમાણે નયસમિતિના સભ્ય બનેલા વિચારે પોતાનાથી ભિન્ન કે વિરૂદ્ધ વિચાર સાથે ઝપાઝપી ન કરવી જોઇએ, તેના તરફ ઉદાસીન રહી પોતાનું કાર્ય બજાવવું જોઇએ. આ પ્રમાણેનું વર્તન નહિ રાખે તો તેને નયસમિતિ પોતાના સંઘ બહાર મૂકે છે અને તેને 'નયાભાસ' એવા નામથી ઓળખાવે છે.

આ ઉપરથી એ ફલિતાર્થ થાય છે કે અનન્ત ધર્મવાળી વસ્તુમાંના કોઈ અમુક ધર્મને ઉદ્દેશીને જે યથાર્થ અભિપ્રાય આપવામાં આવે તે 'નય કહેવાય છે, જ્યારે અન્ય ધર્મો તરફ ઉદાસીનતા ધારણ ન કરતાં તેનું ખણ્ડન કરવા પ્રવૃત્ત થતો અભિપ્રાય તે 'નયાભાસ' છે. આથી પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરે તે પોતાની મહત્તા ગુમાવી બેસે, એ દેખીતી વાત છે.

નય-જ્ઞાન એ દ્રવ્યાનુયોગની કુંચી છે. અન્ય શબ્દોમાં કહીએ તો દ્રવ્યાનુયોગનું યથાર્થ સ્વરૂપ પ્રકટ કરનારી એ બારાખડી છે, કેમકે એની સહાયતાથી વિકટમાં વિકટ પ્રશ્ન પણ સુન્દર અને સચોટ રીતે ઉકેલી શકાય છે. આનાથી જગત્‌ના સમસ્ત વિચારો તેમજ તેની પ્રવૃત્તિઓ-અરે સમાજ કે વ્યક્તિગત બંધારણના પાયાઓનો પણ વાસ્તવિક બોધ થાય છે. આથી તો નયને ઉદ્દેશીને અન્યાન્ય જૈનાચાર્યોએ અનેક પ્રૌઢ ગ્રન્થો રચ્યા છે. મેં પણ યથામતિ એની સ્થૂલ રૂપરેખા **ન્યાયકુસુમાંજલિ**ના સ્પષ્ટીકરણ (પૃ૦ ૧૬૫-૧૭૨,૨૨૪-૨૨૮) માં આલેખી છે.

આ વિષયના ગૌરવ તરફ લક્ષ્ય આપતાં તેમજ ટીકાકારનો આશય થોડે ઘણે અંશે સમજાવવા માટે કરેલો પ્રયાસ અનાવશ્યક નહિ ગણાય એમ માની નીચે મુજબની હકીકત રજુ કરવામાં આવે છેઃ—

આપણે ઉપર જોઇ ગયા તેમ નય એ અભિપ્રાય-વિશેષ યાને એક પ્રકારનું અપેક્ષા-જ્ઞાન હોવાથી એની સંખ્યા અગણિત હોવી જોઇએ એવો સહજ ભાસ થાય છે. ખરેખર, વસ્તુ-સ્થિતિ પણ તેમજ છે, કેમકે એ વાતની **સમ્મતિ-તર્ક**ના તૃતીય કાણ્ડની નિમ્ન-લિખિત ૪૭મી ગાથા સાક્ષી પૂરે છેઃ—

"[1]जावइया वयणपहा तावइया चेव हुंति नयवाया"

---

૧ છાયા—

यावन्तो वचनपथाः तावन्तः चैव भवन्ति नयवादाः ॥

અર્થાત્ જેટલા વચન-માર્ગ છે તેટલા નય-વાદો છે.

આ પ્રમાણેની પરિસ્થિતિ હોવા છતાં પણ કુશાગ્રમતિ જૈનાચાર્યોએ આ ગણનાતીત નયોના સમૂહને માત્ર સાત નયોમાંજ વિભક્ત કર્યો છે. આ વહેંચણી પણ વળી એવી અનુપમ રીતે કરી છે કે જગત્‌ના કોઇ પણ વિચારનો આમાં સમાવેશ થવો બાકી રહેતો નથી.

અત્ર એવો સહજ પ્રશ્ન ઉદ્‌ભવે કે શબ્દ-સમુદાયની વિશાળતાને લઇને શબ્દ-જ્ઞાન પણ થવું મુશ્કેલ છે તો અપેક્ષા-જ્ઞાનની વાતજ શી? આનું સમાધાન એ છે કે એક તો વૈયાકરણોએ આ શબ્દ-સમુદાયના નામ, સર્વનામ ઇત્યાદિ ભેદો પાડી સરલતા કરી આપી છે અને બીજું અભ્યાસ-પરિચય દ્વારા તે શબ્દ-જ્ઞાન પણ સહેલાઇથી પ્રાપ્ત થાય છે.

તો એવી રીતે સુયોગ્ય અભ્યાસ-મનન કરવાથી કયો અભિપ્રાય કયા નયને અવલંબીને આપવામાં આવ્યો છે તે જાણવામાં ધારવા જેટલી મુશ્કેલી નથી.

પ્રાપ્ત કરવું, લઈ જવું એ અર્થ સૂચક नी ધાતુ ઉપરથી 'નય' શબ્દ બનેલો છે. એનાં [1]પ્રાપક, [2]કારક [3]સાધક, [4]નિવર્તક, [5]નિર્ભાસક, [6]ઉપલંભક, [7]વ્યંજક ઇત્યાદિ [8]નામાંતર છે એ વાત **તત્ત્વાર્થાધિગમસૂત્ર** ( અ૦ ૧, સૂ૦ ૩૫)ના ભાષ્ય ઉપરથી જોઇ શકાય છે. આ પ્રાપક વિગેરેનાં લક્ષણોના સંબંધમાં વિશેષ વિવેચન ન કરતાં તેના જિજ્ઞાસુને ન્યાયવિશારદ ન્યાયાચાર્ય **શ્રીયશોવિજયગણિકૃત નયરહસ્ય-પ્રકરણ** જોવા ભલામણ કરવામાં આવે છે.

નયના જે મુખ્ય સાત ભેદો પાડવામાં આવે છે તે તરફ હવે ઉડતી નજર ફેંકીએ.

(૧) નૈગમ નય વસ્તુગત સામાન્ય તેમજ વિશેષ ધર્મો ઉપર પ્રકાશ પાડે છે. આના જૂદી જૂદી રીતે ત્રણ ત્રણ ભેદો પડે છે. (જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા**નું ૨૦ મું પૃષ્ઠ) આ નય તરફ નૈયાયિક અને વૈશેષિક દર્શનની અનુચિત પ્રીતિ છે[9] અર્થાત્ આ નયની સુવ્યવસ્થિત મર્યાદાનું તે દર્શનમાં ઉલ્લંઘન કરવામાં આવ્યું છે એવું જૈન શાસ્ત્રકારોનું કથન છે.

(૨) સંગ્રહ નય વસ્તુમાં રહેલી વિશેષતા તરફ ઉદાસીન રહી તદ્‌ગત સામાન્યતા તરફ દૃષ્ટિ-પાત કરે છે. સાંખ્ય દર્શન તેમજ અદ્વૈતવાદની ઉત્પત્તિ આ નય તરફના અઘટિત મોહને આભારી છે.[10]

---

૧ પદાર્થને પ્રાપ્ત કરાવનાર-મેળવી આપનાર. ૨ જ્ઞાન પદાર્થનો બોધ કરાવનાર. ૩ પદાર્થના નિર્ણયને સાધનાર. ૪ પદાર્થગત બોધનો નિષ્પાદક. ૫ પદાર્થનો ભાસ કરાવનાર. ૬ પદાર્થની ઉપલબ્ધિ-પ્રાપ્તિ કરાવનાર. ૭ પદાર્થને વ્યક્ત-સ્ફુટ કરનાર. ૮ નયના સ્વભાવને અનુરૂપ-અર્થસૂચક-અન્વર્થ એવાં આ નામો છે.

૯-૧૦ સામાન્યગ્રાહી સંગ્રહ નયમાંથી નૈયાયિક દર્શન અને વિશેષગ્રાહી વ્યવહાર નયમાંથી વૈશેષિક દર્શન ઉદ્‌ભવ્યાં છે, એમ મતાન્તર છે. શુદ્ધ સંગ્રહ નયમાંથી બ્રહ્મવાદિ દર્શન અને અશુદ્ધ વ્યવહાર નયમાંથી સંખ્યદર્શન ઉત્પન્ન થયાં છે એવો એક મત છે, જ્યારે શ્રીભદ્રબાહુસ્વામિકૃત **નમસ્કાર-નિર્યુક્તિ**માં તો નૈગમ નયમાંથી સાંખ્યદર્શનની પ્રવૃત્તિ થઇ છે એમ કહેવામાં આવ્યું છે.

આ સંબંધમાં ( **નયરહસ્ય, નયપ્રદીપ, જૈનતર્કભાષા** વગેરેના કર્તા ) ન્યાયાચાર્ય શ્રીયશોવિજયગણિના ઉદ્‌ગારો મનન કરવા જેવા છે. તેઓ **નયોપદેશ**માં કથે છે કે—

"जातं द्रव्यास्तिकाच्छुद्धाद्, दर्शनं ब्रह्मवादिनाम् ।
तत्रैके शब्दसन्मात्रं, चित्सन्मात्रं परे जगुः ॥ १०९ ॥

(૩) વ્યવહાર નય વિશેષતા તરફ લક્ષ્ય રાખે છે. લોક વ્યવહાર આ નયનું કાર્ય-ક્ષેત્ર છે. એના અયથાર્થ સેવનથી ચાર્વાક દર્શન ઉદ્‌ભવ્યું છે.

(૪) ઋજુસૂત્ર નય વર્તમાન કાલ સાથે સંબંધ ધરાવે છે. આ પર્યાયો તરફ ધ્યાન આપે છે. આની સત્તાના દુરૂપયોગરૂપ [1]સૌત્રાન્તિક બૌદ્ધ દર્શન છે.[2]

(૫) શબ્દ નય પ્રવૃત્તિ લૌકિક સંકેતો ઉપરજ નિર્ભર છે. એ પર્યાયોની ભિન્નતા તરફ ધ્યાન આપતો નથી. અન્યાન્ય શબ્દોવડે સૂચ વાતા વાચ્યાર્થને એકજ પદાર્થરૂપે તે સ્વીકારે છે. આનું અનુચિત સેવન વૈભાષિક દર્શનમાં નજરે પડે છે.

---

अशुद्धाद् व्यवहाराख्यात्, ततोऽभूत् साङ्ख्यदर्शनम् ।
चेतनाचेतनद्रव्या-नन्तपर्यायदर्शकम् ॥ ११० ॥
यद्यप्येतन्मतेऽप्यात्मा, निर्लेपो निर्गुणो विभुः ।
अध्यासाद् व्यवहारश्च, ब्रह्मवादेऽपि सम्मतः ॥ १११ ॥
प्रत्युतात्मनि कर्तृत्वं, साङ्ख्यानां प्रातिभासिकम् ।
वेदान्तिनां त्वनिर्वाच्यं, मतं तद् व्यावहारिकम् ॥ ११२ ॥
अनुत्पन्नत्वपक्षश्च, निर्युक्तौ नैगमे श्रुतः ।
नेति वेदान्तिसाङ्ख्योक्त्योः, सङ्ग्रहव्यवहारता ॥ ११३ ॥
तथाप्युपनिषद्दृष्टिः, सृष्टिवादात्मिका परा ।
तस्यां स्वप्नोपमे विश्वे, व्यवहारलवोऽपि न ॥ ११४ ॥
साङ्ख्यशास्त्रे च तत्रात्म-व्यवस्था व्यवहारकृत् ।
इत्येतावत् पुरस्कृत्य, विवेकः सम्मतावयम् ॥ ११५ ॥
हेतुर्मतस्य कस्यापि, शुद्धोऽशुद्धो न नैगमः ।
अन्तर्भावो यतस्तस्य, सङ्ग्रह-व्यवहारयोः ॥ ११६ ॥
द्वाभ्यां नयाभ्यामुन्नीत-मपि शास्त्रं कणाशिना ।
अन्योन्यनिरपेक्षत्वान्-मिथ्यात्वं स्वमताग्रहात् ॥ ११७ ॥
स्वतद्व्यक्तिसामान्य-ग्रहा येऽत्र तु नैगमे ।
औलूक्यसमयोत्पत्तिं ब्रूमहे, तत एव हि ॥ ११८ ॥"

૧ સૌત્રાન્તિક એ બૌદ્ધ સંપ્રદાયના ચાર ફિરકાઓ પૈકી એક છે. એનું તેમજ બીજા ત્રણ ફિરકાઓનું સ્થૂળ સ્વરૂપ નિમ્ન-લિખિત પદ્યમાં દૃષ્ટિ-ગોચર થાય છે:—

"अर्थो ज्ञानसमन्वितो मतिमता वैभाषिकेणोच्यते
प्रत्यक्षो नहि बाह्यवस्तुविसरः सौत्रान्तिकैराश्रितः ।
योगाचारमतानुगैरभिमता साकारबुद्धिः परा
मन्यन्ते यत मध्यमाः कृतधियः स्वच्छां परां संविदम् ॥"

આ પદ્ય નયોપદેશની શ્રીભાવપ્રભસૂરિકૃત અવચૂરિમાં છે એટલુંજ નહિ, પરંતુ શ્રીહરિભદ્રસૂરિકૃત ષડ્દર્શનસમુચ્ચયની શ્રીગુણરત્નસૂરિએ રચેલી તર્કરહસ્યદીપિકા નામની વૃત્તિના પ્રથમ અધિકારના અન્તમાં પણ છે; પરંતુ તેના મૂળ કર્તા કોણ છે તે મારા જાણવામાં નથી.

૨ આ તેમજ હવે પછીના ત્રણ ઉલ્લેખો નયોપદેશના નિમ્ન-લિખિત શ્લોકના આધારે કરવામાં આવ્યા છે:—

"ऋजुसूत्रादितः सौत्रान्तिक-वैभाषिकौ क्रमात् ।
अभूवन् सौगता योगाचार-माध्यमिकावितिः ॥ ११९ ॥"

(૬) સમભિરૂઢ નય પર્યાયની ભિન્નતાથી અર્થમાં ભિન્નતા માને છે. કેમકે એ લૌકિક સંકેતો ઉપરાંત વ્યુત્પત્તિ તરફ પણ લક્ષ્ય આપે છે. અર્થાત્ આ નય શબ્દો દ્વારા અર્થોનો બોધ મેળવતી વેળા લૌકિક સંકેત અને શબ્દ વાચ્યભાવ એ બંને તરફ નજર રાખે છે. આના તરફ અયોગ્ય મોહ ધરાવનારા દર્શન તરીકે યોગાચારને ઓળખાવી શકાય.

(૭) એવંભૂત નય સ્વકીય કાર્યને કરનારી વસ્તુનેજ વસ્તુરૂપે માને છે. આ નય પણ લૌકિક સંકેતનો આશ્રય લે છે તો પણ તેનું મુખ્ય ધ્યેય તો શબ્દના વ્યુત્પત્તિ જન્ય ભાવ સાથે અર્થના સામ્ય તરફજ હોય છે. આ નય લાક્ષણિક કે ઔપચારિક શબ્દો તરફ જરા પણ ધ્યાન આપતો નથી. કહેણી અને રહેણીની સમાનતાને પુષ્ટિ આપવામાં આ નય એક્કો છે, અર્થાત્ શબ્દનો ભાવ એક દિશામાં હોય અને અર્થનો બીજી દિશામાં હોય તે વાત આને સંમત નથી. માધ્યમિક દર્શનની આ તરફ અઘટિત પ્રીતિ છે.

એક એકથી વધારે વિશુદ્ધ એવા આ સાત નયો પૈકી પ્રત્યેકના સો સો ભેદો પડે છે. સુભાગ્યે આનું સ્વરૂપ **નયચક્રવાલ**માં તેના કર્તા **શ્રીમલ્લવાદી**એ આલેખ્યું છે એટલુંજ નહિ, પરંતુ તેના ઉપર સુવિસ્તૃત ટીકા રચી પોતાની પરોપકાર-વૃત્તિ **શ્રીસિદ્ધર્ષિ** મુનિવર્યે પ્રકટ કરી છે. આનો આદર્શ તૈયાર કરવામાં ન્યા૦ ન્યા૦ **શ્રીયશોવિજય** મહોપાધ્યાયે અપૂર્વ પરિશ્રમ સેવ્યો છે. આ અનુપમ ગ્રન્થ જેમ બને તેમ જલદી છપાવીને બહાર પાડવામાં આવે તેમ વધારે હિતકર છે. એ પ્રકટ થતાં તેના જિજ્ઞાસુને ઘણું જાણવાનું મળશે.

ઉપર્યુક્ત સાત નયો પૈકી કેટલા નયોને દ્રવ્યાર્થિક ગણવા એ સંબંધમાં મત-ભેદ છે. શ્વેતામ્બર સમ્પ્રદાયમાં **શ્રીજિનભદ્રગણિ** ક્ષમાશ્રમણ પ્રમુખ સૈદ્ધાન્તિકો પ્રથમના ચારને દ્રવ્યાર્થિક માને છે, જ્યારે **શ્રીસિદ્ધસેનદિવાકર** પ્રમુખ તાર્કિકો પ્રથમના ત્રણને દ્રવ્યાર્થિક માને છે. **નયોપદેશ**માં કહ્યું પણ છે કે—

"तार्किकाणां त्रयो भेदा, आद्या द्रव्यार्थिनो मताः ।
सैद्धान्तिकानां चत्वारः, पर्यायार्थगताः परे ॥ १८ ॥

દિગમ્બર-સમ્પ્રદાય તરફ નજર કરતાં માલૂમ પડે છે કે **તત્ત્વાર્થશ્લોકવાર્તિક**ના કર્તા **શ્રીવિદ્યાનન્દ**સ્વામી તાર્કિકોને મળતા છે, કેમકે તેમણે આ ગ્રન્થ (પૃ૦ ૨૬૮)માં કહ્યું છે કે—

"सङ्क्षेपाद् द्वौ विशेषेण, द्रव्यपर्यायगोचरौ ।
द्रव्यार्थो व्यवहारान्तः, पर्यायार्थस्ततोऽपरः ॥ ३ ॥"

અર્થ-નય અને શબ્દ-નયમાં ક્યા કયા નયોનો અન્તર્ભાવ થાય છે તે સંબંધમાં તો મત-ભિન્નતા જણાતી નથી. સૈદ્ધાન્તિકો તેમજ તાર્કિકો નૈગમથી ઋજુસૂત્ર પર્યંતના ચાર નયોને અર્થ-નય માને છે, જ્યારે બાકીના નયોને શબ્દ-નય તરીકે ઓળખાવે છે. આ વિષયમાં તો શ્વેતાંબર અને દિગમ્બર સમ્પ્રદાયોનું પણ ઐક્ય જોવાય છે; કેમકે **તત્ત્વાર્થશ્લોકવાર્તિક** (પૃ૦ ૨૭૪)માં કહ્યું છે કે—

"तत्रर्जुसूत्रपर्यन्ता–श्चत्वारोऽर्थनया मताः ।
त्रयः शब्दनयाः शेषाः, शब्दवाच्यार्थगोचराः ॥ ८१ ॥"

નયનો વિષય જાણવા લાયક છે, પરંતુ તે એટલો [1]ગહન તેમજ વિસ્તૃત છે કે એના સંબંધમાં જેટલો ઊહાપોહ કરવામાં આવે તેટલો ઓછો છે. તેથી આખો એક નવીન ગ્રન્થ રચી શકાય એવા આ વિષયને લગતી બે ત્રણ હકીકતોનો ઉલ્લેખ કરી આને પૂર્ણ કરવામાં આવે તો અનુચિત નહિ લેખાય.

ઉપર ગણાવી ગયેલા સાત નયો પૈકી નૈગમાદિક ત્રણ નયો મતિ, શ્રુત અવધિ, મનઃપર્યય અને કેવલ એ પાંચે જ્ઞાનોને તેમજ મતિ–અજ્ઞાન, શ્રુત–અજ્ઞાન અને [2]વિભંગ જ્ઞાન એ ત્રણ અજ્ઞાનોને માને છે. ઋજુસૂત્ર નય તો શ્રુત–જ્ઞાન અને શ્રુત–અજ્ઞાનને સાહાય્ય કરનાર હોવાથી મતિ–જ્ઞાન અને મતિ–અજ્ઞાન સિવાયના ચાર જ્ઞાનોને અને બે અજ્ઞાનોને માને છે. શબ્દ નય મતિ અવધિ અને મનઃપર્યય એ ત્રણ શ્રુતના સહાયક હોવાથી શ્રુત–જ્ઞાન અને કેવલ–જ્ઞાન એ બેનેજ માને છે. આ નયની અપેક્ષાએ કોઇ અજ્ઞાની કે મિથ્યાદૃષ્ટિ નથી (જુઓ **તત્ત્વાર્થાધિગમસૂત્ર** અ૦ ૧, સૂ૦ ૩૫ ના ભાષ્યનો અંતિમ ભાગ).

અત્ર એ નિવેદન કરવું આવશ્યક સમજાય છે કે જૈન તત્ત્વજ્ઞાનના ભંડારની કુંચીરૂપ નયનો [3]પ્રમાણ અને [4]સ્યાદ્વાદ સાથે શો સંબંધ છે એ જ્યાં સુધી બરાબર ધ્યાનમાં ન આવે ત્યાં સુધી નયનું મહત્ત્વ પૂરેપૂરૂં આંકી શકાય નહિ. આ સંબંધને વ્યક્ત કરનારાં બે પદ્યો તાર્કિક-શિરોમણિ આચાર્ય **શ્રીસિદ્ધસેન દિવાકરે** પોતાની કૃતિ **ન્યાયાવતાર**માં રચ્યાં છે. તે નીચે મુજબ છેઃ—

---

૧ ગહન કહેવું વાસ્તવિક છે કે નહિ તે તો શુદ્ધાદિક એવા જે દ્રવ્યાર્થિક નયના ભેદોનું સ્વરૂપ **દ્રવ્યાનુયોગતર્કણા**માં આપ્યું છે તે જોવાથી પ્રતીતિ થશે.

૨ વિપરીત અવધિ–જ્ઞાનને વિભંગ જ્ઞાન કહેવામાં આવે છે. અવધિ–અજ્ઞાન એવો પ્રયોગ કરવામાં આવતો નથી.

૩ પ્રમાણનું યત્કિંચિત્ સ્વરૂપ મેં ન્યાયવિશારદ ન્યાયતીર્થ મુનિરાજ **શ્રીન્યાયવિજય**કૃત **ન્યાયકુસુમાંજલિ**ના તૃતીય સ્તબકના સ્પષ્ટીકરણમાં વિચારેલું હોવાથી એના જિજ્ઞાસુને તે જોવા હું ભલામણ કરૂં છું.

૪ સ્યાદ્વાદના સંબંધમાં **શ્રીશોભન** મુનિરાજકૃત **સ્તુતિ–ચતુર્વિંશતિકા**ના સ્પષ્ટીકરણ (પૃ૦ ૧૧૨–૧૧૫) માં થોડો ઘણો ઊહાપોહ કરવામાં આવ્યો છે, એટલે અહીં એ સંબંધમાં વિશેષ ઉલ્લેખ ન કરતાં એટલોજ ઇસારો કરવો બસ થશે કે સ્યાદ્વાદ એ પરમત–અસહિષ્ણુતારૂપ બીજને પલ્લવિત કરનારા નયાભાસરૂપ મેઘને વિખેરી નાંખનાર પવન છે. એની મદદથી સ્યાદ્વાદી સર્વે ઉપર સમાન ભાવ રાખી શકે છે. આથી તો તે પોતાને બીજાની સ્થિતિમાં પોતાની કલ્પના–શક્તિ વડે–નયાંતરથી મૂકી શકે છે અને તેથીજ તે બીજા માનવની સ્થિતિ સમજી તેના તરફ 'સ્યાત્' શબ્દ દ્વારા દયા–દિલસોજી–સહાનુભૂતિ દર્શાવી શકે છે. આ પ્રમાણે સ્યાદ્વાદ આત્માના સમભાવરૂપ પદ્મને વિકસિત કરી તેને મુક્તિ–રમણીના મંદિરમાં દોરી લઇ જાય છે. **સંબોધ સિત્તરી**ના આરંભમાં તેના કર્તા **શ્રીરત્નશેખરસૂરિ**એ કહ્યું પણ છે કે—

"सेयंबरो य आसंबरो य बुद्धो य अहव अन्नो वा ।
समभावभाविअप्पा लहइ मुक्खं न संदेहो ॥ १ ॥"

શ્વેતાંબર હો કે દિગમ્બર હો, બુદ્ધ હો કે અન્ય કોઇ હો. જેનો આત્મા સમભાવને ભજે છે તે મોક્ષ પામે છે. એ નિઃસંદેહ હકીકત છે.

"अनेकान्तात्मकं वस्तु, गोचरः सर्वसंविदाम् ।
एकदेशविशिष्टोऽर्थो, नयस्य विषयो मतः ॥ २९ ॥
नयानामेकनिष्ठानां, प्रवृत्तेः श्रुतवर्त्मनि ।
सम्पूर्णार्थविनिश्चायि, स्याद्वादश्रुतमुच्यते ॥ ३० ॥"

અર્થાત્—"અનેક ધર્માત્મક વસ્તુ એ સર્વ સવેદનનો–પ્રમાણનો વિષય મનાય છે અને એક દેશ–અંશ સહિત વસ્તુ એ નયનો વિષય મનાય છે (આ નય અને પ્રમાણના વિષય ઉપર પ્રકાશ પાડનારૂં પદ્ય છે).–૨૯

એક નિષ્ઠ–એક એક ધર્મને ગ્રહણ કરવામાં લીન એવા નયોની પ્રવૃત્તિ શ્રુતિમાર્ગમાં હોવાથી સંપૂર્ણ વસ્તુને નિશ્ચિત કરનાર અર્થાત્ વસ્તુને સમગ્રપણે પ્રતિપાદન કરનાર તે સ્યાદ્વાદ-શ્રુત કહેવાય ( આ નય અને સ્યાદ્વાદના સંબંધનું સૂચન કરનારૂં પદ્ય છે )."–૩૦

આનન્દની વાત એ છે કે **ન્યાયાવતાર**ના અન્ય પદ્યોની જેમ આ બે પદ્યોનું ગૂર્જર ગિરામાં અધ્યાપક શ્રીયુત પં૦ **સુખલાલજી**એ તૈયાર કરેલું સ્પષ્ટીકરણ **જૈન સાહિત્ય સંશોધક**ના ત્રીજા ખંડના પ્રથમ અંક (પૃ૦ ૧૪૨–૧૪૬)માં નજરે પડે છે. આ ત્રિમાસિકના વિદ્વાન્ સંપાદકે આના સંબંધમાં એવો અભિપ્રાય પ્રદર્શિત કર્યો છે કે "જે સ્પષ્ટીકરણ શ્લોકે ૨૯–૩૦ ના વિવેચનમાં કરવામાં આવ્યું છે તે તો અમારા અભિપ્રાય પ્રમાણે અદ્વિતીય અને અનન્યજ્ઞાત જેવું છે." આવી પરિસ્થિતિમાં હું તે સ્પષ્ટીકરણ અક્ષરશઃ અત્ર આપું તો તે અસ્થાને નહિ લેખાય.

"પ્ર. પ્રમાણનો વિષય થનારી વસ્તુઓ કરતાં નયનો વિષય થનારી વસ્તુઓ શું તદ્દન જૂદી હોય છે, કે જેથી પ્રમાણ અને નયના વિષયને તદ્દન જૂદે જૂદો બતાવી શકાય ?

ઉ. ના, એક બીજાથી જૂદા એવા વસ્તુઓના કોઇ બે વિભાગ નથી કે જેમાંથી એક વિભાગ પ્રમાણનો વિષય બને અને બીજો વિભાગ નયનો વિષય બને.

પ્ર. જો પ્રમાણ અને નયનો વિષય થનાર વસ્તુ એક જ હોય તો પછી બન્નેનો વિષયભેદ કેવી રીતે ?

ઉ. વસ્તુ ભલે એક જ હોય પણ જ્યારે તે વસ્તુ અમુક વિશેષતા દ્વારા અર્થાત્ અમુક વિશેષ ધર્મોની પ્રધાનતા છતાં અખંડિતપણે ભાસે છે ત્યારે તે અનેક ધર્માત્મક વિષય કહેવાય છે. પરંતુ જ્યારે તે જ વસ્તુમાંથી કોઇ એક અંશ છૂટો પડી પ્રધાનપણે ભાસે છે ત્યારે તે એક–અંશ–વિશિષ્ટ–વિષય કહેવાય છે. આ વાત દાખલાથી સ્પષ્ટ કરીએ. આંખ સામે કોઇ એક ઘોડો આવે ત્યારે અમુક આકાર, અમુક કદ અને અમુક રંગ એ તેની વિશેષતાઓ પ્રધાનપણે ભાસે છે; પણ તે વખતે એ વિશેષતાઓની પ્રધાનતા છતાં અભિન્નરૂપે અન્ય વિશેષતાઓ સહિત સમગ્ર ઘોડો જ ચાક્ષુષ જ્ઞાનનો વિષય બને છે. તે વખતે કાંઇ તેની અમુક વિશેષતાઓ બીજી વિશેષતાઓ કરતાં છૂટી પડી ભાસતી નથી કે ઘોડારૂપ અખંડ પદાર્થમાંથી આકારાદિ તેની વિશેષતાઓ પણ તદ્દન ભિન્નપણે ભાસતી નથી. માત્ર અમુક વિશેષતાઓ દ્વારા તે

આખો ઘોડો જ અખંડિતપણે આંખનો વિષય બને છે. એ જ પ્રમાણનો વિષય થવાની રીત છે. પ્રમાણના વિષય થયેલ એ ઘોડાનું જ્ઞાન જ્યારે બીજાને શબ્દ દ્વારા કરાવવું હોય ત્યારે તે ઘોડાની અમુક વિશેષતાઓ બીજી વિશેષતાઓ કરતાં બુદ્ધિ દ્વારા છૂટી પાડી વક્તા કહે છે કે—આ ઘોડો લાલ છે, ઊંચા છે કે અમુક આકારનો છે. તે વખતે વક્તાના બૌદ્ધિક વ્યાપારમાં કે શ્રોતાની જ્ઞાનક્રિયામાં ઘોડો ભાસમાન છતાં તે માત્ર ગૌણ હોય છે, અને તેની વિશેષતાઓ જે બીજી વિશેષતાઓ કરતાં જૂદી પાડી કહેવામાં આવે છે, તે જ મુખ્ય હોય છે. તેથી જ એ વખતે જ્ઞાનનો વિષય બનતો ઘોડો અમુક અંશ વિશિષ્ટ વિષય બને છે. એ જ નયનો વિષય થવાની રીત છે.

આ વક્તવ્યને બીજા શબ્દોમાં—ટૂંકમાં એ રીતે પણ કહી શકાય કે—ભાનમાં અમુક વિશેષતાઓની પ્રધાનતા છતાં જ્યારે ઉદ્દેશ્ય અને વિધેયના વિભાગ સિવાય જ વસ્તુ ભાસમાન થાય ત્યારે તે પ્રમાણનો વિષય અને જ્યારે વસ્તુ ઉદ્દેશ્ય-વિધેયના વિભાગ પૂર્વક ભાસમાન થાય ત્યારે તે નયનો વિષય. આ રીતે વસ્તુ એક જ છતાં તેના ભાનની રીત જૂદી જૂદી હોવાથી પ્રમાણ અને નયમાં તેનો વિષયભેદ સ્પષ્ટ છે.

પ્ર. પ્રમાણની પેઠે નય પણ જો જ્ઞાન જ હોય તો એમાં તફાવત શો?

ઉ. ઇન્દ્રિયોની મદદથી કે મદદ સિવાય જ ઉત્પન્ન થયેલું જ્ઞાન જ્યારે કોઇ વસ્તુને યથાર્થપણે પ્રકાશિત કરે છે ત્યારે તે પ્રમાણ કહેવાય છે અને પ્રમાણ દ્વારા પ્રકાશિત થયેલી વસ્તુને શબ્દ દ્વારા બીજાને જણાવવા માટે તે વસ્તુના વિષયમાં જે માનસિક વિચારક્રિયા થાય છે તે નય. અર્થાત્ શબ્દમાં ઉતારાતી કે ઉતારવા લાયક જે જ્ઞાનક્રિયા તે નય અને એનો પુરોગામી ચેતના-વ્યાપાર તે પ્રમાણ. આ ઉપરાંત નય અને પ્રમાણનું અંતર એક એ છે કે નયજ્ઞાન તે પ્રમાણજ્ઞાનના અંશરૂપે છે અને પ્રમાણજ્ઞાન તે નયજ્ઞાનના અંશી કે સમૂહ રૂપે છે. કારણ કે પ્રમાણવ્યાપારમાંથી જ નયવ્યાપારની ધારાઓ પ્રકટે છે.

પ્ર. પ્રમાણ અને નય શબ્દની વ્યુત્પત્તિ બતાવી તેનો અર્થભેદ સ્પષ્ટ કરો.

ઉ. પ્ર+માન=(જે જ્ઞાન વડે પ્ર-અભ્રાન્તપણે વસ્તુનું માન-પ્રકાશન (નિર્ણય) થાય તે પ્રમાણ. ની+અ-(ની-પ્રમાણ દ્વારા જાણેલી વસ્તુને બીજાની અર્થાત્ શ્રોતાની બુદ્ધિમાં પહોંચાડવાની ક્રિયા. અ-કરનાર વક્તાનો માનસિક વ્યાપાર તે) નય.

પ્ર. જૈન ન્યાય ગ્રન્થોની જેમ જૈનેતર ન્યાય ગ્રન્થોમાં નય વિષે મીમાંસા છે કે નહિ?

ઉ. નથી. જો કે જૈન અને જૈનેતર બન્નેના તર્કગ્રન્થોમાં મીમાંસા છે છતાં નયને પ્રમાણથી છૂટો પાડી તેના ઉપર સ્પષ્ટ અને વિસ્તૃત મીમાંસા તો માત્ર જૈનોએ જ કરી છે."

આ પ્રમાણેનું ૨૯ મા પદ્યનું સ્પષ્ટીકરણ છે. નય અને સ્યાદ્વાદ વચ્ચેનો સંબંધ તથા બન્નેનું અંતર જોવા શીર્ષક પૂર્વક ત્રીસમું પદ્ય તેમજ તેનો ઉપર્યુક્ત અર્થ આપ્યા બાદ તેનું સ્પષ્ટીકરણ નીચે મુજબ આપવામાં આવ્યું છે:—

પ્ર. શ્રુત એટલે શું?

ઉ. આગમજ્ઞાન તે શ્રુત.

પ્ર. શું બધું શ્રુત એક જ જાતનું છે કે તેમાં જાણવા જેવો ખાસ ભેદ છે?

ઉ. ભેદ છે.

પ્ર. તે કયો?

ઉ. શ્રુતના મુખ્ય બે ભાગ પાડી શકાય એક તો અંશગ્રાહી–વસ્તુને એક અંશથી સ્પર્શ કરનાર; અને બીજો સમગ્રગ્રાહી–વસ્તુને સમગ્રપણે ગ્રહણ કરનાર. અંશગ્રાહી તે નય-શ્રુત અને સમગ્રગ્રાહી તે સ્યાદ્વાદશ્રુત.

આ કથનને વધારે સ્પષ્ટ કરીએ. કોઇ એક તત્ત્વનું પ્રતિપાદન કરનાર એક આખું શાસ્ત્ર, આખું પ્રકરણ કે આખો વિચાર તે તે તત્ત્વ પૂરતું સ્યાદ્વાદશ્રુત; અને તેમાંના તે તત્ત્વને લગતા જૂદા જૂદા અંશો ઉપરના ખંડ વિચારો તે પ્રત્યેક નયશ્રુત. આ વિચારો એક એક છૂટા છૂટા લઇએ ત્યારે નયશ્રુત અને તે બધાનું પ્રસ્તુત તત્ત્વ પરત્વે એકીકરણ તે સ્યાદ્વાદશ્રુત. કોઇ એક તત્ત્વ પરત્વે નય અને સ્યાદ્વાદશ્રુતનો જે આ ભેદ તે જ સંપૂર્ણ જગત્ પરત્વે ઘટાવી શકાય.

પ્ર. દાખલો આપી સમજાવો.

ઉ. સમગ્ર ચિકિત્સાશાસ્ત્ર એ આરોગ્ય તત્ત્વનું સ્યાદ્વાદશ્રુત છે; પણ આરોગ્ય તત્ત્વને લગતાં, આદાન, નિદાન, ચિકિત્સા આદિ જૂદા જૂદા અંશો ઉપર વિચાર કરનાર એ શાસ્ત્રના તે તે અંશો, એ ચિકિત્સાશાસ્ત્રરૂપ સ્યાદ્વાદશ્રુતના અંશો હોવાથી તે તત્ત્વ પરત્વે નયશ્રુત છે. આ રીતે નયશ્રુત તે અંશોનો સરવાળો છે.

પ્ર. નય અને સ્યાદ્વાદને જૈનશ્રુતમાં ઘટાવવાં હોય તો કેવી રીતે?

ઉ. જૈનશ્રુતમાંના કોઇ એકાદ સૂત્રને લ્યો કે જે એક જ અભિપ્રાયનું સૂચક હોય તે નય-શ્રુત અને એવાં અનેક અભિપ્રાયોનાં સૂચક અનેક સૂત્રો (પછી ભલે તે પરસ્પર વિરોધી ભાસતા હોય) તે સ્યાદ્વાદશ્રુત. દાખલા તરીકે—'पडुप्पन्ने नेरइए विणस्सइ' એ સૂત્ર લ્યો. એનો અભિપ્રાય એ છે કે નારકી જીવ ઉત્પન્ન થતાં વેંત જ નાશ પામે છે. આ અભિપ્રાય ક્ષણભંગસૂચક છે. એટલે નારકી જીવનો ઉત્પાદ અને વ્યય સૂચવે છે. તેવી જ રીતે નારકી જીવની સ્થિરતાનું વર્ણન કરનાર બીજાં સૂત્રો લ્યો.

"પ્ર. णेरइयाणं भंते! केवइयं कालं ठिई पन्नत्ता?

ઉ. गोयमा! जहण्णेणं दस वाससहस्साइं उक्कोसेणं तेत्तीसं सागरोवमाइं ठिई पन्नत्ता"

(भगवती पृ० ५३, श० १ उ० १)

એ બધાં જ સૂત્રો જૂદાં જૂદાં નારકી પરત્વે નયવાક્ય છે અને એક સાથે મળે ત્યારે સ્યાદ્વાદશ્રુત બને છે.

પ્ર. ત્યારે એમ થયું કે એક વાક્ય એ નય અને વાક્યસમૂહ તે સ્યાદ્વાદ અને જો એમ હોય તો પ્રશ્ન થાય છે કે શું એક જ વાક્ય સ્યાદ્વાદાત્મક અનેકાન્તદ્યોતક ન હોઇ શકે?

ઉ. હોઇ શકે.

પ્ર. કેવી રીતે? કારણકે એક વાક્ય એ કોઇ એક વસ્તુ પરત્વે એક અભિપ્રાયનું સૂચક હોવાથી તેના કોઇ એક અંશને સ્પર્શ કરી શકે; બીજા અંશોને સ્પર્શ ન કરી શકે

---

૧ આ અનુપ્રવાદ પૂર્વની નૈપુણિક વસ્તુનું સૂત્ર છે. હી. ર.

તો પછી તે એક વાક્ય સમગ્રગ્રાહી ન થઇ શકવાથી સ્યાદ્વાદશ્રુત કેવી રીતે કહી શકાય ?

ઉ. અલબત દેખીતી રીતે એક વાક્ય વસ્તુના અમુક એક અંશનું પ્રતિપાદન કરે છે પણ જ્યારે વક્તા તે વાક્ય વડે એક અંશનું પ્રતિપાદન કરવા છતાં પ્રતિપાદન કરાતા તે અંશ સિવાયના બીજા અંશોને પણ એક જ સાથે પ્રતિપાદિત કરવા ઇચ્છે ત્યારે તે ઇતર અંશોને પ્રતિપાદનના સૂચક **સ્યાત્** શબ્દનો વાક્યમાં પ્રયોગ કરે છે અથવા તો **સ્યાત્** શબ્દનો ઉચ્ચાર કર્યા સિવાય પણ વક્તા તે શબ્દના ભાવને મનમાં રાખી વાક્યને ઉચ્ચારે છે ત્યારે તે વાક્ય સાક્ષાત્ અંશમાત્રગ્રાહી દેખાવા છતાં પણ સ્યાત શબ્દ સાથે અથવા સ્યાત્ શબ્દ સિવાય જ ઇતર સમગ્ર અંશોના પ્રતિપાદનના ભાવથી ઉચ્ચારાયેલું હોવાને લીધે સ્યાદ્વાદશ્રુત કહેવાય છે.

પ્ર. વક્તા સ્યાત્ શબ્દનો પ્રયોગ ન કરે તેમજ તેનો ભાવ પણ મનમાં ન રાખે તો તે જ વાક્ય કઈ કોટિમાં આવે?

ઉ. નયશ્રુતની કોટિમાં.

પ્ર. જ્યારે વક્તા પોતાને ઇષ્ટ એવા એક અંશનું નિરાકરણ જ કરતો હોય ત્યારે તે વાક્ય કયા શ્રુતની કોટિમાં આવે?

ઉ. દુર્નય અથવા મિથ્યાશ્રુતની કોટિમાં.

પ્ર. કારણ શું?

ઉ. વસ્તુના પ્રમાણસિદ્ધ અનેક અંશોમાંથી એક જ અંશને સાચો ઠરાવવા તે વક્તા આવેશમાં આવી જઇ બીજા સાચા અંશોનો અપલાપ કરે છે તેથી તે વાક્ય એક અંશ પૂરતું સાચું હોવા છતાં ઇતર અંશોના સંબંધમાં વિચ્છેદ પૂરતું ખોટું હોવાથી દુર્નયશ્રુત કહેવાય છે.

પ્ર. આવાં અનેક દુર્નય વાક્યો મળે તો સ્યાદ્વાદશ્રુત બને ખરૂં?

ઉ. ના, કારણ કે આવાં વાક્યો પરસ્પર એક બીજાનો વિરોધ કરતા હોવાથી વ્યાઘાત—અથડામણી પામે છે. તે પોતપોતાની કક્ષામાં રહી વસ્તુના અંશમાત્રનું પ્રતિપાદન કરવાને બદલે બીજાની કક્ષામાં દાખલ થઇ તેનું મિથ્યાપણું બતાવવાની મોઘ ક્રિયા કરે છે; તેથી તે મિથ્યાશ્રુત છે અને તેથી જેમ પરસ્પર અથડાતા વિરોધી અનેક માણસો એક સમૂહબદ્ધ થઈ કોઇ એક કાર્ય સાધી નથી શકતા; ઉલટું તે એક બીજાના કાર્યના બાધક બને છે, તેમ અનેક દુર્નય વાક્યો એક સાથે મળી કોઇ એક વસ્તુને સંપૂર્ણ જણાવવાની વાત તો બાજુએ રહી તે એક બીજાના આંશિક અર્થના સત્ય પ્રતિપાદનને પણ સત્યપણે પ્રકટ થતાં અટકાવે છે.

પ્ર. કોઇ એક જ વસ્તુનું વર્ણન કરવાને પ્રસંગે દુર્નય, નય અને સ્યાદ્વાદ એ ત્રણે શ્રુત ઘટાવવાં હોય તે ઘટી શકે ખરાં? અને ઘટી શકે તો શી રીતે?

ઉ. કોઇએ જગત્‌ના નિત્યપણા કે અનિત્યપણા વિષે પ્રશ્ન કર્યો કે—જગત્ નિત્ય છે, અનિત્ય છે, ઉભયરૂપ છે કે એથી વિલક્ષણ એટલે અનુભયરૂપ છે? આનો ઉત્તર આપનાર વક્તાને જો પ્રમાણથી એવો નિશ્ચય થયો હોય કે જગત્ નિત્ય–અનિત્ય–ઉભયરૂપ છે; અને તે પછી તે ઉત્તરમાં જણાવે કે જગત્ નિત્યરૂપેયે છે અને અનિત્યરૂપેયે છે, તો

એ ઉત્તરમાં એક જ વસ્તુ પરત્વે પરસ્પર વિરોધી એવા બે અંશોના પ્રતિપાદન બે વાક્યો હોવા છતાં તે બંને મળી સ્યાદ્વાદશ્રુત છે. કારણ કે એ પ્રત્યેક વાક્ય એક જ વસ્તુના વાસ્તવિક અંશને પોતપોતાની દૃષ્ટિએ પ્રતિપાદિત કરે છે—અર્થાત્ પોતાની મર્યાદામાં રહી મર્યાદિત સત્ય પ્રકટ કરે છે. છતાં પ્રતિપક્ષીની મર્યાદાનો તિરસ્કાર કે સ્વીકાર કરતા નથી. ઉક્ત બંને વાક્યોમાંથી કોઇ એકાદ જ વાક્ય લઇએ તો તે નય-શ્રુત હોઈ શકે; પણ એ ત્યારે જ કે જો વક્તાએ એ વાક્યને પ્રસ્તુત વસ્તુના ઇષ્ટ અંશનું પ્રતિપાદન કરવા માટે યોજેલું હોવા છતાં વિરોધી બીજા અંશ પરત્વે તે માત્ર તટસ્થ કે ઉદાસીન હોય. આથી ઉલટું એ બે વાક્યોમાંથી કોઈ એક વાક્ય દુર્નયશ્રુત હોઈ શકે પણ તે ત્યારે કે જો વક્તા એ વાક્ય વડે ઇષ્ટ અંશનું પ્રતિપાદન કરવા સાથે જ બીજા પ્રામાણિક અંશનો નિષેધ કરે. જેમકે જગત્ નિત્ય જ છે—અર્થાત્ અનિત્ય નથી.

પ્ર. જો વિચારો અનંત હોવાથી વિચારાત્મક નયો પણ અનંત હોય તો એને સમજવા એ કઠણ નથી શું ?

ઉ. છે જ છતાં સમજી શકાય.

પ્ર. કેવી રીતે ?

ઉ. ટૂંકમાં સમજાવવા એ બધા વિચારોને બે ભાગમાં વહેંચી શકાય. કેટલાક વિચારો વસ્તુના સામાન્ય અંશને સ્પર્શ કરનાર હોય છે. કારણ કે વસ્તુનું વિચારમાં આવતું કોઇ પણ સ્વરૂપ લઇએ તો ક્યાં તો તે સામાન્ય હશે અને ક્યાં તો તે વિશેષ હશે. આ કારણથી ગમે તેટલા વિચારોના ટૂંકમાં સામાન્યગ્રાહી અને વિશેષગ્રાહી એ બે ભાગ પડી શકે. એને શાસ્ત્રમાં અનુક્રમે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એવાં નામ આપવામાં આવ્યાં છે.

પ્ર. આ સિવાય બીજું પણ ટૂંકું વર્ગીકરણ થઇ શકે ?

ઉ. હા, જેમકે **અર્થનય** અને **શબ્દનય.** વિચારો ગમે તે અને ગમે તેટલા હોય પણ કાં તો તે મુખ્યપણે અર્થને સ્પર્શી ચાલતા હશે, અને કાં તો મુખ્યપણે શબ્દને સ્પર્શી પ્રવૃત્ત થતા હશે. અર્થસ્પર્શી તે બધા **અર્થનય** અને શબ્દસ્પર્શી તે બધા **શબ્દ-નય.** આ સિવાય [1]**ક્રિયાનય,** [2]**જ્ઞાનનય,** [3]**વ્યવહારનય,** [4]**પરમાર્થનય** એવાં અનેક યોગ્ય વર્ગીકરણો થઇ શકે.

પ્ર. આનો જરા વિસ્તાર કરવો હોય તો શક્ય છે ?

ઉ. હા. મધ્યમ પદ્ધતિએ સાત વિભાગ કરવામાં આવે છે, જેમાં પ્રથમના ત્રણ દ્રવ્યા-ર્થિક અને પાછળના ચાર પર્યાયાર્થિક છે. પ્રથમના ચાર અર્થનય અને પાછળના ત્રણ શબ્દનય છે. માત્ર અહિં એ સાતના નામ આપીશું. વિગતમાં નહિ ઉતરીએ. વધારે

---

૧–૨ ક્રિયાને મુક્તિના સાધનરૂપે સ્વીકારનાર નય તે 'ક્રિયા–નય' છે, જ્યારે જ્ઞાનને તેવી રીતે માન-નારો નય તે 'જ્ઞાન–નય' છે. હી. ર.

૩–૪ લોક–પ્રસિદ્ધ અર્થનો સ્વીકાર કરનારો નય 'વ્યવહાર–નય' કહેવાય છે, જ્યારે પારમાર્થિક–તાત્ત્વિક અર્થને ગ્રહણ કરનારો નય તે 'પરમાર્થ–નય' યાને 'નિશ્ચય–નય' છે. હી. ર.

વિગત અન્યત્ર ચર્ચીશું. (૧) નૈગમ, (૨) સંગ્રહ, (૩) વ્યવહાર, (૪) ઋજુસૂત્ર, (૫) શબ્દ, (૬) સમભિરૂઢ અને (૭) એવંભૂત."

આ પ્રકરણ પૂર્ણ કરવામાં આવે તે પૂર્વે એટલું કહેવું આવશ્યક સમજાય છે કે નયનું સવિસ્તર જ્ઞાન થવાથી અઘટિત સ્વમત-પ્રશંસા અને પર-મત નિન્દાને માટે સ્થાન રહેશે નહિ એટલે પરસ્પર વિરોધ કે વિગ્રહ ઉપસ્થિત કરવાનો પ્રસંગ આવશે નહિ, પરંતુ જેમ બને તેમ શાંતિનું સામ્રાજ્ય સ્થપાશે, મતાંતર સહિષ્ણુતા વધતી જશે અને એથી કરીને અન્ય દર્શનોનો પણ યથાયોગ્ય સત્કાર કરવામાં વિલંબ થશે નહિ, ખણ્ડાત્મક શૈલીને બદલે મણ્ડનાત્મક-પ્રતિપાદન શૈલીનો વિશેષ પ્રચાર થશે, અન્ય જનોના દૃષ્ટિ-કોણ સમજાશે અને તેથી અપૂર્વ આનન્દ ઉદ્ભવશે, ઈર્ષ્યા અને દ્વેષનું નિકન્દન જશે, ઇત્યાદિ અનેક લાભોનો સંભવ છે.

નય-જ્ઞાનનો થોડો ઘણો પણ જેમણે સ્વાદ લીધો હોય એવા જે મહર્ષિઓ થઇ ગયા છે તેમાં **શ્રીહરિભદ્રસૂરિ** ઉચ્ચ સ્થાન ભોગવે છે. દરેક દર્શનમાં કંઇને કંઇ સત્ય રહેલુંજ છે એમ સૂચન કરનારા નયથી તેઓ પરિચિત હતા એ તો તેમની **શાસ્ત્રવાર્તાસમુચ્ચય** નામની કૃતિજ કહી આપે છે. આ પૂર્વકાળમાં થઇ ગયેલા મહર્ષિની વાત બાજુએ રાખીએ તોપણ એટલું તો સહર્ષ નિવેદન કરી શકાય તેમ છે કે મહોપાધ્યાય **શ્રીયશોવિજયગણિ**, **શ્રીવિનયવિજયગણિ**, **શ્રીજ્ઞાનવિમલસૂરિ**, **શ્રીમાનવિજય** ઉપાધ્યાય પ્રમુખ ધુરંધર વિદ્વાનોના સમકાલીન એટલે કે બસે અઢીસે વર્ષો ઉપર જૈન ગગનાંગણને દીપાવનારા **શ્રીઆનન્દઘનજી** પણ સમભાવી થઇ ગયા છે. આના સમર્થનમાં તેમણે રચેલું **શ્રીનમિનાથ** પ્રભુનું સ્તવન પ્રમાણરૂપ છે. આ સ્તવન દ્વારા તેમણે એવો ઉલ્લેખ કર્યો છે કે **જૈન** દર્શન જિનશાસન રૂપ પુરૂષનું મસ્તક છે; **વેદાંત** દર્શન તેનો જમણો હાથ છે, જ્યારે **બૌદ્ધ** દર્શન એ તેમનો ડાબો હાથ છે; **યોગ** દર્શન તેનો જમણો પગ છે, જ્યારે **સાંખ્ય** દર્શન તે તેમનો ડાબો પગ છે; અને વળી **ચાર્વાક** દર્શન (કે જેને નાસ્તિક દર્શન તરીકે વિશેષતઃ ઓળખાવવામાં આવે છે) તે તેની કુક્ષિ છે. આ વાત તેમણે કેવી રીતે ઘટાવી છે તે તો એ સ્તવનના દર્શન વિના કેમ સમજાય? અત એવ [1]એનો ઉપયુક્ત ભાગ અક્ષરાર્થ સહિત અત્ર આપું છું.

> "[2]ષટ્ દરિસણ જિન અંગ ભણીજે, ન્યાસ ષડંગ જો સાધે રે;
> **નમિ** [3]જિનવરના ચરણ ઉપાસક, [4]ષટ્ દરિસણ આરાધે રે—[5]ષટ્-૧
> જિન સુરપાદપ પાય [6]વખાણું, સાંખ્ય જોગ દોય ભેદે રે;
> આતમસત્તા વિવરણ કરતાં, લહો દુગ અંગ અખેદે રે—ષટ્-૨
> ભેદ અભેદ [7]સૌગત મીમાંસક, જિનવર દોય કર ભારી રે;
> લોકાલોક અવલંબન ભજિયે, ગુરૂગમથી અવધારી રે—ષટ્-૩
> લોકાયતિક [8]કુખ જિનવરની, અંશ [9]વિચારી જો કીજે રે;[10]
> તત્ત્વ વિચાર સુધારસ ધારા, ગુરૂગમ વિણ કેમ પીજે? રે—ષટ્-૪

---

૧ શ્રીજૈનધર્મપ્રસારક સભા તરફથી સંવત્ ૧૯૬૪માં પ્રસિદ્ધ થયેલ 'ચૈત્યવંદન ચોવીસી'ના ૧૨૯ મા તથા ૧૩૦મા પૃષ્ઠમાં ૧૧ કડીનું સંપૂર્ણ સ્તવન નજરે પડે છે. તેના આધારે મેં અત્ર ઉલ્લેખ કર્યો છે, જ્યારે પાઠાન્તરો શ્રીરાયચંદ્ર કાવ્યમાળાના પ્રથમ ગુચ્છકમાંથી મેં આપ્યાં છે.

૨ ષડ્દર્શન. ૩ જિનના. ૪ ષડ્દર્શન. ૫ ષડ્. ૬ વખાણો. ૭ સુગત. ૮ કૂખ. ૯ વિચાર. ૧૦ 'રે' નથી.

જૈન જિનેશ્વર [1]વર ઉત્તમ અંગ, અંતરંગ બહિરંગે રે
અક્ષર ન્યાસ ધરા આરાધક, આરાધે ધરી સંગે રે—૫૮–૫
[2]જિનવરમાં સઘળાં દરિસણ છે, દર્શને જિનવર ભજના રે
સાગરમાં સઘળી તટિની સહી, તટિનીમાં સાગર ભજના રે"—૫૮–૬

અર્થાત્—જો તીર્થંકરની આકૃતિમાં છ અંગોને વિષે છ દર્શનની સ્થાપના સાધવામાં આવે, તો છએ દર્શનોને તીર્થંકરનાં અંગો કહેવાં. એકવીસમા તીર્થંકર શ્રીનમિનાથના ચરણની સેવા કરનારા (ખરા જૈનો) આ છ દર્શનને આરાધો."—૧

સાંખ્ય અને યોગ એ બે ભેદપૂર્વક જિનરૂપ કલ્પવૃક્ષના પાય (મૂળીઆં રૂપે બે પગ) વખાણ્યું, કેમકે આ બંને દર્શનો આત્મ–સત્તા સ્વીકારે છે. કવિરાજ પોતાની મતાંતરસહિષ્ણુતા દર્શાવે છે એટલુંજ નહિ, પરંતુ પાઠક–વર્ગને પણ ભલામણ કરે છે કે આ હકીકત ખેદ કર્યા વિના માનો.—૨

ભેદવાદી અને અભેદવાદી અથવા ભગવાન્ **સુગત** (બુદ્ધ)પ્રણીત બૌદ્ધ દર્શન અને **જૈમિનિ** મુનિવરકૃત પૂર્વમીમાંસા તથા **વ્યાસ** મુનિરાજપ્રણીત ઉત્તરમીમાંસા (વેદાન્ત) એ સંપૂર્ણ મીમાંસા દર્શન–જિનેશ્વરના બે મોટા હાથ છે. ગુરૂગમથી નિશ્ચય કરીને લોકાલોક અવલંબનને ભજીએ.—૩

(જગત્નો કર્તા ઈશ્વર નથી, જગત્માં વસ્તુ–સ્વભાવાનુસાર ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશ સંભવે છે એ) અંશ ધ્યાનમાં લેવામાં આવે તો ચાર્વાક દર્શનને જિનેશ્વરની કૂખ તરીકે ઓળખાવી શકાય. તત્ત્વના વિચારરૂપ અમૃતરસની ધારાનું પાન ગુરૂગમ વિના કેમ થાય?—૪

અંદરથી તેમજ બહારથી જૈન દર્શન એ જિનેશ્વરના ઉત્તમાંગ યાને મસ્તકરૂપ છે. અક્ષય સિદ્ધાન્ત (સ્યાદ્વાદ)ની સ્થાપનારૂપ ધરાની આરાધના કરનાર સંગ ધારણ કરી તેને આરાધે. ૫

જિનદર્શનમાં સમગ્ર દર્શનો છે, પરંતુ અન્ય દર્શનમાં જૈન દર્શનની ભજના છે. જેમકે સમુદ્રમાં સમસ્ત સરિતાઓ છે ખરી, પરંતુ સરિતામાં સાગરની ભજના છે.—૬

અન્તમાં હું એટલુંજ ઉમેરીશ કે આવી રીતે [3]અન્યાન્ય દર્શનોનો સમન્વય કરનારા ગ્રન્થો વિસ્તૃત વિવેચન પૂર્વક રચાય તો જગત્માંથી ક્લેશ ઓછો થાય અને તુલનાત્મક દૃષ્ટિએ દર્શનોનો અભ્યાસ કરનારાને બહુ લાભ થાય. હવે પછી આવું કાર્ય કરનારા મહાનુભાવોને અંગે તો ભૂતકાળમાં ભવિષ્ય કાળના ઉપચાર પૂર્વકનો નિમ્ન–લિખિત શ્લોક નિવેદન કરવા લલચાઉં છું.

"प्रकाशितं जनानां यै–र्मतं सर्वनयाश्रितम् ।
चित्ते परिणतं चेदं, येषां तेभ्यो नमो नमः ॥"

—જ્ઞાનસાર અ૦ ૩૨, શ્લો૦ ૬

* * * *

---

૧ ઉત્તમ અંગ રંગ બહિરંગે રે.

૨ સરખાવો **શ્રીસિદ્ધસેન દિવાકર**કૃત ચતુર્થ દ્વાત્રિંશિકાનો નિમ્ન–લિખિત વૈતાલીય છંદમાં રચાયેલો પંદરમો શ્લોકઃ—

"उदधाविव सर्वसिन्धवः समुदीर्णास्त्वयि नाथ ! दृष्टयः ।
न च तासु भवानुदीक्ष्यते प्रविभक्तासु सरित्स्विवोदधिः ॥"

૩ ભરત–ભૂમિમાં તત્ત્વજ્ઞાન બુદ્ધિના વિનોદાર્થે કે કુતૂહલની તૃપ્તિને માટે નથી કિન્તુ તેનું અન્વેષણ અને સેવન મુક્તિરૂપ સર્વોત્તમ સંપત્તિ પ્રાપ્ત કરવાના હેતુરૂપ છે. આથી કરીને અન્યાન્ય દર્શનોનો સમન્વય કરનારાં સૂક્તો નજરે પડે તો તેમાં આશ્ચર્ય નથી. આવી એક સૂક્તિ નીચે મુજબ દૃગ્ગોચર થાય છેઃ—

"श्रोतव्यः सौगतो धर्मः, कर्तव्यः पुनरार्हतः ।
वैदिको व्यवहर्तव्यो, ध्यातव्यः परमः शिवः ॥ १ ॥"

अधुना पुनर्भगवत्समयस्यैव दृष्टान्तद्वयद्वारेण परसमयेभ्यो गुरुतरं गौरवमाविकसति[1]—

पावंति जसं असमं-जसा वि वयणेहिं जेहिं परसमया।
तुहसमयमहोअहिणो, ते मंदा बिंदुनिस्संदा॥ ४१॥

[ प्राप्नुवन्ति यशोऽसमञ्जसा अपि वचनैर्यैः परसमयाः।
त्वत्समयमहोदधेस्तानि मन्दा बिन्दुनिस्यन्दाः॥ ]

प्र० वृ०— पावंति त्ति। हे सर्वातिशयसंश्रय! स्वामिन्! तानि वचनानि त्वत्समयमहोदधेर्बिन्दुनिस्यन्दा इवेति सण्टङ्कः। तत्र त्वदुपज्ञः समयः त्वत्समयः स एव दुरवगाहगभीरत्वेन परतीर्थिकैरलब्धमध्यत्वात् महोदधिरिव महोदधिस्तस्य ते-तानि सूत्रे प्राकृतत्वात् पुंल्लिङ्गनिर्देशः। वचनानि किंविशिष्टानि? 'मंदा' मन्दानि-अल्पविषयत्वेन स्तोकप्रकाशकराणि। अत एव तव श्रुतमहोदधेर्ज्ञानजलविप्रुषां सीकराणीव। यैः किं स्यादित्याह-जेहिं वयणेहिं परसमया जसं पावंति। यैर्ग्रहचारवचनैः चन्द्रसूर्योपरागादिपरिज्ञानलक्षणैः। परसमयाः-परसिद्धान्तास्तथाविधबुधजने यशः-श्लाघारूपं प्राप्नुवन्ति। यदि पुनः तदितरैरपि गुणैः प्राप्तप्रतिष्ठा भविष्यन्त्यत आह-'असमंजसा वि' विसंस्थुलालापचापलेन जनितविद्वज्जनोत्प्रासा अपि। तानि चैवंविधानि वचनानि त्वदागमसमुद्रस्य बिन्दुनिस्यन्दा इव। इदमत्र हृदयम्—यस्य त्वत्समयस्य पारावारस्येवापारस्य निरन्तरं परिशीलनात् पारगामिनः श्रुतकेवलिनः प्राणिनामतीतानागतानसङ्ख्येयानपि भवान् (विदन्ति) लीलयैव चोपदिशन्ति। तस्य पुरस्ताद्गणितमात्रपरिज्ञेयस्य ग्रहोपरागादिज्ञानस्य प्रकाशनं यत्किञ्चिदेतत्। अत एव तव श्रुतं बहुविषयत्वेन महोदधिरिव। तानि वचनानि कदाचिद् गुरोर्विगलितानि तद्बिन्दुनिस्यन्दा एव, भवन्ति च समुद्रोपकण्ठभूमिषु मृदुपवनप्रेङ्खोलनतरङ्गतरङ्गाच्छीकरासारसम्पातजनिता निस्यन्दाः। इत्येकचत्वारिंशत्तमगाथार्थः॥ ४१॥

हे० वि०—साम्प्रतं भगवत्सिद्धान्तमहोदधेः परसिद्धान्तानां(न्तेषु?) विभुत्वं प्रतिपादयन् स्तुतिमाह—(पावंति त्ति)।

यैः कैश्चित् वचनैः-वचोभिः परसमयाः-परसिद्धान्ताः यशः-कीर्तिं प्राप्नुवन्ति। किंविधा अपि? असमञ्जसा अपि-अघटमानका अपि। ते किम्? त्वत्समयमहोदधेः-भवत्सिद्धान्तजलधेर्मन्दा-अप्रकृष्टाः बिन्दुनिस्यन्दाः-बिन्दुलवा इत्यर्थः। किमुक्तं भवति? न जिनमतव्यतिरेकेण अन्यत् किञ्चिदस्ति ज्ञानमिति गर्भार्थः॥ ४१॥

---

१ 'माविष्करोति' इति प्रतिभाति।

## શબ્દાર્થ

पावंति ( प्राप्नुवन्ति )=પામે છે.
जसं ( यशः )=કીર્તિને.
असमंजसा ( असमञ्जसाः )=યુક્તિથી રહિત.
वि ( अपि )=પણ.
वयणेहिं ( वचनैः )=વચનો વડે.
जेहिं ( यैः )=જે.
पर ( पर )=અન્ય.
समय ( समय )=સિદ્ધાન્ત.
परसमया=અન્ય સિદ્ધાન્તો.
तुह ( त्वत् )=દ્વિતીયપુરૂષવાચક સર્વનામ.
मह ( महत् )=મોટા.
उअहि ( उदधि )=સમુદ્ર.
तुहसमयमहोअहिणो=તારા સિદ્ધાન્તરૂપ મહાસાગરના.
ते ( तानि )=તેઓ.
मंदा ( मन्दाः )=મન્દ.
बिंदु ( बिन्दु )=બિન્દુ, ટીપુ.
निस्संद ( निस्यन्द )=ટપકુ.
बिंदुनिस्संदा=બિન્દુઓનાં ટપકાં.

## પદ્યાર્થ

અજૈન દર્શનોના ગૌરવનું કારણ—

"અન્ય ( દર્શનીયોના ) યુક્તિ-વિકલ એવા પણ સિદ્ધાન્તો ( સૂર્ય-ચન્દ્રના ગ્રહણાદિ જ્ઞાનરૂપ ) જે વચનો વડે કીર્તિ પામે છે, તે વચનો તારા સિદ્ધાન્તરૂપ મહાસાગરનાં મન્દ બિન્દુઓનાં ટપકાં છે."—૪૧

## સ્પષ્ટીકરણ

પદ્ય-નિષ્કર્ષ—

આ પદ્યમાં જૈન સિદ્ધાન્તને મહાસાગરની ઉપમા આપવામાં આવી છે ( કેમકે તેનો સહેલાઇથી પાર પામી શકાય તેમ નથી એટલુંજ નહિ, પણ તે પરતીર્થિકોને દુર્ગમ્ય છે તેમજ વળી તે અનેક પદાર્થના અવબોધનરૂપ રત્નોનો ભંડાર છે), જ્યારે અન્ય દર્શનીયોના સિદ્ધાન્તોને જળના બિન્દુઓનાં ટપકાંની ઉપમા આપવામાં આવી છે ( કેમકે તે ઘણી થોડી વસ્તુઓ ઉપર પ્રકાશ પાડી શકે છે.)

કવીશ્વર **ધનપાલે** જે ભાવ આ પદ્ય દ્વારા સૂચવ્યો છે તેવા ઉદ્ગારો તાર્કિકચક્રચૂડામણિ આચાર્ય **શ્રીસિદ્ધસેન દિવાકર**ના મુખારવિંદમાંથી ઘણાં વર્ષો પૂર્વે ઉદ્ભવ્યા હતા એ વાતની તેમણે રચેલી પ્રથમ દ્વાત્રિંશિકાનો નિમ્ન-લિખિત ૩૦ મો શ્લોક સાક્ષી પૂરે છે:—

"सुनिश्चितं नः परतन्त्रयुक्तिषु
स्फुरन्ति याः काश्चन सूक्तसम्पदः ।
तवैव ताः पूर्वमहार्णवोत्थिता
जगत्प्रमाणं जिन ! वाक्यविप्रुषः ॥"—वंशस्थविलम्

અર્થાત્-અન્ય દર્શનોની યુક્તિઓમાં જે કંઇ સુભાષિત-સમ્યગ્ વચનની સંપત્તિઓ સ્ફુરે છે તે તારાજ પૂર્વ(ના જ્ઞાનરૂપ) મહાસાગરમાંથી ઉત્પન્ન થયેલા વચન-બિંદુઓ હોઇ જગત્‌ને પ્રમાણરૂપ થયા છે, એમ અમારો તો સુનિશ્ચય છે.

આવા ધ્વનિવાળો એક શ્લોક ન્યાયાચાર્ય ન્યાયવિશારદ મહોપાધ્યાય **શ્રીયશોવિજયગણિ-**કૃત **અધ્યાત્મસાર** (પ્ર૦ ૬, શ્લો૦ ૧૯૮) માં પણ દૃગ્ગોચર થાય છે. આ રહ્યો તે શ્લોકઃ—

पूर्णः पुण्यनयप्रमाणरचनापुष्पैः सदास्थारसै-
स्तत्त्वज्ञानफलः सदा विजयते स्याद्वादकल्पद्रुमः ।
एतस्मात् पतितैः प्रवादकुसुमैः षड्दर्शनारामभू-
र्भूयः सौरभमुद्वमत्यभिमतैरध्यात्मवार्तालवैः ॥"

* * * *

इदानीमनादिनिधनभैरवभवगहने निरन्तरं परिभ्रमन्तः कथञ्चित् युगसमिलायोग-न्यायेन प्राप्यापि पुण्यप्राग्भारलभ्यं भगवन्तं पुनर्दुष्कर्मनिर्मन्थितवीर्या ये परिहरन्ति तेषां गतिमाह—

**पइ मुक्के पोअम्मि व, जीवेहिं भवन्नवम्मि पत्ताओ ।**
**अणुवेलमावयामुहपडिएहिं विडंबणा विविहा ॥ ४२ ॥**

**[ त्वयि मुक्ते पोत इव जीवैर्भवार्णवे प्राप्ताः ।**
**अनुवेलमापदामुखपतितैर्विडम्बना विविधाः ॥ ]**

प्र० वृ०—पइ त्ति । हे विश्वजनीन ! भगवन् ! अमीभिर्जीवैर्भवार्णवे विविधा विडम्बना प्राप्ता इति योगः । तत्र भव एव जन्मजरामरणरोगशोकादिसलिलसम्भृतत्वेन समुल्ललत्तत्त-दुदग्रकुग्राहग्रामसङ्कुलत्वेन प्रसृमरोल्बणकषायवडवानलकरालान्तरालत्वेन चार्णव इवा-र्णवस्तस्मिन् पत्ताओ–प्राप्ताः । काः प्राप्ता इत्याह—विडम्बणा–विडम्बनाः वक्ष्यमाणलक्षणाः चतुष्टयगतिसम्बन्धिन्यः । किंविशिष्टाः ? 'विविहा' विविधाः–नानाविधा विविधप्रकारा इति-यावत् । अथ कथम् ? 'अणुवेलं' अनुवेलं–प्रतिक्षणम् । कैः ? जीवैः । किंविशिष्टैरत आह–आवय त्ति आपन्मुखं पतितैः । तत्रापदो जल-ज्वलन-चौरनरपतिजनितास्तन्मु-खपतितैः । क्व सतीत्याह—पइ मुक्के–त्वयि मुक्ते सति । अयमाशयः—न खलु भगवदङ्गी-कारेण सम्यगासेवितधर्ममार्गाणामापदः परापतन्ति । साम्प्रतमुपमामाह–त्वयि कस्मि-न्निव विमुक्त ? इत्याह–'पोअम्मि व' पोत इव–यानपात्रे इव । यथा केनचिदात्मवैरिणस्त-थाविधागाधजलधिमध्यमध्यासीनाः पोतं परित्यजन्ति । परित्यक्ते च तस्मिन् तैर्विविधा–नानारूपाः विडम्बना–यातनाः मज्जनोन्मज्जनक्रूरमकरादिजलचरकरालदंष्ट्राक्रकचदारणा-दिकाः प्राप्यन्ते । किंविशिष्टैस्तैस्तदाह–आवया०आपगामुखपतितैः–तरङ्गिणीप्रवेशप्रदे-शगतैः । तरङ्गिण्यो हि दूरापातघातवेगास्तरङ्गिणीनाथमापतन्त्यः प्रत्यासन्नवर्तिनं क्षिति-धरशिखरमपि जर्जरयन्ति, किं पुनर्मानवादीन् ? । इति द्वाचत्वारिंशत्तमगाथार्थः ॥ ४२ ॥

१ 'पगामुख०' इति पक्षान्तरे । २ 'स च' इत्यपि पाठः ।

हे० वि०—साम्प्रतं पोतदृष्टान्तेन भगवति विमुक्ते विडम्बनाप्रतिपादनद्वारेण श्लाघामाह—( पइ त्ति )

हे नाथ! त्वयि मुक्ते पोत इव जीवैः–प्राणिभिः भवार्णवे–संसारसमुद्रे प्राप्ताः । का इत्याह—विडम्बनाः–कदर्थनाः विविधा–दारिद्र्यादिनानाप्रकाराः । किंविधैः जीवैः? आपन्मुखपतितैः–व्यसनवदनगतैः, अन्यत्रापगामुखपतितैः–नदीप्रवेशवर्तिभिः । कथम्? 'अनुवेलं' एकत्र वेलाकल्लोलमाश्रित्य, अन्यत्र वारंवारम् । कोऽत्र भावार्थः? यथा कश्चित् पुरुषः पोते मुक्ते आपगामुखपतितोऽनुवेलं विडम्बनाः प्राप्नोति तथा जीवैरपि संसारे त्वयि मुक्ते प्राप्ताः । इत्यर्थः ॥ ४२ ॥

## શબ્દાર્થ

पइ ( त्वयि )=તું.
मुक्के ( मुक्ते )=ત્યજી દીધો.
पोअम्मि ( पोते )=નૌકા, વહાણ.
व ( इव )=જેમ.
जीवेहिं ( जीवैः )=જીવોથી, પ્રાણીઓથી.
भव ( भव )=સંસાર.
अन्नव ( अर्णव )=સમુદ્ર.
भवन्नवम्मि=સંસારરૂપ સમુદ્રમાં.
पत्ताओ ( प्राप्ताः )=મેળવાયા.
अणुवेलं ( अनुवेलं )=(૧) વારંવાર, પ્રતિક્ષણ; (૨) પ્રત્યેક ભરતીના મોજાને આશ્રીને.
आवया ( आपदा )=વિપત્તિ, કષ્ટ.
आवया ( आपगा )=નદી.
मुह ( मुख )=મુખ.
पडिअ ( पतित )=પડેલ.
आवयामुहपडिएहिं=(૧) આપત્તિના મુખમાં પડેલ; (૨) નદીના મુખમાં પડેલ.
विडंबणा ( विडम्बनाः )=વિડંબનાઓ, મુશ્કેલીઓ.
विविहा ( विविधाः )=વિવિધ, જૂદી જૂદી જાતની.

## પદ્યાર્થ

પ્રભુનો ત્યાગ કરનારાની વિડંબના—

"( જેમ નદીના મુખમાં પડેલા જીવો વહાણના અભાવે નિમજ્જન, દુષ્ટ જળચર પ્રાણીઓના હાથે મરણ ઇત્યાદિ વિવિધ વિપત્તિઓ ભરતીના કલ્લોલે કલ્લોલે ભોગવે છે તેમ હે નાથ! ) નૌકા સમાન તારો જે જીવોએ ત્યાગ કર્યો, તે આપત્તિના મુખમાં પડેલા જીવો સંસાર-સમુદ્રમાં વિવિધ વિડંબના વારંવાર પામે છે."—૪૨

ꕥ ꕥ ꕥ ꕥ

साम्प्रतं भगवदवगणनाकृतामेव प्राणिनां पूर्वोद्दिष्टाः गतिचतुष्टयसम्बन्धिनीर्विडम्बनाः स्तुतिकृत् स्वोद्देशेन क्रमेणाभिधित्सुः आदावेव सर्वोत्तरदुरन्तदुःखक्षितिधवराजधान्यां नरकगतौ तावदाह—

**वुच्छं अपत्थिआगय–मच्छभवंतो मुहुत्त वसिएण ।**
**छावट्ठी अयराइं, निरंतरं अप्पइट्ठाणे ॥ ४३ ॥**

[ उषितमप्रार्थितागतमत्स्यभवान्तर्मुहूर्तमुषितेन ।
षट्षष्टिः अतराणि ( सागरोपमानि ) निरन्तरमप्रतिष्ठाने ॥ ]

१ श्रीहेमचन्द्रगणिमते भवतोमुहुत्त इति पाठः । स एव आदरणीय इति मां भाति, तन्दुलमत्स्यस्य अन्तर्मुहूर्तमात्रायुषः ।

प्र० वृ०—वुच्छं ति। हे दुरन्तदुःखार्तसत्त्वशरण्य! स्वामिन्! परेषां का कथा? मयैव तावत् तमतमाभिधानमय्यां सप्तमनरकपृथिव्यां चतुर्दिशं नरकावासचतुष्टयसंयुते लक्षयोजनप्रमाणमाने अप्रतिष्ठानाभिधाने मध्यवर्तिनि नरकावासे वुच्छं–उषितमिति सण्टङ्कः। अथ कियन्तं कालमित्याह–छावट्ठि त्ति। षट्षष्टिरतराणि–सागरोपमानि। कथम्? निरन्तरम्–अविच्छिन्नम्। नन्वायुःकर्मणस्त्रयस्त्रिंशत् सागरोपमान्येव सर्वोत्कृष्टा स्थितिः, तत् कथमिदमुपपन्नमित्याह—अपत्थिअ त्ति। किंविशिष्टेन मया? अप्रार्थितागतः–अचिन्तितोपनतो योऽसौ मत्स्यभवस्तस्यान्तर्–मध्ये मुहूर्तमात्रं कालमुषितेन। यद्वा अप्रार्थितोपनते मत्स्यभवे अन्तर्मुहूर्तमात्रमुषितेन। यद्वा त्रयस्त्रिंशत्सागरोपमान्यप्रतिष्ठाने पूर्वमुषितं, ततस्तदन्तरालवर्तिनि मत्स्यभवेऽन्तर्मुहूर्तमुषितं, पुनरप्रतिष्ठाने त्रयस्त्रिंशत् सागरोपमानीति। एवं मत्स्यभवोऽन्तर्मुहूर्तप्रमाणः अप्रतिष्ठानायुरतराणि षट्षष्टिसागरोपमानि भवन्ति। इति त्रिचत्वारिंशत्तमगाथार्थः ॥ ४३ ॥

हे० वि०—साम्प्रतं सूत्रकारस्ता विडम्बनाः चतुर्गतिसंसारे यथाऽनुभूतास्तथा गाथाचतुष्टयेन दर्शयन्नाह—

उषितं–वासः कृतः। क्व? अप्रतिष्ठाने–सप्तमनरकपृथिव्यां मध्यवर्तिनि नरकावासे। मयेति गम्यते। किंविधेनेत्याह–अल्पस्थितिकागतमत्स्यभवस्तत्रान्तर्मुहूर्तं–किञ्चिन्न्यूनघटिकाद्वयं उषितः स्तौल्यस्थितिकागतमत्स्यभवान्तर्मुहूर्तोषितस्तेन। कियन्तं कालम्? षट्षष्टिसागरोपमानि। सागरोपमं दशकोटाकोटिपल्योपमजनितं समयवेदितव्यम्। कथमुषितम्? निरन्तरं–व्यवधानरहितं यथा भवति। तच्च व्यवधानं तथोक्तमेवान्तर्मुहूर्तमात्रं मध्यभवः। इति गाथार्थः ॥ ४३ ॥

## શબ્દાર્થ

वुच्छं ( उषितं )=રહેવાયું.
अपत्थिअ ( अप्रार्थित )=પ્રાર્થના વિનાનો, અણમાગ્યો.
आगय ( आगत )=આવેલ.
मच्छ ( मत्स्य )=મત્સ્ય, માછલું.
भव ( भव )=ભવ, જન્મ.
अंतो ( अन्तर् )=મધ્યે, વચ્ચે.
मुहुत्त ( मुहूर्त )=મુહૂર્ત, બે ઘડી.
अंतोमुहुत्त ( अन्तर्मुहूर्त )=[1]અંતર્મુહૂર્ત.
अपत्थिआगयमच्छभवंतोमुहुत्त=માંગ્યા વિના પ્રાપ્ત થયેલા મત્સ્યના ભવમાં મુહૂર્ત અથવા અંતર્મુહૂર્ત.
वसिएण ( उषितेन )=રહેવાથી.
छावट्ठी ( षट्षष्टिः )=છાસઠ.
अयराइं ( अन्तराणि )=સાગરોપમો.
निरंतरं ( निरन्तरं )=નિરન્તર, અન્તર વિના અવિચ્છિન્નપણે.
अप्पइट्ठाणे ( अप्रतिष्ठाने )=અપ્રતિષ્ઠાનમાં.

---

૧ અંતર્મુહૂર્તનો અર્થ લોકપ્રકાશના દ્રવ્યલોકના તૃતીય સર્ગના નિમ્ન-લિખિત—

"समयेभ्यो नवभ्यः स्यात्, प्रभृत्यन्तर्मुहूर्तकम्।
समयोनमुहूर्तान्त—मसङ्ख्यातविधं यथा॥"

—૩૪ મા પદ્ય ઉપરથી જોઇ શકાય છે તેમ એ છે કે નવ સમયથી માંડીને મુહૂર્તમાં એક સમય ન્યૂન એટલા કાળને 'અંતર્મુહૂર્ત' કહેવામાં આવે છે. આના અસંખ્ય ભેદો છે, કેમકે ૧૦ સમય, ૧૧ સમય ઇત્યાદિ તથા મુહૂર્તમાં એક સમય ઓછો એ બધા કાળો 'અંતર્મુહૂર્ત'ના નામથી ઓળખાય છે.

## પદ્યાર્થ

**નરક ગતિમાં આપત્તિ—**

"(હે દેવ! બીજા જીવોની તો શી વાત કહું?) અણધાર્યા આવી પડેલા (તંદુળિયા) મત્સ્યના ભવમાં બે ઘડી અથવા અંતર્મુહૂર્ત કાળ વસીને હું અપ્રતિષ્ઠાનમાં છાસઠ સાગરોપમ અવિચ્છિન્નપણે રહ્યો."—૪૩

## સ્પષ્ટીકરણ

**તન્દુલ મત્સ્ય—**

જૈન શાસ્ત્રમાં ઇન્દ્રિયની સંખ્યાને ધ્યાનમાં લઇને સંસારી જીવોના એકેન્દ્રિયાદિ પાંચ પ્રકાર પાડવામાં આવ્યા છે. આ પૈકી પંચેન્દ્રિય જીવોના દેવ, નારકી, મનુષ્ય અને તિર્યંચ (પ્રથમની ત્રણ કોટિમાં જેનો સમાવેશ થતો નથી એવા જીવો) એમ ચાર ભેદો છે. વળી તેમાં પણ તિર્યંચ પચેન્દ્રિયના જલચર, સ્થલચર અને ખેચર એમ ત્રણ પ્રકારો છે. વળી આ જલચર તિર્યંચ પંચેન્દ્રિયના [1]મત્સ્ય, [2]કચ્છપ, ગ્રાહ, [3]મકર અને શિશુમાર એમ પાંચ અવાંતર ભેદો છે. આ પૈકી મત્સ્યના અનેક ભેદો છે. એ ભેદોમાં તન્દુલ મત્સ્ય પણ છે.[4] આનું શરીર તન્દુલ–ચોખા જેવડું છે.[5] આથી આને આ નામ આપવામાં આવ્યું હશે. આ તન્દુલ મત્સ્યને અંતર્મુહૂર્ત ગર્ભમાં રહેવું પડે છે.[6] ગર્ભજ હોવાથી તેને મન હોય છે. તેને તેની માતા (માછલી) મોટા મગરમચ્છની પાંપણમાં જન્મ આપે છે. તેનું આયુષ્ય અંતર્મુહૂર્તનું હોય છે, છતાં પણ તેનો અધ્યવસાય અતિશય મલિન હોવાથી તે મરીને સાતમી નરકે જાય છે. આ વાતની સહ-સાવધાની શ્રીમુનિસુન્દરસૂરિકૃત **અધ્યાત્મકલ્પદ્રુમ**ના ૧૪ મા અધિકારગત નિમ્ન–લિખિત દ્વિતીય પદ્ય સાક્ષી પૂરે છે:—

"मनः संवृणु हे विद्वन्–नसंवृतमना यतः ।
याति तन्दुलमत्स्यो द्राक्, सप्तमीं नरकावनीम् ॥"

---

૧ માછલું. ૨ કાચબો. ૩ મગર.

૪ સરખાવો **પ્રજ્ઞાપનાસૂત્ર**નું નિમ્ન–લિખિત ૩૨ મુ સૂત્ર—

"से किं तं जलयरपंचिंदियतिरिक्खजोणिया ? जलयरपंचिंदियतिरिक्खजोणिया पंचविहा पन्नत्ता, तं जहा— मच्छा १ कच्छभा २ गाहा ३ मगरा ४ सुसुमारा ५ ॥ से किं तं मच्छा ? मच्छा अणेगविहा पन्नत्ता, तं जहा— सण्हमच्छा, खवलमच्छा, जुंगमच्छा, विज्झडियमच्छा, हलिमच्छा, मगरिमच्छा, रोहियमच्छा, हलीसागरा, गागरा, वडा, वडगरा, गब्भया, उसगारा, तिमितिमिंगिला, णक्का, तंदुलमच्छा, कणिक्कामच्छा, सालिसत्थियामच्छा, लंभणमच्छा, पडागा, पडागाइपडागा जे यावन्ने तहप्पगारा, से तं मच्छा ॥"

૫ શ્રીમુનિસુન્દરસૂરિએ ઉપદેશરત્નાકરના તૃતીય અંશના પચમ તરંગની દ્વિતીય ગાથાની વ્યાખ્યામાં (૨૦૯ મા પત્રાંકમાં) કહ્યું પણ છે કે—

"तन्दुलमत्स्यः पुनर्यो महामत्स्यस्य चक्षुःपक्ष्मणि तन्दुलप्रमाणोऽन्तर्मुहूर्तायुर्जायते, तथाविधदारुणपरिणामेन चान्तर्मुहूर्तेन तादृगायुर्बद्ध्वा सप्तमनरकं गच्छतीति"

૬ સરખાવો શ્રીશુભવિજયગણિસંકલિત **સેનપ્રશ્ન**ના દ્વિતીય ઉલ્લાસનો નીચે મુજબનો પ્રશ્નોત્તરઃ—

"तथा–महामत्स्यभ्रूत्पन्नमत्स्यस्य तन्दुलमत्स्यस्य गर्भस्थितिरान्तर्मुहूर्त्तिकी आयुःस्थितिरप्यान्तर्मुहूर्त्तिकी, उत

આ સંબંધમાં અધ્યાત્મકલ્પદ્રુમના વિવરણમાં કહેવામાં આવ્યું છે કે મગરમચ્છ વિચિત્ર રીતે આહાર લે છે. જે પાણીમાં અનેક માછલાં હોય તે પાણીનો મોટો જથ્થો પોતાના મોંઢામાં એ ભરી લે છે. પછી માછલાંઓને રોકી મોંઢામાં રહેલી જાળી (દાંતની ખેવડ)માંથી તે પાણી પાછું કાઢી નાખે છે, પરંતુ તેમ થતાં મોટા મત્સ્યો મોંઢામાં રહી જાય છે (જેનો તે આહાર કરે છે.), જ્યારે કેટલાંએ નાનાં નાનાં માછલાંઓ જાળનાં છિદ્રો મોટાં હોવાથી–દાંતની વચ્ચે ખખોલ (અંતર) હોવાથી જળની સાથે સાથે બહાર નીકળી જાય છે ('ઉપદેશરત્નાકર[1]માં તો એવો ઉલ્લેખ છે કે તન્દુલ મત્સ્ય સૂતેલા મહામત્સ્યના વિકસ્વર મુખમાં જલ–કલ્લોલોને લીધે અનેક માછલાંને દાખલ થતા તેમજ નીકળી જતા જુએ છે). આથી તે એવો દુષ્ટ વિચાર કરે છે કે જો હું આવા મોટા શરીરવાળો હોઉં, તો એકે મત્સ્યને જીવતો નીકળી જવા ન દઉં, પરંતુ એ બધાને ખાઇ જાઉં.[2] આ પ્રમાણેની [3]ભાવહિંસાથી કલુષિત થયેલો મત્સ્ય નરકે સિધાવે છે એ ઉપરથી

"मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः"

એ સૂત્ર ચરિતાર્થ થતું જોવાય છે. કેમકે આ મત્સ્ય કોઇ માછલાને મારી નાખવાથી અર્થાત્ દ્રવ્ય–હિંસા કરીને નરકે જતો નથી, પરંતુ ભાવ–હિંસાને લઇને (જુઓ પૃ૦ ૧૩૯ નું અંતિમ

---

कथं मिलतीति प्रश्नः। अत्रोत्तरम्–महामत्स्यभ्रूपन्नमत्स्यस्य गर्भस्थितिरायुःस्थितिश्चैकस्मिन्नेवान्तर्मुहूर्ते भवति, परं गर्भस्थितेरन्तर्मुहूर्त्तस्य लघुत्वान्न किमप्यनुपपन्नं, किञ्च नवसमयादारभ्य घटिकाद्वयं यावदन्तर्मुहूर्त्तं तस्यासङ्ख्येयभेदत्वाल्लघुत्वमिति ॥ १५० ॥"

તત્ત્વતઃ શ્રીહરિભદ્રસૂરિપ્રણીત સ્વોપજ્ઞ હિંસાષ્ટકની પ્રથમ ગાથાની વૃત્તિમાંના નિમ્ન–લિખિત ઉલ્લેખ ઉપરથી મતાંતર જણાય છેઃ—

"अकृत्वाऽपि द्रव्यहिंसां–प्राणादित्यागरूपां हिंसाफलं–नरकादिकं तस्य भाजनं भवति तन्दुलमत्स्यवत्। सोऽपि नव मासान् गर्भे स्थित्वा निष्क्रमणानन्तरमन्तर्मुहूर्त्तायुरिति वृद्धसम्प्रदायः, सर्वे गर्भजतिर्यञ्चो गर्भजमनुष्यवदिति वचनात्, महामत्स्यमुखे गतप्रत्यागतं कुर्वाणान् मध्यमत्स्यान् दृष्ट्वा स्वमनसि यद्यहमेषो द्रव्यमहाकायः स्यां तदा सर्वानभक्षयमिति विचारणया कठोरहृदयप्रादुर्भूतरौद्रध्यानसहचारिणी भावहिंसा नरकफलयतीति तृतीयभङ्गः।"

ઇ. સ. ૧૯૨૪ માં ઇન્દોરમાં મુદ્રિત પુસ્તકમાં આ પ્રમાણે પાઠ છે, જ્યારે શ્રીવિજયદાનસૂરિ લખી જણાવે છે તે પાઠમાં તો अन्तर्मुहूर्त ને બદલે मुहूर्त છે.

૧ ઉપદેશરત્નાકર (અં૦ ૩)ના પંચમ તરંગની વ્યાખ્યાના અંતમાં આ હકીકત નીચે મુજબ આપવામાં આવી છેઃ—

"तन्दुलमत्स्यः प्रसुप्तमहामत्स्यविकस्वरवदने जलोर्मिवशात् प्रविशतो निर्यतश्च बहून् मत्स्यान् वीक्ष्य तद्ग्रासाध्यवसायभृदिति"

૨ આ વાતને ઉદ્દેશીને આતુર પ્રત્યાખ્યાનમાં નિમ્ન–લિખિત ૫૧ મા પદ્યમાં—

"आहारनिमित्तेणं मच्छा गच्छंति सत्तमिं पुढविं।"

[ आहारनिमित्तेन मत्स्या गच्छन्ति सप्तमीं पृथिवीम् ॥ ]

એવો ઉલ્લેખ કર્યો જણાય છે.

૩ હિંસાના દ્રવ્ય–હિંસા અને ભાવ–હિંસા એમ બે પ્રકારો છે. કોઇ પણ પ્રાણીને તેના દેહથી પૃથક્ કરવો તે 'દ્રવ્ય–હિંસા' છે, જ્યારે પ્રમાદ, અભિનિવેશ, દુષ્ટ અધ્યવસાયથી તેવો અનિષ્ટ વિચાર કરવો તે 'ભાવ–હિંસા' છે. અન્ય શબ્દોમાં કહીએ તો કોઇનું ખૂન કરવું તે 'દ્રવ્ય–હિંસા' છે, જ્યારે તેમ કરવાનો વિચાર કરવો તે 'ભાવ–હિંસા' છે. આના અનેક પ્રકારો છે. તેનું સુન્દર સ્વરૂપ શ્રીહરિભદ્રસૂરિકૃત હિંસાષ્ટકમાં દૃષ્ટિ–ગોચર થાય છે.

(टिप्पण)—[1]મલિન આશયવાળો હોવાથી તેને તેવું ભયંકર ફળ મળે છે. આથી કરીને તો **અધ્યાત્મકલ્પદ્રુમ** (અ૦ ૯, શ્લો૦ ૩) માં કહ્યું પણ છે કે—

"स्वर्गापवर्गौ नरकं तथाऽन्त–र्मुहूर्तमात्रेण वशावशं यत्।
ददाति जन्तोः सततं प्रयत्नाद्, वशं तदन्तःकरणं कुरुष्व ॥"

અર્થાત્ વશ રાખેલું અને વશ નહિ રાખેલું મન અન્તર્મુહૂર્તમાં સ્વર્ગ અને મોક્ષ તેમજ નરક અનુક્રમે આપે છે, વાસ્તે (હે ભવ્ય જીવ!) તું પ્રયાસ કરીને તે મનને–અંતઃકરણને સર્વદા વશ કર.

**મત–ભેદ—**

શ્રી**પ્રભાનન્દ**સૂરિએ ટીકામાં તન્દુલ–મત્સ્યનું આયુષ્ય મુહૂર્ત્તનું તેમજ અન્તર્મુહૂર્તનું એમ બે પ્રકારનું સૂચવ્યું છે, પરંતુ **ઉપદેશ–રત્નાકર**ના અત્રે (પૃ૦ ૧૩૯–૧૪૦) સૂચવેલ ઉલ્લેખમાં તેમજ શ્રી**હેમચન્દ્ર**ગણિકૃત ટીકામાં પણ અન્તર્મુહૂર્તના આયુષ્યનોજ ઉલ્લેખ છે. વળી શ્રી**વિજયદાન**સૂરિ મને લખી [2]જણાવે છે તેમ **જીવાજીવાભિગમસૂત્ર**ની (સૂ૦ ૫૯, સૂ૦ ૨૨૩) શ્રી**મલયગિ**રિસૂરિકૃત વૃત્તિ (૭૮ મા તેમજ ૪૦૭ મા પત્રાંક)માં તેમજ શ્રી**હારિભદ્રીય ધર્મબિન્દુ**ની સાતમા અધ્યાયના **बाह्योपमर्दऽप्यसंविषु तथा श्रुतेरिति** (३२)ની શ્રી**મુનિચન્દ્ર**સૂરિકૃત ટીકામાં પણ અન્તર્મુહૂર્તનોજ ઉલ્લેખ છે. એ ત્રણ પાઠો અનુક્રમે નીચે મુજબ છે:—

"सप्तमनरकपृथिव्या उद्धृत्य तन्दुलमत्स्यादिभवेष्वन्तर्मुहूर्तं स्थित्वा भूयः सप्तमनरकपृथ्वीगमनस्य श्रवणात्"

"नरकादुद्धृत्य तिर्यग्भवे गर्भव्युत्क्रान्तिकतन्दुलमत्स्यत्वेन उत्पद्य महारौद्रध्यानोपगतोऽन्तर्मुहूर्त्तं जीवित्वा भूयोऽपि नरकेषु जायते"

"तन्दुलमत्स्यस्तु बाह्योपमर्दाभावेऽपि निर्निमित्तमेवापूरितातितीव्ररौद्रध्यानोऽन्तर्मुहूर्त्तमायुरनुपाल्य सप्तमनरकपृथिव्यां त्रयस्त्रिंशत्सागरोपमायुर्नारक उत्पद्यते।"

**અપ્રતિષ્ઠાન—**

જૈન શાસ્ત્રમાં વર્ણવેલી સાત નરક–ભૂમિઓ પૈકી અંતિમ તમસ્તમઃપ્રભા નામની ભૂમિમાં આવલિકા–પ્રવિષ્ટ એવાજ [3]નરકાવાસો છે, કિન્તુ બીજી નરકોની જેમ આવલિકા–બાહ્ય નથી. આ ભૂમિમાં પાંચ આવલિકા–પ્રવિષ્ટ નરકાવાસ છે. તેની મધ્યમાં **અપ્રતિષ્ઠાન** નામનો ગોળ નરકા-

---

૧ આ મલિનતાને લઇને તો–આ તન્દુલ મત્સ્યની નીચ જાતિને લઇને તેમજ તેના નીચ કર્મ–પ્રવૃત્તિના મનોરથને લીધે તેને અત્યંત નીચો ગણવામાં આવે છે. એ વાતની ઉપદેશરત્નાકર (અં૦ ૩, ત૦ ૫)ની નિમ્ન–લિખિત દ્વિતીય ગાથા સાક્ષી પૂરે છે:—

"उच्चा नीचा चउहा, हुंति जिआ उच्चनीअछंदेहिं।
कुमर १ दहवयण २ वलमिग ३ तंदुलमच्छो ४ अ दिट्ठंता ॥"

૨ આ બદલ હું તેમનો આભારી છું.

૩ રત્નપ્રભાદિ છ ભૂમિઓ પૈકી પ્રત્યેકને વિષે તેની અવગાહનામાંથી એક હજાર યોજન જેટલો ઊંચેનો ભાગ અને એક હજાર યોજન જેટલો નીચેનો ભાગ અને સાતમી ભૂમિ ઉદ્દેશીને સાડીબાવન હજાર યોજન-પ્રમાણ ઊંચેનો ભાગ અને એટલો નીચેનો ભાગ બાદ કરતાં જેટલી અવગાહના બાકી રહે તેટલા ભાગમાં 'નરકાવાસ' છે. અર્થાત્ ત્યાં ત્યાં નરકના જીવો–નરકનામ કર્મવાળા પ્રાણીઓ વસે છે. આ રત્નપ્રભાદિ સાત ભૂમિઓમાં

વાસ છે, જ્યારે આની આસપાસ [1]પૂર્વાદિક ચાર દિશાઓમાં એક એક ત્ર્યસ્ર નરકાવાસ છે (જુઓ **જીવાજીવાભિગમ** ઉપાંગની શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિનું ૧૦૫ મું પત્ર).

આ અપ્રતિષ્ઠાનનો આયામ-વિષ્કંભ એક લાખ યોજનનો છે, જ્યારે બાકીના ચાર નરકાવાસનો તો અસંખ્યેય યોજન કોટાકોટિનો છે (જુઓ પત્રાંક ૧૦૯).

ચારે બાજુ અંધકારમય અને મૂત્ર, વિષ્ઠા વગેરે અશુચિ પદાર્થોથી લિપ્ત એવી નરક-ભૂમિ છે. આ ભૂમિમાંના નારક જીવો પીંછાં વિનાનાં પક્ષીના જેવા લાગે છે. આની આકૃતિ ક્રૂર, કરૂણ, બીભત્સ અને ભયાનક છે. એનું માપ પણ રાક્ષસીય છે. જેમકે પ્રથમ નરકના જીવના દેહનું માન ૭ ધનુષ્ય ૩ હાથ અને ૬ આંગળ છે, જ્યારે બાકીની નરકના જીવોનું અનુક્રમે બમણું બમણું છે; એટલે કે સાતમી નરકના જીવના દેહનું માપ તો પાંચસે ધનુષ્ય છે. આવા નરકના જીવોને સુખનું તો સ્વપ્નું એ નથી. તેમને માટે તો દુઃખના ડુંગરો છે. ક્ષેત્ર-જન્ય વેદના અને પરસ્પર જનિત વેદના ઉપરાંત પ્રથમની ત્રણ નરકમાં તો પરમાધાર્મિકકૃત વેદના પણ અનુભવવી પડે છે. આનું આબેહુબ વર્ણન **સૂત્રકૃતાંગ**માં છે. આનું સ્થૂલ સ્વરૂપ મેં **શ્રીચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ**ના સ્પષ્ટીકરણ (પૃ૦ ૧૧૯) માં આલેખ્યું છે. એના પ્રાચીન મુનિવર્યકૃત પદ્યાત્મક વર્ણનની હસ્તલિખિત પ્રતિ મને શ્રીવિજયેન્દ્રસૂરિ તરફથી હાલમાં મળી આવી છે. આ વર્ણન કામાતુર જનોને-શૃંગારસ મુગ્ધ માનવોને શિક્ષારૂપ છે. આના પ્રત્યેક પદ્યના પૂર્વાર્ધમાં નરકના દુઃખનો નિર્દેશ છે, જ્યારે ઉત્તરાર્ધમાં શૃંગારનું સ્મારણ છે. આથી તે અત્ર નીચે મુજબ ઉપસ્થિત કરૂં છું:—

पूर्वाचार्यप्रणीतानि

## ॥ नरकवर्णनवृत्तानि ॥

( स्रग्धराच्छन्दसि )

---

श्वभ्रे स्वभ्रान्तिदोषात् क्रकचखरमुखैरानखाग्रं शिखाग्रा-
दत्राणं दार्यमाणं व्यपगतकरुणैर्दारुणैर्दारुदारम् ।
किं त्वां सम्फुल्लमल्लीमुकुलपरिमलालोलरोलम्बमाला
तत्र त्रस्तैणनेत्रा प्रवरकवरिका त्रासतस्त्रातुमीष्टे ? ॥ १ ॥

નિર્દય તથા દારૂણ એવા (પરમાધાર્મિકો) દ્વારા કરવતની કઠોર ધારથી [2]શિખાગ્રથી માંડીને તે નખના અગ્ર ભાગ સુધી લાકડાને ચીરે તેમ અશરણપણે નરકને વિષે પોતાની ભ્રાન્તિના દોષથી વહેરાતા એવા તને શું ત્યાં ત્રાસથી બચાવવાને ત્રાસ પામેલા હરણના જેવા

---

અનુક્રમે ૧૩, ૧૧, ૯, ૭, ૫, ૩, ૨ અને ૧ એમ બધા મળીને ૪૯ પ્રતરો છે (આ પૈકી સૌથી પ્રથમ પ્રતરનું નામ 'સીમન્તક' છે, જ્યારે અન્તિમનું નામ 'અપ્રતિષ્ઠાન' છે); જ્યારે ૩૦ લાખ, ૨૫, લાખ, ૧૫ લાખ, ૧૦ લાખ, ૩ લાખ, એક લાખમાં પાંચ ઓછા અને પાંચ એમ સર્વ મળીને ૮૪ લાખ નરકાવાસ છે. જુઓ **તત્ત્વાર્થાધિગમસૂત્ર** (અ૦ ૩, સૂ૦ ૨)નું સ્વોપજ્ઞ ભાષ્ય તથા તેની શ્રીસિદ્ધસેનગણિકૃત ટીકા (પૃ૦ ૨૩૪-૨૬૬).

૧ પૂર્વદિશામાં કાળ, પશ્ચિમે મહાકાળ, દક્ષિણે રૌરવ અને ઉત્તરે મહારૌરવ છે. ૨ ચોટલી.

નેત્રવાળી તથા ખીલેલ મોગરાની કળીના સુવાસથી ચપળ ભ્રમરની શ્રેણિવાળી એવી તેમજ ઉત્તમ અંબોડાવાળી (અબલા) સમર્થ છે?—૧

वेल्लद्वावल्लभल्लीनिशितशरशताकारधाराललोलत्-
पत्रव्रातप्रपातत्रुटदखिलतनोर्नारकीयेऽसिपत्रे ।
कन्दर्पोत्फालबालाकमलदललुलन्नेत्रपत्रत्रिभागे
क्षिप्ता लीलाकटाक्षाः कटरि वठर! रे रक्षणाय क्षमास्ते? ॥ २ ॥

નરક (ભૂમિ)ના અસિપત્ર (વન)માં ચપળ બાવળની શૂળો અને સેંકડો તીક્ષ્ણ બાણોના આકાર જેવી ધારવાળાં ફરકતાં પત્રોના સમૂહના પતનથી જેનું સમસ્ત શરીર ત્રુટી રહ્યું છે એવા તારૂં રક્ષણ કરવા માટે હે જડ! શું મદનના રમણવાળી બાળાનાં કમળના પત્રની જેમ ચલાયમાન નેત્રપત્રના [1]ત્રિભાગને વિષે ફેંકેલા ક્રીડા(સૂચક) કટાક્ષો શક્તિશાળી છે?—૨

तुचज्जिह्वाग्रजाग्रद्रुदितमतितरामुग्रसन्दंशकाग्रो-
दी(द्दी)र्णा(र्णा)स्यं पास्यमानः शठ! नरकमठैस्तीव्रतप्तं त्रपुस्तैः ।
रङ्गन्नारङ्गरङ्गस्फुरदधरसुधामाधुरीवन्धुराणां
ध्यायेस्त्वं तां वधूनां विधुरविधुतये मुग्ध! रे वन्धकीं स्वाम् ॥ ३ ॥

હે શઠ! સુપ્રસિદ્ધ મનુષ્યરૂપ કમઠ (દૈત્યો) વડે જખમી થયેલ (અથવા પીડિત) જીભના આગળા ભાગ વડે રૂદન જેમાં જાગી રહ્યું છે એવી રીતે તથા ભયંકર સાણસાના અગ્ર ભાગથી જેનું મોઢું ફાડવામાં આવ્યું છે એવી રીતે ખૂબ તપાવેલા સીસાનું પાન કરાવાશે એવો તું ચંચળ (પાકી) નારંગીના રંગની જેમ સ્ફુરતા અધરના અમૃતની મધુરતાથી મનોહર મહિલાઓના વિયોગને દૂર કરવાને માટે પોતાની તે વ્યભિચારિણીનું ધ્યાન ધરજે.—૩

आशापाशावनद्धव्यपघृणपरमाधार्मिकैः कुट्यमान-
स्यासक्तं मुक्तकण्ठं नरकनिपतितस्योग्रमाक्रन्दतस्ते ।
व्यालोलत्कङ्कणालीतरुणरणझणारावधावद्विलासा
दोःपाशा वालिशानां प्रथम(कथय?) किमु विमोक्षाय मुग्धेक्षणानाम्? ॥ ४ ॥

આશારૂપ જાળથી બંધાયેલા તથા નિષ્કરૂણ એવા પરમાધાર્મિકો દ્વારા આસક્તિપૂર્વક કુટાતા એવા, નરકમાં પડેલા અને મોકળે મોંઢે ઉગ્ર આક્રન્દન કરતા એવા તારા છૂટકારા માટે શું મુગ્ધ લોચનવાળી બાલિશ (બાળાઓ)ના ચપળ કંકણની શ્રેણિથી નૂતન રણઝણ અવાજ વડે દોડી રહેલા વિલાસવાળા ભુજના પાશો શક્તિમાન્ છે?—૪

---

૧ આ શબ્દ સુબોધિકા (કલ્પસૂત્રવૃત્તિ) માં 'कटरि चालस्यापि धैर्यं' પાઠમાં તેમજ ભોજ–પ્રબન્ધગત સરસ્વતી–કુટુંબ–આખ્યાનના નિમ્ન–લિખિત—

"रोटी मोटी दधिघृतघटी जातरूपस्य कोटी
स्वर्णत्रोटी सुघटितघटी कोमला पट्टशाटी ।
राटीहात्रिर्मृगमदपुटी गोमटी सद्वधूटी
पुण्याख्यानां कटरि निकटे टीकरे भूरिचेटी ॥"

—પદ્યમાં નજરે પડે છે એટલે એની વાસ્તવિકતા સંબંધી શંકા રાખવાનું કારણ નથી.

ज्वालामालाजटालान्तरनरकधरापाककुम्भीषु भीमै-
निक्षिप्तस्योर्ध्वपादं विधुरतरमधोमूर्ध(?) निर्धर्मधुर्यैः ।
प्रोत्तुङ्गापीनपाण्डुस्तनकलशलसत्तारहारालिमाला
तत्र त्राणाय बाला न खलु तव सखे ! मूर्ख ! सम्भावयामि ॥ ५ ॥

(અગ્નિની) જ્વાળાની માળાથી જટાવાળા બનેલા મધ્ય ભાગવાળી નરક-ભૂમિની પાકકુંભીઓને વિષે ભયંકર તેમજ અધર્મીઓમાં મુખ્ય એવા (દૈત્યો) વડે પગ ઊંચા અને માથું નીચે એવી રીતે ત્યાં કાયરપણે ફેંકાયેલા તારા બચાવ માટે હે મિત્ર! હે મૂર્ખ! અત્યંત [1]ઉન્નત [2]સમસ્તતઃ પુષ્ટ, તથા શ્વેત એવા પયોધરરૂપ કલશને વિષે શોભતા મનોહર હારની શ્રેણિની માળાવાળી મહિલા ખરેખર સમર્થ નથી એમ હું માનું છું.—૫

स्फाराङ्गारान्तरालेष्वलवधगधगत्सन्धिगर्भेष्वरे ते
सोत्साहे देहदाहे निरयपुरतटीवज्रकुण्डेषु तेषु ।
सेयं शृङ्गारकुल्यालहरिपरिलसन्नीलरोमाङ्कुराली
नालं लीलावतीनां डमरभरभिदे नाभिवापी गभीरा ॥ ६ ॥

બહુ અંગારા જેવા મધ્ય ભાગવાળી તેમજ જેમાં સાંધાના ભાગો સર્વથા બળી રહ્યા છે એવી નરક-પુરીની તટીને વિષે (રહેલા) સુપ્રસિદ્ધ વજ્રકુણ્ડો (કુંભીપાકમાં) તારો દેહ જ્યારે ઉત્સાહ પૂર્વક દગ્ધ થઈ રહ્યો છે, ત્યારે વિલાસવતી (વનિતાઓ)ની શૃંગારરૂપ નદીની મોટા મોજાઓ રૂપ શોભતી શ્યામ રોમાંચની શ્રેણી કે પેલી ગંભીર [3]નાભિરૂપ વાપી પ્રલયના સમૂહને ભેદવા માટે સમર્થ નથી.—૬

अङ्गारह्वालुकायां पुलिनभुवि गलत्पादपार्ष्णि प्रकामा-
कारुण्याद् वैतरुण्यं(रण्या) मृदुगति नरकस्वामिषु भ्रामयत्सु ।
स्पृष्टं स्पष्टं चर्ये(त्वये ?)ष्टं किमु भवति पुरा शोणमाणिक्यमाला-
प्रेङ्खोलन्मेखलाङ्कं जघनमतिघनं तत् तरुण्याः शरण्यम् ? ॥ ७ ॥

અંગારાની જેવું આચરણ કરતી રેતીવાળી તથા જળવાળી ભૂમિવાળી વૈતરણી (નદી)માં પગની એડીઓ ગળી જાય-અંદર પેસી જાય એવી રીતે ધીરે ધીરે નરકના અધિપતિઓ જ્યારે અત્યંત નિર્દયપણે તને ભ્રમણ કરાવે છે, ત્યારે લાલ માણેકની માળા વડે હીંડોળા ખાતા કંદોરાથી લાંછિત તેમજ અત્યંત પુષ્ટ તથા તારા વડે સ્પષ્ટ રીતે સ્પર્શ કરાયેલા તેમજ તને ઇષ્ટ એવા તે તરૂણીના અતિઘન [4]જઘન શું તારે શરણરૂપ છે?—૭

उन्मीलन्मूलशूलापटलजटिलतां शाल्मलीं जाल्म ! लीढा-
ङ्गां नामालिङ्गतस्ते नरकपतिपरीहासवैवश्यभाजः ।

---

૧ ઊંચા. ૨ બધી રીતે ભરાઉ. ૩ ડુંટીરૂપ વાવ. ૪ અવયવ-વિશેષ.

धामोरूणामुरूरू विदलितकदलीकाण्डचण्डावलेपौ
चित्तान्तः स्तानि(स्वाति?)शान्तिव्यतिकरचतुरौ तौ न दुश्चारिणस्ते ॥ ८ ॥

દુષ્ટ ચારિત્રવાળા અને (એથી કરીને તો) નરકપતિના ઉપહાસને વિવશપણે પ્રાપ્ત થયેલા એવા, ઉગી નીકળતા મૂળ શૂળના સમૂહથી વ્યાપ્ત તથા વળી જેણે શરીરને ચાટયું છે એવા શાલ્મલી (તરૂ)ની સાથે ખરેખર આલિંગન કરાવેલા તને હે મૂર્ખ! મનોહર જંઘાવાળીઓની વિશાળ જંઘા કે જેણે કેળના કાણ્ડના પ્રખર ગર્વને દળી નાંખ્યો છે તે તારા ચિત્તમાં આત્માને શાન્તિના યોગને માટે નિપુણ નથી.—૮

हा मातस्तात! हा हा हृदय! सुदयिते! हा सुता! भ्रातरो! हा
हंहो मित्राण्यथैवं नरकभुवि मुहुस्तारमाक्रन्दतस्ते।
मुग्धाः स्निग्धा विदग्धा मधुरमधुमुचो हावभावोर्मिफुल्ला
उल्लापाः पाप! तापक्षपणसुखकरा योषितां किं भवेयुः? ॥ ९ ॥

હા મા! ઓ બાપા! હે હૃદય! અરે વલ્લભા! હે પુત્રો! હે બન્ધુઓ! હે મિત્રો! એ પ્રમાણે નરકમાં ઊંચે સ્વરે વારંવાર રૂદન કરતા–પોક મૂકતા તને હે પાપી! યુવતિઓના મુગ્ધ, પ્રેમાળ, ચતુર, મધુર મધને વર્ષાવનાર તથા હાવ–ભાવરૂપ ઊર્મિથી વિકસિત એવાં વાક્યો સંતાપને દૂર કરી શું સુખકારી થાય?—૯

૬૬ સાગરોપમની સ્થિતિ—

સાતમી નરકમાં ઉત્કૃષ્ટ આયુષ્ય તો ૩૩ સાગરોપમનું છે, છતાં કવિરાજ ત્યાં ૬૬ સાગરોપમ સુધી અવિચ્છિન્ન રીતે નિવાસ કર્યાનો ઉલ્લેખ કરે છે તો તે કેવી રીતે ઘટે છે? આનો ઉત્તર એ છે કે સાતમી નરકમાં ૩૩ સાગરોપમનું ઉત્કૃષ્ટ આયુષ્ય પૂર્ણ થતાં તંદુલ મત્સ્ય તરીકે જન્મે અને ફરીથી ત્યાંથી મરીને ઉત્કૃષ્ટ આયુષ્યના બંધપૂર્વક સાતમી નરકમાં જન્મ લે;[1] એટલે કે તંદુલ મત્સ્યના ભવગત આયુષ્ય નહિ જેવું હોવાથી–નરકમાંના પહેલાના નિવાસ અને પછીના નિવાસ વચ્ચે બહુજ થોડો સમય વ્યતીત થયેલો હોવાથી એક સરખો સાતમી નરકમાં ૬૬ સાગરોપમ નિવાસ થયો એમ કહી શકાય.

સર્વથા અવિચ્છિન્નપણે તો નિવાસ સંભવેજ નહિ, કેમકે 'નારકી મરીને તરતજ નરકમાં ઉત્પન્ન નહિજ થાય' એવો જૈન સિદ્ધાન્ત છે.

✱ ✱ ✱ ✱

साम्प्रतं तिर्यग्योनिमधिकृत्याह—

सीउण्हवासधारा–निवायदुक्खं सुतिक्खमणुभूअं।
तिरिअत्तणम्मि नाणा–वरणसमुच्छाइएणावि ॥ ४४ ॥

[ शीतोष्णवर्षधारानिपातदुःखं सुतीक्ष्णमनुभूतम्।
तिर्यक्त्वे ज्ञानावरणसमुच्छादितेनापि ॥ ]

प्र० वृ०—सीउण्हत्ति। हे विश्वजनीन! भगवन्! मया तिर्यक्त्वेऽपि सुतीक्ष्णं दुःख-

१ જુઓ પૃ० १४१.

मनुभूतमिति योगः । अधुना तस्यैव स्वरूपमाह–सीउण्हत्ति । शीतोष्णवृष्टिधारानिपातदुःखम् । निपातशब्दः प्रत्येकमभिसम्बध्यते । तद्यथा–शीततौ शीतनिपातदुःखं, उष्णतौ उष्णनिपातदुःखं, वर्षासु वृष्टिधारानिपातदुःखमनुभूतं, सोढमित्यर्थः । तच्च किंविशिष्टम्? सुष्ठु–अतिशयेन तीक्ष्णम् । अथ कस्य योनावित्याह—तिरिअत्तणम्मि–तिर्यक्त्वेऽपि, तिर्यग्गतौ समुत्पन्नेनेत्यर्थः । तिर्यञ्चो हि शीतातपवृष्टिकष्टान्यपि दुष्टकर्मभिस्तस्यां योनौ विनिपातिता निराश्रयतया तथा तथा तपस्विनः सहन्त एव । अथ किंविशिष्टेन मया? नाणावरणत्ति । ज्ञानावरणसमुच्छादितेनापि ज्ञानावरणाभिधेन कर्मणा सम्–सम्यक् उत्–प्राबल्येन छादितेन आवृतेनेति यावत् । ननु विद्यमानेष्वपि मोहनीयादिकर्मसु किमित्यत्र ज्ञानावरणस्य विशेषतः समुपादानम्? उच्यते । सम्भवन्त्येव[1] तिर्यग्योनिगतानामङ्गिनां निखिलान्यपि कर्माणि, किन्त्वनन्यतुल्यसमुल्लासस्य ज्ञानावरणस्य तेषु परा काऽपि प्रतिष्ठा, अतस्तस्योपादानम् । अपिशब्दोऽत्र विरोधालङ्कारद्योतकः । अतो यः किल नानाप्रकारैरावरणैराच्छादितो भवति स कथं शीतातपादिभिरभिभूयते (इति)? । इति चतुश्चत्वारिंशत्तमगाथार्थः ॥ ४४ ॥

हे० वि०—(सीउण्हत्ति) । तिर्यक्त्वेऽपि अनुभूतं–सेवितं शीतं च उष्णं च वर्षधारानिपातश्च शीतो० तेभ्यस्तैर्वा दुःखं स्ववेदनानुरूपम् । किंविधं तत्? सुतीक्ष्णं–दुःसहं तथाऽत्रापि मयेति गम्यते विशेषणस्यान्यथाऽनुपपन्नत्वात् । किंविधेनेत्याह–ज्ञानावरणसमवच्छादितेनापि । को भावार्थः? यो हि पटाद्यावरणसमवच्छादितो भवति तस्य शीतादिजन्यं दुःखं न सम्भवति । मया तु ज्ञानावरणसमवच्छादितेनापि अनुभूतम् । किमिति (ज्ञानावरणसमुच्छादित इति) प्रायेण प्रभूतज्ञानावरणीयस्य कर्मणः तिर्यक्त्वे एव सम्भवात् । इति गाथार्थः ॥ ४४ ॥

## શબ્દાર્થ

सी ( शीत )=ઠંડી.
उण्ह ( उष्ण )=ગરમી.
वास ( वर्ष )=વરસાદ.
धारा ( धारा )=ધારા.
निवाय ( निपात )=નિપાત, પડવું તે.
दुक्ख ( दुःख )=દુઃખ.
सीउण्हवासधारानिवायदुक्खं=ઠંડી પડવાથી, ગરમી પડવાથી તેમજ વરસાદની ધારા પડવાથી થતું દુઃખ.
सुतिक्खं ( सुतीक्ष्णं )=અત્યંત તીવ્ર.
अणुभूअं ( अनुभूतं )=અનુભવાયું.
तिरिअत्तणम्मि ( तिर्यक्त्वे )=તિર્યંચપણામાં.
नाणावरण ( ज्ञानावरण )=[2]જ્ઞાનાવરણ.
समुच्छाइएण ( समुच्छादितेन )=અત્યંત આચ્છાદિત.
अवि ( अपि )=પણ.

---

१ 'सम्प्रत्येव' इत्यपि पाठः ।

૨ આને માટે જુઓ ૬૮ મા પૃષ્ઠનું ટિપ્પણ.

## પદ્યાર્થ

**તિર્યંચ ભવમાં કષ્ટ—**

"જ્ઞાનાવરણ (નામના કર્મ)થી અત્યંત આચ્છાદિત હોઇને [1]પણ મેં તિર્યંચપણામાં શીત, તાપ અને વર્ષાની ધારાના નિપાતનું અતિશય તીવ્ર દુઃખ અનુભવ્યું."—૪૪

## સ્પષ્ટીકરણ

**જ્ઞાનાવરણીય કર્મ—**

કષાયથી કલુષિત જીવ આઠ પ્રકારના પુદ્ગલો પૈકી કાર્મણ વર્ગણાના પુદ્ગલો ગ્રહણ કરી તેને આત્મ-પ્રદેશની સાથે ક્ષીર-નીરની જેમ એકમેક કરી દે છે તે 'બંધ' કહેવાય છે. આ બંધના કાર્યના ભેદને લઇને [2]પ્રકૃતિ, [3]સ્થિતિ, [4]રસ અને [5]પ્રદેશ એમ ચાર પ્રકારો પડે છે. તેમાં વળી પ્રકૃતિબંધના જ્ઞાનાવરણીયાદિક આઠ વિભાગો છે. આ આઠે વિભાગોના જે અવાંતર ભેદો પડે છે, તેમાં જ્ઞાનાવરણીય કર્મના મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય, અવધિજ્ઞાનાવરણીય, મનઃપર્યયજ્ઞાનાવરણીય અને કેવલજ્ઞાનાવરણીય એમ પાંચ પ્રકારો છે. જ્ઞાનાવરણીય કર્મની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની છે, જ્યારે એની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીશ કોડાકોડી સાગરોપમની છે (જુઓ પૃ૦ ૧૩). આયુષ્ય કર્મ સિવાયનાં બાકીનાં કર્મોની જેમ આ કર્મ જે ભવમાં એનો બંધ થયો હોય તેજ ભવમાં અથવા તો ભવાંતરમાં પણ ઉદયમાં આવે છે (જ્યારે આયુષ્ય કર્મ તો અનંતર ભવાંતરમાંજ ઉદયમાં આવે છે).

તિર્યંચ ગતિમાં અન્ય ગતિઓની જેમ આઠે કર્મોનો સદ્ભાવ હોવા છતાં આ પદ્યમાં જ્ઞાનાવરણ કર્મનો ખાસ કરીને નિર્દેશ કરવામાં આવ્યો છે તેનું કારણ એ છે કે આ કર્મની તિર્યંચ ગતિમાં પ્રધાનતા-વિશેષતા છે.

꧁ ꧁ ꧁ ꧁

---

૧ 'પણ' શબ્દથી વિરોધ સૂચવવામા આવ્યો છે, કેમકે જે વિવિધ જાતનાં આવરણોથી આચ્છાદિત હોય, તેને ઠંડી વગેરે કેમ લાગે?

૨-૫ આનો અર્થ માટે વિચારો—

"प्रकृतिस्तु स्वभावः स्यात्, स्थितिः कालावधारणम् ।
अनुभावो रसो ज्ञेयः, प्रदेशो दलसञ्चयः ॥ १ ॥"

આનો સ્ફુટ બોધ થાય તેટલા માટે આપણે અત્ર મોદક (લાડુ)નું દૃષ્ટાન્ત વિચારીશું. જેમ કોઈ વાયુને દૂર કરનાર સુંઠ વગેરે દ્રવ્યોથી બનાવેલો મોદક પ્રકૃતિથી-સ્વભાવથી વાયુને ટાળે, જ્યારે પિત્તાપહારી દ્રવ્યથી નિષ્પન્ન મોદક પિત્તને દૂર કરે અને કફનાશક દ્રવ્યથી નિર્મિત મોદક કફનો નાશ કરે તેમ કોઇ કર્મ જ્ઞાનને આચ્છાદિત કરે, તો કોઇક દર્શનને ઇત્યાદિ. આને પ્રકૃતિ-બંધ જાણવો. કોઇક મોદક એકજ દિવસ બગડ્યા વિના રહી શકે તો કોઈક બે દિવસ તો કોઇક મહિના સુધી તેવી રીતે કોઇ કર્મ સત્તામાં ૨૦ કોડાકોડી સાગરોપમ તો કોઈ ૩૦ કોડાકોડી સાગરોપમ કાળ સુધી રહે, ઇત્યાદિ. આને સ્થિતિ-બંધ સમજવો. કોઇ મોદકનો સ્નિગ્ધ કે રૂક્ષ મધુર કે કટુ રસ એક ગુણો હોય તો કોઇકનો બે ગુણો હોય તેમ કર્મનો કોઇ વખત એક સ્થાનીય રસ બંધાય તો કોઇ વખત તીવ્ર કષાયને યોગે દ્વિસ્થાનીયાદિક બંધાય. આને રસ-બંધ અવબોધવો. કોઇ મોદકના પ્રદેશ-કણીઆ પા શેર જેટલા હોય તો કોઇકના અડધો શેર જેટલા એટલે કે કોઇ કર્મનાં પ્રદેશ-દળિયાં થોડા હોય તો કોઇકનાં ઘણાં હોય. આને પ્રદેશ-બંધ તરીકે ઓળખવો.

इदानीं मनुष्यगतिमुद्दिश्याह—

अंतो निक्खंतेहिं, पत्तेहिं पिअकलत्तपुत्तेहिं ।
सुन्ना मणुस्सभवणा–डएसु निज्झाइआ अंका ॥ ४५ ॥

[ अन्तर्निष्क्रान्तैः प्राप्तैः (पात्रैः) प्रियकलत्रपुत्रैः ।
शून्या मनुष्यभवनाटकेषु निध्याता अङ्काः ॥ ]

प्र० वृ०—अंतो त्ति । हे जगत्पितामह! स्वामिन्! इह हि संसाररङ्गान्तरे किङ्करीकृतसकलनारकतिर्यङ्नरामरविसरसर्वार्थसिद्धाप्रतिष्ठानपर्यवसानप्रसृमराप्रतिहतशासनस्य महामहिम्नो मोहमहीन्द्रस्य पुरः कर्मपरिणामसूत्रधारेण निरन्तरं चतुर्गतिनाटकान्यभिनीयन्ते । तन्मध्याच्चाभिनीयमानेषु मनुष्यगतिनाटकेषु अङ्काः शून्या निध्याता इति सम्बन्धः । तत्र मनुष्यगतिरेव तत्तदवस्थाविशेषानुभूयमानशृङ्गारादिरसात्मकत्वेन नाटकानीव नाटकानि तेषु । साम्प्रतं मनुष्यभवानां नाटकैः सह साधर्म्यमाह—तत्रादौ मनुष्यभवस्वरूपमेवाभिधीयते । नरभवेषूत्पन्नेन मया अङ्काः–उत्सङ्गाः सुन्ना–शून्याः निज्झाइआ–निध्याता दृष्टाः । कैः शून्या इत्याह–पियकलत्त० कलत्राणि पुत्राश्च कलत्रपुत्राः प्रियाश्च, तत्र प्रियकलत्राणि–प्रियप्रणयिन्यः, पुत्राश्च–अङ्गजा नन्दनाः तैः । किंविशिष्टैः? पत्तेहिं–पात्रैः । कथम्? कथमपि तथाविधसातावेदनीयोदयात् । प्राप्तैः–लब्धैः स्वोचितगुणगणाधारत्वेन पात्रभूतैस्तैः । शून्या–विरहिता उत्सङ्गा दृष्टाः, तेषामेव क्रीडाव्रीडाविलासयोग्यत्वात् । अथ कथं तैर्विरहितत्वमङ्कानामित्याह–अन्तो निक्खंतेहिं ति । यतस्तैरन्तर्–मध्यादुत्सङ्गस्यैव निष्क्रान्तैरायुःक्षयेण निबिडभुजपञ्जरान्तरादप्याच्छिद्य[1] दुर्दान्तयमकिङ्करैरपहृतैः । पात्रं हि कलत्रपुत्रादिकं प्रायो न चिरावस्थायि भवति । इदमत्र तात्पर्यम्–मनुष्यजन्मन्युत्पन्नेन मया प्रियकलत्रादिविप्रयोगसमुद्भूतं दुःखमनुभूतमिति । तथा नाटकेष्वपि विष्कम्भकसूचिताभिनेयवस्तुपरिसमाप्तिरूपादयोऽङ्कास्ते च रङ्गाङ्गणमध्यान्निष्क्रामद्भिः चतुर्विधाभिनयनिपुणैरभिनायकपात्रैः शून्याः स्युः । पात्राणि कलत्रपुत्ररूपाणि भवन्ति । इति पञ्चचत्वारिंशत्तमगाथार्थः ॥ ४५ ॥

हे० वि०—(अंतो त्ति) । गमनिका–मनुष्यभवनाटकेषु–नरजन्मप्रेक्षणेषु निध्याताः—अवलोकिताः । कैः काः? एकत्रोत्सङ्गाः, अन्यत्राधिकारपरिच्छेदाः । किंरूपा निध्याताः? शून्याः–विकलाः । कैरित्याह–एकत्र पात्रैः, अन्यत्र प्राप्तैः, प्रियकलत्रपुत्रैः प्रिया–वल्लभाः, ये कलत्रपुत्रास्तैः । किंविशिष्टैः [ पात्रैः किंविशिष्टैः ] प्रियकलत्रपुत्रैरित्याह–अन्तर्–मध्यान्निष्क्रान्तैः निर्गतैः ॥ इति गाथार्थः ॥ ४५ ॥

---

१ 'दृथाच्छिद्य' इत्यपि पाठः ।

## શબ્દાર્થ

**अंतो** ( अन्तर् )=મધ્યમાં.
**निक्खंतेहिं** ( निष्क्रान्तैः )=નીકળી ગયેલા.
**पत्तेहिं** ( प्राप्तैः )=મેળવેલ.
**पत्तेहिं** ( पात्रैः )=પાત્રો વડે.
**पिय** ( प्रिय )=પ્રિય, વલ્લભ.
**कलत्त** ( कलत्र )=પત્ની.
**पुत्त** ( पुत्र )=પુત્ર.
**पियकलत्तपुत्तेहिं**=પ્રિય પત્ની અને પુત્રોથી.
**सुन्ना** ( शून्याः )=શૂન્ય, ખાલી.
**मणुस्स** ( मनुष्य )=મનુષ્ય.
**भव** ( भव )=ભવ, ઉત્પત્તિ.
**णाडअ** ( नाटक )=નાટક.
**मणुस्सभवणाडएसु**=મનુષ્ય-ભવરૂપ નાટકોમાં.
**निज्झाइआ** ( निर्ध्याताः )=જોવાયા.
**अंका** ( अङ्काः )=(૧) ઉત્સંગો, ખોળાઓ, (૨) અંકો, અધિકાર-પરિચ્છેદો.

## પદ્યાર્થ

**મનુષ્ય-ભવમાં પણ વિડંબના—**

"( હે નાથ! ) મનુષ્ય-ભવરૂપ નાટકોને વિષે મને પ્રાપ્ત થયેલા પ્રિય પત્ની અને પુત્રોથી ઉત્સંગો, મધ્યમાંથી તેઓ નીકળી ગયેલા ( અર્થાત્ વૃદ્ધાવસ્થા પૂર્વે મરણને શરણ થયેલા ) હોવાથી શૂન્ય જોવાયા."—૪૫

## સ્પષ્ટીકરણ

**અર્થ-ગૌરવ—**

આ પદ્ય રૂપક અલંકારથી વિશેષતઃ શોભે છે. સંસાર એ રંગમંડપ છે. તેમાં અપ્રતિષ્ઠાન નરકાવાસથી માંડીને તે સર્વાર્થસિદ્ધ સુધી મોહ નામના નરપતિની અપૂર્વ સત્તા ચાલે છે. આ રંગમંડપમાં કર્મનું પરિણામ એ સૂત્રધાર છે અને શાશ્વત નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચાર ગતિઓ તે ચાર નાટકો છે. તેમાં મનુષ્ય-ભવરૂપ નાટકમાં પત્ની, પુત્ર પ્રમુખ પાત્રો છે.

**નાટકાદિ સંબંધી વિચાર—**

કાવ્યના દૃશ્ય અને [1]શ્રવ્ય એમ બે ભેદો છે. જેનો [2]અભિનય થઇ શકે—જે ભજવી બતાવાય તે 'દૃશ્ય' કાવ્ય છે. આ દૃશ્ય કાવ્યને 'રૂપક' પણ કહેવામાં આવે છે. આ રૂપકના નાટક, પ્રકરણ

---

૧ શ્રવ્ય કાવ્યનું લક્ષણ શ્રીવિશ્વનાથ કવિએ સાહિત્યદર્પણ ( પ૦ ૬, શ્લો૦ ૩૧૩ )માં નીચે મુજબ આપ્યું છે:—

"श्रव्यं श्रोतव्यमात्रं तत् पद्यगद्यमयं द्विधा"

અર્થાત્ જે કાવ્ય ફક્ત સાંભળી શકાય, જેનો અભિનય થઇ ન શકે તે 'શ્રવ્ય' કાવ્ય છે. એના ( પણ 'દૃશ્ય' કાવ્યની જેમ ) પદ્ય અને ગદ્ય એમ બે પ્રકારો છે.

૨ અભિનય એટલે અવસ્થાનું અનુકરણ, ભજવવું તે. આના આંગિક, વાચિક, આહાર્ય અને સાત્ત્વિક એવા ચાર પ્રકારો છે. સાહિત્યદર્પણ ( પ૦ ૬, શ્લો૦ ૨ )માં કહ્યું પણ છે કે—

"भवेदभिनयोऽवस्था-नुकारः स चतुर्विधः ।
आङ्गिको वाचिकश्चैव-माहार्यः सात्त्विकस्तथा ॥"

અંગ ( દેહ )થી કરાય તે આંગિક; વાચા ( વાણી ) થી કરાય તે વાચિક; ભૂષણ, વસ્ત્ર વગેરેથી કરાય તે આહાર્ય; અને ખેદ, રોમાંચ વગેરે સાત્ત્વિક ભાવ દ્વારા સંપન્ન તે સાત્ત્વિક કહેવાય છે.

ઇત્યાદિ દશ ભેદો છે. આ વાતની **સાહિત્યદર્પણ** સાક્ષી પૂરે છે, કેમકે તેના છઠ્ઠા પરિચ્છેદમાં કહ્યું પણ છે કે—

"दृश्यश्रव्यत्वभेदेन, पुनः काव्यं द्विधा मतम् ।
दृश्यं तत्राभिनेयं तद्–रूपारोपात् तु रूपकम् ॥ १ ॥
"नाटकमथ प्रकरणं भाण–व्यायोग–समवकार–डिमाः ।
ईहामृगा-ऽङ्क–वीथ्यः प्रहसनमिति रूपकाणि दश ॥ २ ॥"

નાટકનું લક્ષણ—

નાટકનું લક્ષણ ત્યાં નીચે મુજબ દર્શાવ્યું છેઃ—

"नाटकं ख्यातवृत्तं स्यात्, पञ्चसन्धिसमन्वितम् ।
विलासर्द्ध्यादिगुणवद्, युक्तं नानाविभूतिभिः ॥ ७ ॥
सुखदुःखसमुद्भूति, नानारसनिरन्तरम् ।
पञ्चादिका दशपरा–स्तत्राङ्काः परिकीर्तिताः ॥ ८ ॥
प्रख्यातवंशो राजर्षि–र्धीरोदात्तः प्रतापवान् ।
दिव्योऽथ दिव्यादिव्यो वा, गुणवान् नायको मतः ॥ ९ ॥
एक एव भवेदङ्गी, शृङ्गारो वीर एव वा ।
अङ्गमन्ये रसाः सर्वे, कार्यो निर्वहणेऽद्भुतः ॥ १० ॥
चत्वारः पञ्च वा मुख्याः, कार्यव्यापृतपूरुषाः ।
गोपुच्छाग्रसमाग्रं तु, बन्धनं तस्य कीर्तितम् ॥ ११ ॥"

અર્થાત્ નાટકનું વૃત્ત (કથા) પ્રસિદ્ધ હોવું જોઇએ. સર્વથા કલ્પિત કથા નાટકમાં કામ લાગે નહિ. નાટકમાં વિલાસ, સમૃદ્ધિ વગેરે ગુણો તેમજ અનેક પ્રકારનાં ઐશ્વર્યનાં વર્ણનો હોવાં જોઇએ. સુખ–દુઃખની ઉત્પત્તિનું દર્શન તેમજ વિવિધ રસોની પૂર્ણતાથી એ અલંકૃત હોવું જોઇએ. નાટકમાં પાંચથી માંડીને દશ સુધી અંકો હોઇ શકે છે. પ્રસિદ્ધ વંશમાં ઉત્પન્ન થયેલો, ધીરોદાત્ત, પ્રતાપી, ગુણવાન્ કોઈ [1]રાજર્ષિ કે [2]દિવ્ય અથવા [3]દિવ્ય–અદિવ્ય એવો ગુણી પુરૂષ નાટકનો નાયક હોય છે. શૃંગાર રસ અને વીર રસ એ એમાંથી ગમે તે એક રસ પ્રધાન હોય છે, જ્યારે બાકીના બીજા રસો અંગીભૂત હોય છે, આ બધાને [4]નિર્વહણ–સંધિમાં અદ્ભુત બનાવવા જોઇએ. નાટકમાં ચાર કે પાંચ પુરૂષો મુખ્ય ભાગ ભજવનારા હોવા જોઇએ. વળી ગાયના પૂછડાના આગળા ભાગ [5]જેવી નાટકની રચના હોવી જોઇએ.

---

૧ દુષ્યન્ત જેવા. ૨ શ્રીકૃષ્ણ જેવા. ૩ શ્રીરામચન્દ્ર જેવા કે જે દિવ્ય છતાં પોતાને અદિવ્ય સમજે.

૪ નાટકના અંકો ક્રમશઃ નાના હોવા જોઇએ એવો કેટલાક અર્થ કરે છે, જ્યારે કેટલાક એનો એ અર્થ કરે છે કે જેમ ગાયના પૂછડામાં કેટલાક વાળ નાના હોય તો કેટલાક વાળ મોટા હોય તેમ નાટકનાં કેટલાંક કાર્યો મુખ–સન્ધિમાંજ સમાપ્ત થઇ જવાં જોઇએ તો કેટલાંક વધારે લંબાઇ પ્રતિમુખ સંધિમાં પૂર્ણ થવાં જોઇએ.

૫ બીજભૂત અર્થનો આવિષ્કાર કરનાર તે સંધિ છે. સન્ધિ, વિબોધ, ગ્રથન, નિર્ણય, પરિભાષણ, કૃતિ, પ્રસાદ, આનન્દ, સમય, ઉપગૂહન, ભાષણ, પૂર્વવાક્ય, કાવ્ય-સંહાર અને પ્રશસ્તિ એ નિર્વહણસંધિનાં ૧૪ અંગ છે.

અંક-વિચાર—

અંકને માટે સાહિત્યદર્પણ (પ૦ ૬, શ્લો૦ ૧૨-૧૯)માં નીચે મુજબનું સ્વરૂપ નજરે પડે છેઃ—

"प्रत्यक्षनेतृचरितो, रसभावसमुज्ज्वलः ।
भवेदगूढशब्दार्थः, क्षुद्रचूर्णकसंयुतः ॥ १२ ॥
विच्छिन्नावन्तरैकार्थः, किञ्चित्संलग्नबिन्दुकः ।
युक्तो न बहुभिः कार्यै–र्बीजसंहृतिमान्न च ॥ १३ ॥
नानाविधानसंयुक्तो, नातिप्रचुरपद्यवान् ।
आवश्यकानां कार्याणा–मविरोधाद् विनिर्मितः ॥ १४ ॥
नानेकदिननिर्वर्त्य–कथया सम्प्रयोजितः ।
आसन्ननायकः पात्रै–र्युतस्त्रिचतुरैस्तथा ॥ १५ ॥
दूराह्वानं वधो युद्धं, राज्यदेशादिविप्लवः ।
विवाहो भोजनं शापो–त्सर्गौ मृत्यू रतं तथा ॥ १६ ॥
दन्तच्छेद्यं नखच्छेद्य–मन्यद् व्रीडाकरं च यत् ।
शयनाधरपानादि, नगराद्यवरोधनम् ॥ १७ ॥
स्नानानुलेपने चैभि–र्वर्जितो नातिविस्तरः ।
देवीपरिजनादीना–ममात्यवणिजामपि ॥ १८ ॥
प्रत्यक्षचित्रचरितै–र्युक्तो भावरसोद्भवैः ।
अन्तर्निष्क्रान्तनिखिल–पात्रोऽङ्क इति कीर्तितः ॥ १९ ॥"

અર્થાત્ જેમાં નાયકનું ચરિત્ર સ્પષ્ટ હોય, જે રસ અને ભાવથી પરિપૂર્ણ હોય, જેમાં ગૂઢાર્થક શબ્દ ન હોય, જેમાં નાના નાના ચૂર્ણક (સમાસથી રહિત ગદ્ય) હોય, અવાન્તર કાર્ય જેમાં પૂરૂં થઇ જતું હોય, કિન્તુ બિન્દુનો લેશ તો અવશિષ્ટ રહેતો હોય, જેમાં ઘણાં કાર્યોની સંકીર્ણતા ન હોય તેમજ બીજનો જેમાં નાશ થતો ન હોય, જે અનેક પ્રકારનાં સંવિધાનથી યુક્ત હોય, પરંતુ જેમાં બહુ પદ્યો ન હોય તે 'અંક' કહેવાય છે. આ અંકમાં સન્ધ્યાદિક આવશ્યક ક્રિયાનો વિરોધ ન હોવો જોઇએ, તેમજ જે કથા ઘણા દિવસે પૂરી થઇ હોય તેને એકજ અંકમાં કહી દેવી ન જોઇએ. વળી નાયક સર્વદા સમીપ રહે તેમજ ત્રણ ચાર પાત્રથી પરિવૃત રહે. દૂરથી બોલાવવું. વધ, યુદ્ધ, રાજ્ય-વિપ્લવ, દેશ-વિપ્લવ વગેરે, લગ્ન, ભોજન, શાપ, મલ-ત્યાગ, મરણ, રમણ, દન્તક્ષત, નખક્ષત, શયન, અધરપાનાદિક લજ્જાકારી કાર્ય, નગર વગેરેનો ઘેરો, સ્નાન, ચન્દનાદિનું વિલેપન એ વાતો અંકમાં પ્રત્યક્ષ બતાવવી ન જોઇએ. અંક બહુ મોટો ન હોવો જોઇએ. દેવી તથા પરિજન (સેવક વર્ગ), મન્ત્રી, વૈશ્ય વગેરેના ભાવપૂર્ણ અને રસ-પૂર્ણ ચરિત્રોથી એ યુક્ત હોવો જોઇએ. વળી એની સમાપ્તિમાં સર્વ પાત્રો નીકળી જવા જોઇએ.

વિષ્કમ્ભક—

વિષ્કમ્ભક એ અર્થના [1]પાંચ ઉપક્ષેપક પૈકી એક છે. અતીત અને અનાગત કથાઓનો સૂચક, કથાને સંક્ષિપ્ત કરવાવાળો જે અંક તે 'વિષ્કમ્ભક' છે. આના શુદ્ધ અને સંકીર્ણ એવા બે પ્રકારો છે. જે વિષ્કમ્ભકમાં એક કે બે મધ્યમ પાત્ર ભાગ લેતા હોય તે 'શુદ્ધ' કહેવાય છે, જ્યારે જેમાં નીચ તેમજ મધ્યમ પાત્રો ભાગ ભજવતા હોય તે 'સંકીર્ણ' કહેવાય છે. આ વાત **સાહિત્યદર્પણ** (પ૦ ૬, શ્લો૦ ૫૪-૫૬) ઉપરથી જોઈ શકાય છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

"अर्थोपक्षेपकाः पञ्च, विष्कम्भक-प्रवेशकौ ।
चूलिका-ऽङ्कावतारोऽथ, स्यादङ्कमुखमित्यपि ॥ ५४ ॥
वृत्तवर्तिष्यमाणानां, कथांशानां निदर्शकः ।
सङ्क्षिप्तार्थस्तु विष्कम्भ, आदावङ्कस्य दर्शितः ॥ ५५ ॥
मध्येन मध्यमाभ्यां वा, पात्राभ्यां सम्प्रयोजितः ।
शुद्धः स्यात् स तु सङ्कीर्णो, नीच-मध्यमकल्पितः ॥ ५६ ॥"

* * * *

इदानीं देवगतिमधिकृत्याह—

**दिट्ठा रिउरिद्धीओ, आणाउ कया महड्ढिअसुराणं ।**
**सहिआ य हीणदेव-त्तणेसु दोगच्चसंतावा ॥ ४६ ॥**

**[ दृष्टा रिपुऋद्धय आज्ञाः कृता महर्द्धिकसुराणाम् ।**
**सोढौ च हीनदेवत्वेषु दौर्गत्यसन्तापौ ॥ ]**

प्र० वृ०—दिट्ठ त्ति । हे सकलसुरचक्रशक्र ! स्वामिन् ! मया सुरगतिगतेनापीदमिदमनुभूतमिति । अनुभवस्वरूपमाह—दिट्ठा—दृष्टा रिपूणां—अरातीनामृद्धयः—सम्पदः, रिपुऋद्धीः तावत् दृष्ट्वा भवति हि परस्परं प्राग्भववैरिणां मत्सरभरश्च—

"वरं देशपरित्यागो, वरं नेत्रापकर्षणम् ।
स्वापमानितशत्रूणां, न पुनर्वीक्षिताः श्रियः ॥ १ ॥"

तथा आणा० महती ऋद्धिर्येषां ते महर्द्धिकाः सुरास्तेषां आज्ञाः—शासनानि ताः कृता—निवर्तिताः । कारयन्ति हि स्वकार्याणि बलादाक्रम्य बलिनः किङ्करानाभियोगिकसुरान् सुरसत्तमाः, बलवत्तराक्रान्तिदुःखे च मरणजन्यमन्युं तृणायापि न मन्यन्ते मा भवताम् (मानधनाः ?) अत एवोक्तम्—

"शक्यः शैलाग्रतः पातः, शक्यं च विषभक्षणम् ।
एका न शक्यते सोढु-माक्रान्तिर्बलवत्तरैः ॥ १ ॥"

---

[1] વિષ્કમ્ભક, પ્રવેશક, ચૂલિકા, અંકાવતાર અને અંક-મુખ એ પાંચ છે.

तथा 'सहिआ य हीणदेवत्तणेसु' हीनानि च तानि दैवतानि–किल्बिषिक[त्व]-व्यन्तरादीनि तेषु सहिआ इति सोढौ। चशब्दः पूर्वापेक्षया समुच्चये। कौ सोढावत आह–'दोगच्चसंतावा' दुर्गतस्य भावो दौर्गत्यं–नैःस्व्यं, सन्तापो–भयादिजनितश्च खेदः, दौर्गत्यं च सन्तापश्च दौर्गत्यसन्तापौ तौ सोढौ। इति षट्चत्वारिंशत्तमगाथार्थः ॥ ४६ ॥

हे० वि०—(दिट्ठ त्ति)। दृष्टा–अवलोकिताः। काः? रिपुऋद्धयः–शत्रुसमृद्धयः। तथा आज्ञाः—शासनानि कृताः-परिपालिताः महार्द्धिकसुराणां–विशिष्टदेवानाम्। इति–एवंप्रकारेण। सोढाश्च–सेविताश्च। के? दौर्गत्यसन्तापाः–दारिद्र्यक्लेशाः। केषु? हीनदेवत्वेषु–किल्बिष-व्यन्तरादिषु इत्यर्थः ॥ ४६ ॥

## શબ્દાર્થ

दिट्ठा ( दृष्टाः )=જોવાઇ.
रिउ ( रिपु )=શત્રુ, દુશ્મન.
रिद्धि ( ऋद्धि )=ઋદ્ધિ, સંપત્તિ.
रिउरिद्धीओ=શત્રુઓની સંપત્તિઓ.
आणाओ ( आज्ञाः )=આજ્ઞાઓ, હુકમો.
कया ( कृताः )=કરાઇ.
महड्ढिअ ( महर्द्धिक )=મોટી ઋદ્ધિવાળો.
सुर=દેવ.
महड्ढिअसुराणं=મહર્દ્ધિક દેવોની.
सहिआ ( सोढौ )=સહન કરાયા.
य ( च )=વળી.
हीण ( हीन )=હલકો, નીચ.
देवत्तण ( दैवत्वं )=દેવપણું.
हीणदेवत्तणेसु=નીચ દેવપણામાં.
दोगच्च ( दौर्गत्य )=નિર્ધનતા.
संताव ( सन्ताप )=સન્તાપ, કષ્ટ.
दोगच्चसंतावा=નિર્ધનતા અને સન્તાપ.

## પદ્યાર્થ

દેવ-ગતિમાં પણ કદર્થના—

"વળી ( હે નાથ! દેવલોકમાં પણ ) મેં શત્રુઓની સંપત્તિઓ જોઇ, મહર્દ્ધિક સુરોનાં શાસનો શિરે ચડાવ્યાં અને ( કિલ્બિષ જેવા ) નીચ દેવપણામાં દરિદ્રતા અને સંતાપ સહન કર્યાં."—૪૬

## સ્પષ્ટીકરણ

ચતુર્ગતિના દુઃખની પરાકાષ્ઠા—

૪૩ મા પદ્યમાં નારકનાં કષ્ટોનું, ૪૪ મામાં તિર્યંચની પીડાઓનું અને ૪૫ મામાં મનુષ્યની મહાવિડંબનાઓનું કવિરાજે વર્ણન કર્યું છે. આથી કદાચ કોઇ પાઠકને એમ આશા રહેતી હોય કે દેવ–ગતિમાં તો સુખ હોવું જોઇએ, તો તેની તે આશા પણ વ્યર્થ છે એમ કવિરાજ આ શ્લોક દ્વારા સૂચવે છે.

આ અસાર સંસારમાંની ચારે ગતિઓ પૈકી કોઇ પણ ગતિ થોડે ઘણે અંશે પણ ઇચ્છવા યોગ્ય હોય તો તે મનુષ્ય–ગતિજ છે, કેમકે એજ ગતિ દ્વારા મોક્ષ મેળવી શકાય છે અને એમ થતાં દુઃખનો આત્યન્તિક નાશ કરી શકાય છે.

મનુષ્ય-ગતિની જેમ પુણ્ય કરવાથી દેવ-ગતિ પ્રાપ્ત થાય છે, છતાં [1]સામાન્ય કથન તરીકે એમ કહી શકાય કે ત્યાં કોઇ જાતનાં વ્રત-નિયમોને માટે અવકાશ નહિ રહેલો હોવાથી અર્થાત્ દેવો અવિરત હોવાથી એ ગતિ મનુષ્ય-ગતિથી ઉતરતી છે.

અત્ર એવો સહજ પ્રશ્ન ઉદ્ભવે છે કે દેવ-ગતિ પુણ્ય ઉપાર્જન કરવાથી પ્રાપ્ત થાય છે, તો પછી ત્યાં દુઃખ કેમ સંભવે? આનો ઉત્તર એ છે કે જેમ પાપ એ લોઢાની શૃંખલા (બેડી) છે, તેમ પુણ્ય પણ જ્યારે સુવર્ણની શૃંખલાજ છે, તો પછી શૃંખલા-બદ્ધ જીવન એ સુખ કેમ કહી શકાય? વળી એ પણ ધ્યાનમાં લેવા જેવી હકીકત છે કે દેવ-ગતિમાં દેવોનો જન્મ [2]ઔપપાતિક હોવાથી તેમને ગર્ભ અને જન્મ પરત્વેનાં દુઃખો સહન કરવા પડતાં નથી, વળી તેઓનું આયુષ્ય [3]અનપવર્તનીય હોવાથી વિષ, શસ્ત્ર, અગ્નિ ઇત્યાદિ વડે જાન જતો રહેવાનો

---

૧ સામાન્ય કથન કહેવાનું કારણ એ છે કે નવ ગ્રૈવેયક સુધીની દેવ-ગતિ તો અભવ્યને પણ પ્રાપ્ય છે. પરંતુ આ ગ્રૈવેયકના ઉપલા ભાગમાં રહેલા પાંચ અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થયેલો દેવ ત્રણથી વિશેષ ભવ જેમના બાકી રહ્યા હોય એવા માનવાદિકથી શ્રેષ્ઠ છે. કેમકે આવો દેવ **તત્ત્વાર્થાધિગમસૂત્ર**ના ચતુર્થ અધ્યાયના '**विजयादिषु द्विचरमाः**' એ ૨૭ મા સૂત્ર પ્રમાણે દ્વિચરમ છે એટલે કે 'વિજયા'દિક અનુત્તર વિમાનમાંથી ચ્યવીને તે દેવ મનુષ્ય તરીકે ઉત્પન્ન થઇ ફરી અનુત્તર વિમાનનો અધિકારી બની મનુષ્ય થઇ તેજ ભવમાં મુક્તિ-મહિલાને મંદિરે પધારે છે. 'સર્વાર્થસિદ્ધ' વિમાનવાસી દેવ તો વળી આનાથી પણ શ્રેષ્ઠ છે, કેમકે આની પૂર્વેના મનુષ્ય ભવમાં ફક્ત સાત પ્રાણ જેટલુંજ આયુષ્ય વધારે હોત તો તેજ ભવમાં મોક્ષે જાત, પરંતુ એટલું ઓછું આયુષ્ય હોવાથી લગભગ સિદ્ધિ-સુખના જેવું સુખ તે આ વિમાનમાં ૩૩ સાગરોપમ સુધી અનુભવી મનુષ્ય તરીકે ઉત્પન્ન થઇ સિદ્ધિ-સુન્દરીને વરે છે. આ દેવો કરતાં ઉતરતા દરજ્જાના પરંતુ આધિપત્ય ભોગવનારા એવા ૬૪ ઇન્દ્રો સમ્યક્ત્વધારી હોઇ કરીને અલ્પસંસારી છે. એથી કરીને તેમને પણ સામાન્ય મનુષ્ય કરતાં ઉચ્ચ કોટિના ગણી શકાય.

૨ સંમૂર્ચ્છન, ગર્ભ અને ઉપપાત એમ જન્મના ત્રણ પ્રકારો પડે છે. જે સ્થાનમાં જીવ ઉત્પન્ન થાય તે સ્થાનના પુદ્ગલોને શરીરરૂપ બનાવે તે જીવનો જન્મ સંમૂર્ચ્છન છે. માતા-પિતાના સંયોગથી ઉત્પન્ન થતા જીવો ગર્ભજ છે, કેમકે શુક્ર અને શોણિતના મિલનના આધારરૂપ ગર્ભ છે. માતા-પિતાના સંયોગ વિનાના જન્મના જોકે સંમૂર્ચ્છન અને ઉપપાત એમ બે ભેદો છે, તો પણ તેમાં નરકમાં રહેલ કુંભી કે ગોખલામાં ઉત્પન્ન થતા નારકીઓનો તેમજ દેવ-શય્યામાં ઉત્પન્ન થતા દેવોનો જન્મ ઔપપાતિક કહેવાય છે. આમાં પ્રતિવિશિષ્ટ ક્ષેત્રની પ્રાપ્તિ એ નિમિત્ત છે. અર્થાત્ દેવોના ઔપપાતિક જન્મમાં શુક્રાદિક પુદ્ગલનું ગ્રહણ નથી તેમજ તેમાં પ્રચ્છદ-પટ (ચાદર) કે દેવદૂષ્યના પુદ્ગલોને શરીરરૂપે પરિણમાવવામાં આવતા નથી; કિન્તુ દેવશય્યાના પ્રચ્છદ-પટની ઉપર અને દેવદૂષ્યની નીચે રહેલા પુદ્ગલોને વૈક્રિય શરીરરૂપે ગ્રહણ કરવામાં આવે છે. જુઓ **શ્રીતત્ત્વાર્થાધિગમસૂત્ર**ની **શ્રીસિદ્ધસેનગણિ**કૃત ટીકા (પૃ૦ ૧૮૯-૧૯૦).

૩ આયુષ્યકર્મના જે પુદ્ગલો છે તે 'દ્રવ્ય-આયુષ્ય' છે. આની સહાયતાથી જીવ જે અમુક કાળ સુધી જીવી શકે તે 'કાલ-આયુષ્ય' યાને 'સ્થિતિ-આયુષ્ય' છે. દ્રવ્ય-આયુષ્ય પૂરું કર્યા વિના-આયુષ્યના જેટલા પુદ્ગલો પૂર્વ ભવમાં જીવે ગ્રહણ કર્યા હતા તેનો ક્ષય કર્યા વિના કોઇ જીવ કદાપિ મરતો નથી; પરંતુ કાળ-આયુષ્ય અપૂર્ણ રહ્યા છતાં પણ જીવ મરી શકે છે. આ આયુષ્યને લક્ષ્યમાં લઇને શાસ્ત્રકારોએ અપવર્તનીય અને અનપવર્તનીય એવા બે ભેદો પાડ્યા છે. કોડિયામાં જ્યાં સુધી તેલ હોય ત્યાં સુધી દીવો બળે છે. આમાં દીવાની જે પ્રમાણે વાટ નાની મોટી રાખવામાં આવે તે પ્રમાણે દીવો ઓછા વત્તા કાળ સુધી બળે. એવીજ રીતે પ્રસ્તુતમાં ઘટાવી લેવું.

તેમને અલ્પાંશે ભય નથી, તથા [1]વૈક્રિય લબ્ધિથી યુક્ત હોવાથી તેઓ મનગમતાં રૂપો વિકુર્વી શકે છે, અનેક પ્રકારના ભોગો ભોગવી શકે છે, તથા વળી તેઓને આપણી માફક કાવલિક આહાર નહિ હોવાથી તેઓ ઉદર–નિર્વાહની ચિન્તાથી મુક્ત છે ઈત્યાદિ સુખો દેવોને પુણ્ય-કર્મના ઉદયરૂપે મળે છે ખરાં; પરંતુ ત્યાં પણ વૈર, પરતન્ત્રતા, ઈર્ષ્યા ઇત્યાદિ દુર્ગુણરૂપ દુશ્મ-નોની છાવણી હોવાથી કેટલાક દેવો પોતાથી અધિક પુણ્યશાળી દેવની વિશેષ સંપત્તિ જોઇને મનમાં ને મનમાં ઈર્ષ્યાગ્નિથી બળ્યા કરે છે, કેટલાક દેવોને પોતાના ઉપરી અધિકારીની સેવામાં સમય ગાળવો પડે છે, જ્યારે [2]કિલ્બિષક તરીકે ઉત્પન્ન થયેલા દેવોને પોતાની અધમતાનો ખ્યાલ દુઃખના માથે ઝાડ ઊગ્યાં હોય તેવું કષ્ટકારી જીવન વ્યતીત કરાવે છે.

આ પ્રકારના સુખ–દુઃખો ઉપરાંત પ્રાયઃ દરેક દેવને ચ્યવન–કાળને છ માસ બાકી રહેતાં આખી જીંદગીમાં ન પ્રાપ્ત થયેલી [3]વૃદ્ધાવસ્થા ઘેરી લે છે એટલુંજ નહિ, પરંતુ પોતે અવધિજ્ઞાન

---

જીવે પૂર્વ ભવમાં આયુષ્યની સ્થિતિ એવી શિથિલ (ઢીલી) બાંધી હોય કે શસ્ત્રાદિકના આઘાત વગેરે પ્રાપ્ત થતાં કાલ–આયુષ્ય પૂર્ણ કર્યા વિના જીવ મરણ પામે. આ શિથિલ આયુષ્યને 'અપવર્તનીય' કહેવામાં આવે છે; આથી વિપરીત આયુષ્ય તે 'અનપવર્તનીય' છે. અર્થાત્ જીવે પૂર્વ ભવમાં આયુષ્યની સ્થિતિ એવી તીવ્ર (ઘન) બાંધી હોય કે શસ્ત્રાદિના આઘાત વગેરે થવા છતાં પણ કાલ–આયુષ્ય પૂર્ણ કર્યા વિના તે નજ મરે; આ આયુષ્ય તે 'અનપવર્તનીય' છે. શસ્ત્રાદિ બાહ્ય નિમિત્તથી જે આયુષ્યનો ક્ષય થાય તે 'સોપક્રમ' કહેવાય છે. આ લક્ષણ અપવર્તનીય આયુષ્ય પરત્વે છે. આયુષ્યના પરિસમાપ્તિના અવસરે જેને આવું નિમિત્ત વિદ્યમાન હોય તે આયુષ્ય પણ 'સોપક્રમ' કહેવાય છે. આ અનપવર્તનીય આયુષ્ય સંબંધી હકીકત છે. કહેવાની મતલબ એ છે કે અપવર્તનીય આયુષ્ય તો સોપક્રમજ છે, જ્યારે અનપવર્તનીયના સોપક્રમ અને નિરૂપક્રમ એવા બે ભેદો છે. અત્ર એ ઉમેરવું આવશ્યક સમજાય છે કે સ્થિતિ–આયુષ્યમાં જેમ ઘટાડો કરી શકાય છે, તેમ વધારો કરી શકાતો નથી. ઇન્દ્ર, ચન્દ્ર કે તીર્થંકર પણ તેમ કરી શકે તેમ નથી.

૧ જુઓ પૃ૦ ૩.

૨ દેવોના ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક એવા ચાર પ્રકારો છે. આમાં પ્રથમ અને અન્તિમ જાતના દેવોના ઇન્દ્ર, સામાનિક, ત્રાયસ્ત્રિંશ, પાર્ષદ્, આત્મરક્ષક, લોકપાલ, અનીક, પ્રકીર્ણક, આભિયોગ્ય અને કિલ્બિષક એવા દશ ભેદો છે. આ ભેદોમાંથી ત્રાયસ્ત્રિંશ અને લોકપાલ સિવાયના આઠ ભેદો તો વ્યન્તર અને જ્યોતિષ્કના પણ પડે છે. અર્થાત્ કિલ્બિષક દેવ તો ચારે જાતના દેવોમાં છે. આ દેવને મનુષ્યો પૈકી અંત્યજની ઉપમા આપવામાં આવે છે.

૩ આના સમર્થનાર્થે શ્રીઆચારાંગસૂત્રના પ્રથમ શ્રુતસ્કંધના 'શીતોષ્ણીય' નામના તૃતીય અધ્યયન-ના પ્રથમ ઉદ્દેશકના ચતુર્થ સૂત્ર (પત્રાંક ૧૫૪)માંના "जरामच्चुवसोवणिए नरे सययं मूढे धम्मं नाभिजा-णइ" એ પાઠની ટીકા કરતાં શ્રીશીલાંકાચાર્ય ઉર્ફે કોટ્યાચાર્ય કથે છે કે—

"तत् संसारे स्थानमेव नास्ति यत्र जरामृत्यू न स्तः, देवानां जराऽभाव इति चेत्, न, तत्राप्युपान्तकाले लेश्याबलसुखप्रभुत्ववर्णहान्युपपत्तेः अस्त्येव च तेषामपि जरासद्भावः"

આગળ જતાં (૧૫૫ મા પત્રાંકમાં) તેઓ સર્વ દેવોની ચ્યવનસ્થિતિ વર્ણવતાં કથે છે કે—

"माल्यम्लानिः कल्पवृक्षप्रकम्पः, श्रीह्रीनाशो वाससां चोपरागः।
दैन्यं तन्द्रा कामरागाऽङ्गभङ्गौ, दृष्टिभ्रान्तिर्वेपथुश्चारतिश्च ॥"

અર્થાત્ પુષ્પની માળાનું કરમાઇ જવું, કલ્પવૃક્ષનું હાલવું, લક્ષ્મી અને લજ્જાનો નાશ, વસ્ત્રોનો વર્ણ, દીનતા, તન્દ્રા, કામ–રાગ અને અંગમાં ભંગ, દૃષ્ટિની ભ્રાન્તિ, ધ્રુજારી અને અરતિ એટલાનો ચ્યવનકાળે દેવોને અનુભવ થાય છે.

વડે એ જાણીને દિલગીર થાય છે કે છ માસ પછી પોતાને આ રાજ-વૈભવને તિલાંજલિ આપવી પડશે અને એક સાધારણ પ્રાણીની જેમ કર્મને આધીન થઇ અમુક મનુષ્ય કે તિર્યંચ તરીકે પોતાને ઉત્પન્ન થવું પડશે. આ દુઃખનો આબેહુબ ચિતાર ખડો કરવો મુશ્કેલ છે, પરંતુ તેનું યત્કિંચિત્ સ્વરૂપ ધ્યાનમાં આવે તેટલા માટે નીચેની હકીકત વિચારીએ.

કોઇ ગર્ભ-શ્રીમંતને લગભગ આખું જીવન મોજ શોખમાં ગાળ્યા બાદ છેલ્લે કાંટે કર્મવશાત્ પેટનું પૂરૂં કરવા જેટલા પણ પૈસા રહે નહિ તો તેનું દુઃખ કેટલું કહી શકાય? અથવા તો સુલક્ષણા સુન્દરીને મનપસંદ અનુગુણ પતિની સાથે તરૂણાવસ્થા વ્યતીત થઇ રહેતાં એકાએક વૃદ્ધાવસ્થાના પ્રારંભમાં તેના પતિના પ્રાણ પરલોક સિધાવી જાય તો તેને કેવું દુઃખ થાય? અથવા તો રાષ્ટ્ર-વિપ્લવાદિકને લઇને કોઇ ચક્રવર્તી જેવી સત્તા ભોગવનારા નૃપતિને એકાએક સંતાઇ છુપાઇને પોતાનું જીવન વ્યતીત કરવાનો વારો આવે તો તેને કેવું દુઃખ થાય?

ટુંકમાં એટલુંજ નિવેદન કરવું બસ થશે કે જેને સુખનો સ્વાદ સરખો પણ ચાખ્યો નથી એવાને ઘોરમાં ઘોર દુઃખ આવેથી જે પીડા થાય તેવી અથવા તો તેથી કંઇક વધારે પીડા સુખી જીંદગી ગાળ્યા પછી દુઃખ પ્રાપ્ત કરનારને થાય છે. આવી કફોડી સ્થિતિ દેવની થાય છે, તો પછી કવિરાજે એ ગતિમાં પણ સુખ નથી એમ જે સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે તેની વાસ્તવિકતાનું પ્રમાણ આપવું હવે બાકી રહે છે?

❋ ❋ ❋ ❋

एवं चतुर्गतिष्वनुभूतं विज्ञाप्य साम्प्रतं तदनुभवस्यैव कालावधिं भङ्ग्यन्तरेणाभिधित्सुराह—

**सिंचंतेण भववणं, पल्लट्टा पल्लिआऽरहट्टु व्व ।**
**घडिसंठाणोसप्पिणिअवसप्पिणिपरिगया बहुसो ॥ ४७ ॥**

**[ सिञ्चता भववनं परिवर्ताः प्रेरिता अरघट्ट इव ।**
**घटीसंस्थानोत्सर्पिण्यवसर्पिणीपरिगता बहुशः ॥ ]**

प्र० वृ०—सिंचंतेण त्ति । हे (कृतपार)[1]संसारपारावारीण! भगवन्! [2]परिवर्ताः पर्यस्ता इति योगः । इह वस्तुनि कर्तुरारघट्टिकेन सह साधर्म्यमभिधेयम्, अतस्तावदादौ स्तुतिकर्तुरेवाभिप्रायः प्रतन्यते । तत्र मयाऽरघट्टिकेनेव सिञ्चता—अभिषेकं कुर्वता भववनं—संसारकाननं [3]मिथ्यात्वा-ऽविरति-कषाय-प्रमाद-दुष्टयोगजलेन पल्लट्टा—परिवर्ता एकदेशेन समुदायोपचारात् पुद्गलपरावर्ताः [4]पिलिआ—प्रेरिताः अतिवाहिताः । किंविशिष्टाः? 'घडिसंठा०परिगया' घटीसंस्थानाभिः आनुपूर्व्या पङ्क्तिक्रमेण परिवर्तमानाभिरुत्सर्पिण्यवसर्पिणीभिः परि-

---

१ 'ससाल(?)'संसार० इति पाठः प्रत्यन्तरे । २ 'परावर्ताः' इत्यपि पाठः ।

३ સરખાવો તત્ત્વાર્થાધિગમસૂત્રના આઠમા અધ્યાયનું નિમ્ન-લિખિત આદ્ય સૂત્ર—
"मिथ्यादर्शना-ऽविरति-प्रमाद-कषाय-योगा बन्धहेतवः"

४ अनेन 'पिल्लिआ' इति पाठान्तरं सम्भवति ।

गताः-समेताः । तत्र दशसागरोपमकोटाकोटिप्रमितस्यारोहत्प्रकर्षस्य कालविशेषस्य उत्सर्पिणीति नाम, तस्यैव तावत्प्रमाणस्य पतत्प्रकर्षस्यावसर्पिणीति । कथम्? बहुसो-अनन्ताः । अयमभिसन्धिः-किलानन्ताभिरुत्सर्पिण्यवसर्पिणीभिरेकः पुद्गलपरावर्तो भवति । तादृशाश्च पुद्गलपरावर्ता भैरवभवावर्तगर्तनिपतितैर्जन्तुजातैरतीताद्धायां अनन्ताः समतिवाहिताः । अनागताद्धायां तु तथाविधसामग्रीविकल्पा( वैकल्या ? )दप्राप्तधर्माणः पुनरनन्तगुणानतिवाहयिष्यन्ति । तथाचोक्तं परमर्षिभिः—

( नवतत्त्वप्रकरणे गा० ५४ )

"[1]उस्सप्पिणी अनंता पुग्गलपरिअट्टओ मुणेयव्वो ।
तेऽणंताऽतीअद्धा अणागयद्धा अणंतगुणा ॥ १ ॥"

एवंविधानामनन्तपुद्गलपरावर्तानामरघट्टपरिवर्तनैः, भवस्य वनेन, उत्सर्पिण्यवसर्पिणीनां घटीभिः परस्परमुपमानोपमेयता ॥ इति सप्तचत्वारिंशत्तमगाथार्थः ॥ ४७ ॥

हे० वि०—इदानीं यावन्तं कालं नरकादिषु भ्रान्तस्तावन्तं दर्शयन्नाह—(सिंचंतेण त्ति) । सिञ्चता-अभिषेकं कुर्वता, मयेति गम्यते । भववनं-संसारकाननं; एकत्र मुख्यजलेन, अन्यत्र मिथ्यात्वा-ऽविरति कषाय-प्रमाद-दुष्टयोगलक्षणेन । पलट्टा इति परावर्ताः । ('पल्लिआ') प्रेरिताः-भ्रमिताः । क इवेत्याह—अरघट्टा इव । कथम्भूताः? 'घटीसंस्थानावसर्पिण्युत्सर्पिणीपरिगताः' घटीसंस्थाना या अवसर्पिण्युत्सर्पिण्यस्ताभिः परिगताः-युक्ताः । कथं प्रेरिताः? बहुशः-अनेकधा । इति गाथार्थः ॥ ४७ ॥

## શબ્દાર્થ

सिंचंतेण ( सिञ्चता )=સિંચતા.
भव ( भव )=સંસાર.
वण ( वन )=વન, જંગલ.
भववणं=સંસારરૂપ વનને.
पलट्टा ( परिवर्ताः )=પુદ્ગલ-પરાવર્તનો.
पल्लिआ ( प्रेरिताः )=પ્રેરાયા, વ્યતીત કરાયા.
अरहट्टु ( अरघट्ट )=અરઘટ્ટ.
व्व ( इव )=જેમ.
घडि ( घटी )=ઘટિકા.
संठाण ( संस्थान )=સંસ્થાન.
उस्सप्पिणि ( उत्सर्पिणी )=ઉત્સર્પિણી.
अवसप्पिणि ( अवसर्पिणी )=અવસર્પિણી.
परिगय ( परिगत )=વેષ્ટિત, યુક્ત.
घडिसंठाणोस्सप्पिणिअवसप्पिणिपरिगया=ઘટી-સંસ્થાનરૂપ ઉત્સર્પિણી અને અવસર્પિણીથી યુક્ત.
बहुसो ( बहुशः )=અનેક વાર.

## પદ્યાર્થ

ભવ-ભ્રમણનો કાળ—

"( હે નાથ ! ) ( મિથ્યાત્વ, અવિરતિ, કષાય, પ્રમાદ અને યોગ એ કર્મ-બન્ધના પાંચ હેતુરૂપ જળ વડે ) ભવ-વનને સિંચતા એવા મેં અરઘટ્ટની જેમ ઘટી-સંસ્થાનરૂપ ઉત્સર્પિણી અને અવસર્પિણીથી યુક્ત અનેક પુદ્ગલ-પરાવર્તો વ્યતીત કર્યા."—૪૭

---

१ छाया—
उत्सर्पिण्योऽनन्ताः पुद्गलपरिवर्तको ज्ञातव्यः ।
तेऽनन्ता अतीताऽद्धा अनागताऽद्धा अनन्तगुणा ॥

२ 'गया तं' इति ख. पाठः ।

## સ્પષ્ટીકરણ

ઉપમેય-ઉપમાન—

આ પદ્યમાં પુદ્ગલ-પરાવર્તનોને અરઘટ્ટની, સંસારને વનની અને ઉત્સર્પિણી-અવસર્પિણીને ઘડાઓની ઉપમા આપવામાં આવી છે.

* * * *

एवमतीतकालानुभूतमात्मनः स्वरूपमभिधाय साम्प्रतं वर्तमानविषयमभिधित्सुराह—

भमिओ कालमणंतं, भवम्मि भीओ न नाह! दुक्खाणं।
संपइ तुमम्मि दिट्ठे, जायं च भयं पलायं च ॥ ४८ ॥

[ भ्रान्तः कालमनन्तं भवे भीतो न नाथ! दुःखेभ्यः।
सम्प्रति त्वयि दृष्टे जातं च भयं पलायितं च ॥ ]

प्र० वृ०—भमिओ त्ति। हे विहितदुर्दान्तमन्मथप्रमाथ! नाथ! अहं हि भैरवभवे पूर्वोक्तयुक्त्यैवानन्तम्—अपर्यवसानं कालम्—अनेहसं भ्रान्तः—पर्यटितः। तस्मिंश्च दारुणदुःखनिलयेऽपि बम्भ्रम्यमाणस्तेभ्यस्तथाविधदुःखेभ्यो मनागपि न भीतः। संपइ त्ति—संप्रति तुमम्मि—त्वयि दिट्ठे—दृष्टे अनन्यसामान्यदेवत्वेन मनस्यवस्थापिते जन्मजरामरणादिरूपेभ्यः सांसारिकेभ्यो दुःखेभ्यो भयं—साध्वसं जातं—प्रादुर्भूतं च तदैव पलायितं—नष्टं च। चशब्दस्तुल्यकालवचनः। इयमत्र भावना—किलायं जीवः सदैवाविनश्वराकारे सकलक्लेशकोशागारे संसारे निरन्तरं परिभ्रमन् सर्वथैवानवहितधर्माधर्मव्यवहारतया कर्मबन्धहेतूनजानानः कषायविषयादीन्, अत एव निःशङ्कं प्रवर्तमानः प्राणवधादिषूपभुञ्जानः च विपर्यस्तमतितया सुखबुद्ध्या तत्प्रत्ययान्यसह्यदुःखान्याशङ्कामात्रमपि न करोति। कुतस्त्यं पुनर्भयम्? यदा पुनः कर्मक्षयोपशमजन्यमगण्यपुण्यप्राग्भारलभ्यं लब्ध्वा अपूर्वकरणादिक्रमेण भगवद्दर्शनमाप्नोति तत्प्रवचनोपदेशलेशं (च) शनैः शनैः परिशीलयति तदा मनागुन्मीलितविवेकः स्वयमेव चिन्तयति—अत एवामी मया कषायविषयादयः सर्वकार्येषु प्रागारोप्य पुरस्कृताः, तैरेवाहमियन्तमनन्तमनेहसमसमञ्जसविडम्बनाभिर्विडम्बितः। तथैव चाद्यापि मामेवाभिभवितुममीषामुपक्रमस्तन्न जाने किमपि भविष्यति इति महान्तमन्तर्भयं क्षणमनुभवति। पुनः परिशीलयंस्तदैव भगवत्प्रवचनं विलोक्य कषायादिमदविदलनोद्दामपराक्रमानुपशमादीन् नियतममीषां पुरस्कारेण प्रमथितप्रतिपन्थिसार्थसामर्थ्यं विधाय वैरनिर्यातनं श्रयिष्ये सनातनस्थानमिति तदैवोत्तीर्णभयभरः प्रमोदमेदुरश्च भवति। इति—अमुना प्रकारेण स्वामिनि दृष्टे भयं जातं च पलायितं च। इति अष्टचत्वारिंशत्तमगाथार्थः ॥ ४८ ॥

हे० वि०—(भमिओ त्ति)। हे नाथ! भ्रान्तः—पर्यटितः कालम्। कियन्तम्? अनन्तं, जीवस्य अनादिकालं यावत् स्थितत्वात्। क्व? भवे—संसारे। भवन्त्यस्मिन् कर्मवशवर्तिनो

जीवा इति भवस्तस्मिन् । परं तथापि न भीतो-न त्रस्तः । केषाम्? दुःखानां-जन्म-जरामरणादिलक्षणानाम् । त्वयि दृष्टे पुनर्विवेककुशलत्वात् जातं-सम्पन्नम् । किं तत्? भयं पलायितं च-नष्टं च [मे-मम झगिति-शीघ्रमेव]। अयमर्थः—ये हि भगवन्तं सम्यक् पश्यन्ति तेऽवश्यं लघुसंसारिणो भवन्ति इति आगमवचनात् निश्चीयते, न संशयः ॥ इति गर्भार्थः ॥ ४८ ॥

## શબ્દાર્થ

भमिओ ( भ्रान्तः )=ભમ્યો.
कालं ( कालं )=કાળ.
अणंतं ( अनन्तं )=અનન્ત.
भवम्मि ( भवे )=સંસારમાં.
भीओ ( भीतः )=બીધો.
न ( न )=નહિ.
नाह ! ( नाथ ! )=હે નાથ !
दुक्खाणं ( दुःखेभ्यः )=દુઃખોથી.
संपइ ( सम्प्रति )=હમણા.
तुमम्मि ( त्वयि )=તું.
दिट्ठे ( दृष्टे )=જોવાયો.
जायं ( जातं )=ઉત્પન્ન થયું.
च ( च )=અને.
भयं ( भयं )=ભય, બીક.
पलायं ( पलायितं )=નાસી ગયું.

## પદ્યાર્થ

દુઃખથી ભય તથા તેનો નિરાસ—

"હે નાથ ! હું સંસારમાં અનંત કાળ રખડ્યો ( તો પણ ) હું દુઃખોથી બીધો નહિ; ( પરંતુ ) હમણા જ્યારે મેં તને જોયો ત્યારે (કોપાદિકથી થતી વિડંબનાનો બોધ થવાથી ) ભય ઉત્પન્ન થયો અને ( સાથે સાથે શમાદિક વડે તે દૂર કરી શકીશ એમ જ્ઞાન થતાં ) તે પલાયન ( પણ ) કરી ગયો."—૪૮

## સ્પષ્ટીકરણ

અર્થ-ગવેષણા—

આ પદ્યાર્થનો વિશેષ વિચાર કરતાં એમ સ્ફુરે છે કે જ્યાં સુધી મનુષ્યને પોતાની કઢંગી સ્થિતિનું ભાન થતું નથી ત્યાં સુધી તે નિશ્ચિન્ત રહે છે. પરંતુ તેનો ખ્યાલ આવતાં તો તે સુજન હોય તો તેને સુધારવા બનતો પ્રયાસ કર્યા વિના રહે નહિ. આથી એમ ફલિતાર્થ થતું નથી કે Ignorance is bliss અર્થાત્ અજ્ઞાનદશા એ સુખપ્રદ છે એમ માનીને જ્ઞાન પ્રાપ્ત નજ કરવું. વળી આ વાતને શાસ્ત્ર પણ સમર્થન કરે છે, કેમકે અજ્ઞાન-વાદીઓનો ૩૬૩ પાખંડીઓમાં અંતર્ભાવ કરવામાં આવ્યો છે.

* * * *

साम्प्रतं स्तुतिकृद् भगवद्दर्शनेन कृतार्थं मन्यमानः स्वं जन्म पुनरुत्तरकालेऽपि तत्प्रार्थनारूपां स्तुतिमाह—

जइवि कयत्थो जगगुरु ! मज्झत्थो जइवि तहवि पत्थेमि ।
दाविज्जसु अप्पाणं, पुणो वि कइया वि अम्हाणं ॥ ४९ ॥

[ यद्यपि कृतार्थो जगद्गुरो ! मध्यस्थो यद्यपि तथापि प्रार्थये ।
दर्शयेरात्मानं पुनरपि कदाचिदप्यस्माकम् ॥ ]

प्र० वृ०—जइवि त्ति । हे कृपाकूपार! जगद्गुरो! यद्यपि त्वमेवंविधस्तथाप्यहं त्वां प्रार्थयामि इति सम्बन्धः । इदानीं यादृशः स्वामी तदेवाह । किंविशिष्टः त्वं? जइवि-यद्यपि 'कृतार्थः' कृतो-निर्वर्तितः सकलकर्ममलोपायविगलनान्निर्वृतिपुरीप्रवेशलक्षणोऽर्थः-प्रयोजनं येन स कृतार्थः, तथा मज्झत्थो जइवि-यद्यपि मध्यस्थः, मध्ये रक्तद्विष्टमूढैरस्पृष्टे चिदानन्दात्मनि स्वस्वरूपे तिष्ठतीति मध्यस्थः, विमलकेवलालोकदर्पणप्रतिबिम्बितः; तथा भवितव्यतावशेन रागद्वेषमोहैरुपहन्यमानं चराचरं जगज्जन्तुजातमीक्षमाणोऽप्यौदासीन्येन स्थितः । यश्च कृतार्थो मध्यस्थश्च भवति स कथमप्रार्थितः परार्थाय नियतः ( प्रयतते ? ) इत्यतः प्रार्थयामीत्युक्तम् । तामेव प्रार्थनामाह—'दाविज्जसु अप्पाणं पुणो वि कइया वि अम्हाणं' यद्यपि त्वं कृतकृत्य उदासीनश्च तथापि कइया वि-कदाचिदपि कस्मिंश्चिद् देशे काले वा पुनः-पुनरप्यस्माकमात्मानं दाविज्जसु-दर्शयस्व, दर्शनप्रदानेन प्रसादं कुर्याः । अयमभिसन्धिः-यद्यपि कुतोऽपि पुराकृतसुकृतसंयोगादस्मिन् जन्मनि भगवद्दर्शनं सञ्जातं तथापि विचित्राः कर्मपरिणतयो जीवानां क्षणे क्षणे विपरिणमनधर्माणश्च शुभाशुभपरिणामात् । तद् यदि प्रबलविगलितवीर्यविशेषोऽयमस्माकमात्मा तव सम्यग्दर्शनं श्रद्धानं वाऽवधीर्य कथमपि मिथ्यापथं पाथो ( प्राप्तो? ) भवति तदा तस्मिन् क्षणे पुनरप्यस्य स्वदर्शनवितरणेन प्रसादं विदध्या इति ॥

ननु कथमौचित्यचञ्चुरप्येष धनपालकविर्वास्तोष्पतेरपि स्तुत्यस्य जगत्पतेरस्यां गाथायां सर्वेषु विशेषणेष्वेकवचनं प्रयुक्तवान्, आत्मनस्तु अस्माकमिति बहुवचनम्? उच्यते-नियतमभिप्रायापरिज्ञानादिदमभिधीयते भवता । पश्य य एव तुच्छप्रकृतित्वेनात्मम्भरिः पुमान् भवति स एव विज्ञप्त्यवसरे प्रसादसुमुखं स्वामिनमवलोक्य स्वार्थपरतया केवलस्वसम्बद्धामेव विज्ञप्तिं विधत्ते । यस्तु महेच्छतया सर्वजनीनचरितः स्यात् स तस्मिन् क्षणे तथाविधं स्वामिनमवलोक्य सर्वेषां स्वानुरूपाणां तदनुजीवानां क्षीणतार्तिं(सम्प्राप्तार्तितां?) विज्ञापयति, एवमसावपि कविपुङ्गवस्तैस्तैः स्तुतिवचोभिरभिप्रसाद्य स्वामिनं प्रार्थयति स्म । यत् सञ्जातभगवद्दर्शनत्वेन स्पृष्टसम्यग्दर्शनानां त्वत्प्रवचनानुयायिनां चास्माकं सर्वेषामसद्धर्माणां पूर्वोक्तयुक्त्यैव प्रतिपतितपरिणामानामात्मदर्शनेन सानुग्रहो भूया इत्यर्थः, अस्मा-

१ 'दापयेः' इत्यपि सम्भवति ।

कमित्यत्र बहुवचनम्, अत एव सहृदयशिरोमणिनाऽनेन परेषामप्यर्थं स्वार्थमिव मन्यमानेन तत्प्रार्थनामपि स्वमुखेनैव विदधता प्रार्थनाप्रस्तावे 'पत्थेमि' इत्यत्रैकवचनमेव प्रयुक्तम्, अतः कथमेतस्यौचित्यहानिः ? । इति एकोनपञ्चाशत्तमगाथार्थः ॥ ४९ ॥

हे० वि०—साम्प्रतं कृतस्तुतिविधानः प्रणिधानमाह—(जइवि त्ति) । हे जगद्गुरो !–भुवनत्रयीप्रभो ! यद्यपि कृतार्थस्त्वं–सिद्धप्रयोजनस्तथा यद्यपि मध्यस्थः–समभावस्तथापि प्रार्थयामि–याचेऽहम् । किम् ? दापयेः–दर्शयेरात्मानं पुनरपि–आगामिकाले कदाचित कथञ्चित् अस्माकं करुणार्हाणाम् ॥ इति गाथार्थः ॥ ४९ ॥

## શબ્દાર્થ

जइवि ( यद्यपि )=જોકે.
कय ( कृत )=કરેલ.
अत्थ ( अर्थ )=અર્થ, પ્રયોજન.
कयत्थो=કૃતાર્થ.
जग ( जगत् )=દુનિયા, વિશ્વ.
गुरु ( गुरु )=ગુરૂ.
जगगुरु !=હે વિશ્વના ગુરૂ !
मज्झ ( मध्य )=મધ્ય.
त्थ ( स्थ )=રહેલ.
मज्झत्थो=મધ્યસ્થ, સમભાવી.
तहवि ( तथापि )=તોપણ.
पत्थेमि ( प्रार्थये )=હું પ્રાર્થના કરૂં છું.
दाविज्जसु ( दर्शयेः )=તું દેખાડજે.
अप्पाणं ( आत्मानं )=આત્માને.
पुणो ( पुनः )=ફરીથી.
कइया ( कदा )=કોઇ વાર.
वि ( अपि )=પણ.
अम्हाणं ( अस्माकं )=અમને.

## પદ્યાર્થ

કવિરાજની દર્શન માટે પ્રાર્થના—

"હે જગદ્ગુરૂ ! જોકે તું કૃતાર્થ છે તેમજ મધ્યસ્થ ( અર્થાત્ રાગ-દ્વેષરૂપ મોહથી અસ્પૃષ્ટ તથા ચિન્મય એવા આત્મ–સ્વરૂપમાં રહેલો છે તેમજ રાગાદિથી ગ્રસ્ત જગત્‌ને જોવા છતાં તું તે તરફ ઉદાસીન ) છે, તોપણ હું ( તને ) પ્રાર્થના કરૂં છું કે તું કોઇક કાળે ( અથવા કોઇ દેશમાં ) પણ ફરી ફરીને અમને ( અર્થાત્ મારા જેવા જનોને ) તારૂં દર્શન કરાવજે."—૪૯

## સ્પષ્ટીકરણ

બહુવચનાદિ પ્રયોગ—

અત્ર કોઇને એવો પ્રશ્ન ઉપસ્થિત થાય કે ધનપાલ જેવા [2]ઉચિત વચન વદનારા કવિ-

---

૧ 'दापये.' એમ પણ થઇ શકે છે. એનો અર્થ 'આપજે' એવો થાય છે.

૨ શ્રીપ્રભાનંદસૂરિ એક જૈન મુનિવર્ય હોઇ કરીને ગૃહસ્થ કવિરાજને ઉદ્દેશીને આવું પ્રમાણ–પત્ર આપે તે આનન્દદાયક ઘટના છે. આ જૈન મુનિવર્યોની ગુણ–ગ્રાહકતા સૂચવે છે તેમજ ગૃહસ્થ–પક્ષ આશ્રીને ઔચિત્ય ધ્વનિત કરે છે. ઉચિત વસ્તુની પ્રશંસા કરવાની વાત તો દૂર રહી, પરંતુ તેને પણ અનુચિત રૂપે ચિતરનારા અત્યારે પાક્યા છે. આધુનિક સમયમાં સાક્ષરના નામને કલંકિત કરનારી કેટલીક વ્યક્તિઓ પોતે વિષય–વાસનાને અતિશય આધીન હોવાથી જગતને પણ તેવું જ ધારે છે, જુએ છે અને આલેખે છે એ શોચનીય છે. આ સાક્ષરો પોતાની વિદ્વત્તાનો દુરૂપયોગ કરી સાહિત્યનું ખૂન કરે છે એમ કહેવું વધારે પડતું નહિ ગણાય. એ ધ્યાનમાં લેવા જેવી હકીકત છે કે જેમ સામાજિક વ્યવહારમાં વ્યભિચાર સદાચારરૂપે પૂજ્યજ નહિ, તેમ જે સાહિત્યમાં રસ, કળા કે સૌંદર્યને નામે તેનો વ્યભિચાર કરવામાં આવે તે પણ આદરણીય નજ ગણાય એટલુંજ નહિ, પરંતુ સાક્ષર નામને ખરેખર દીપાવનારા નર–રત્નો તેની ઉપેક્ષા પણ કરે તે યોગ્ય લેખાય નહિ.

રાજે પરમેશ્વરને ઉદ્દેશીને कयत्थो, मज्झत्थो એ વિશેષણોનો પ્રયોગ કરી તેનો એકવચનથી વ્યવહાર કર્યો છે, ત્યારે પોતાને માટે अम्हाणंનો પ્રયોગ કરી બહુવચનનો વ્યવહાર કર્યો તે શું યોગ્ય ગણાય ?

આનો ઉત્તર એ છે કે તુચ્છ પ્રકૃતિવાળો સ્વાર્થી મનુષ્યજ કૃપાળુ પ્રભુની પ્રાર્થના કરતી વેળાએ કેવળ પોતાના તરફ પ્રસન્ન થવા વિનતિ કરે છે, જ્યારે ઉદાર મનનો માનવ તો પોતાના જેવા અન્ય દુઃખી જનોના તરફથી પણ તેવી પ્રાર્થના કરે છે એટલે કે તે ફક્ત પોતાનેજ ઉદ્દેશીને પ્રાર્થના કરતો નથી, પરંતુ દુઃખી આત્મ-બંધુઓને માટે પણ ઈશ્વરને પ્રસન્ન થવા વિજ્ઞપ્તિ કરે છે. આથી કરીને સમજી શકાય છે કે વિશ્વબંધુત્વની ઉમદા ભાવનાથી વાસિત હૃદયવાળા કવીશ્વરે અન્ય જનોની તરફથી પણ પ્રાર્થના કરેલી હોવાથી 'अम्हाणं' દ્વારા બહુવચનનો પ્રયોગ કર્યો છે તે ન્યાય્ય છે. વિશેષતા તો એ છે કે કવિરાજે પોતાને માટે તો पत्थेमि પદ દ્વારા એકવચનનોજ પ્રયોગ કર્યો છે, પરંતુ पत्थेमो એવો પ્રયોગ કર્યો નથી, તો પછી એમની ઉચિતતાનો અલ્પાંશે પણ ભંગ થયો છે એમ કહેવાયજ કેમ ?

પ્રાર્થનાનો હેતુ—

કવિરાજ ફરી ફરીને પ્રભુની પ્રાર્થના કરે છે એ વાસ્તવિક નથી એવી શંકા કોઇને ઉદ્ભવે તો તે અસ્થાને છે. કેમકે જોકે એક વાર પ્રભુના દર્શનનો પોતાને લાભ મળ્યો છે અને એ દ્વારા સમ્યક્ત્વની પ્રાપ્તિ થઇ ચૂકી છે, પરંતુ આ સમ્યક્ત્વ ક્ષાયિક ન હોય તો ભવાંતરમાં મિથ્યાત્વના સપાટામાં આવી જવાનો પોતાને ભય રહે છે. આથી તેઓ કદાચ તેવી ભયંકર સ્થિતિમાં આવી પડે ત્યારે સુજ્ઞાનના અભાવે તેઓને પ્રભુને વિનતિ કરવાનું પણ વિસ્મરણ થાય એ બનવા જોગ છે. એમ હોઇ કરીને તેઓ પુનરપિ પુનઃ પ્રાર્થના કરે તેમાં કંઇજ ખોટું નથી.

વળી કવિરાજને ક્ષાયિક સમ્યક્ત્વ મળી ગયું હોય તો પણ તેઓ વારંવાર વિશ્વેશ્વરને વિનતિ કરે તો તે અનુચિત નથીજ, કેમકે તે શુભ કાર્ય છે.

* * * *

इदानीं स्तुतिकृदाशंसारूपां भङ्ग्यन्तरेण स्वनामगर्भां चापश्चिमां परिसमाप्तिगाथामाह—

इअ झाणग्गिपलीविअकम्मिंधण ! बालबुद्धिणा वि मए ।
भत्तीइ थुओ भवभयसमुद्दबोहित्थ ! बोहिफलो ॥ ५० ॥

[ इति ध्यानाग्निप्रदीपितकर्मेन्धन ! बालबुद्धिनाऽपि मया ।
भक्त्या स्तुतो भवभयसमुद्रयानपात्र ! बोधिफलः ॥ ]

---

१ 'भवभवसमुद्द' इति पाठान्तरम् ।

૨ આને બદલે 'બોહિત્થ' શબ્દ લખાય કે કેમ એ પ્રશ્ન છે, કેમકે અમરકોશાદિમાં એ શબ્દ નજરે પડતો નથી, જ્યારે શ્રીગુણાકરસૂરિએ ભક્તામરસ્તોત્ર ( શ્લો૦ ૪ )ની ટીકા ( પૃ૦ ૧૪ )માં "क्रमेण बोहित्थोऽम्बुधिमध्यगो" ઉલ્લેખ દ્વારા તેમજ વળી ૧૦૯ મા પૃષ્ઠમાં પણ "बोहित्थमारूढः" એ દ્વારા અને શ્રીભાવવિજયગણિએ પોતે રચેલી ઉત્તરાધ્યયનસૂત્રવૃત્તિની પ્રશસ્તિના નિમ્નલિખિત—

"महोपाध्यायश्रीमुनिविमलपादाः समभवन् ।
भवोदन्वन्मज्जज्जननिवहबोहित्थसदृशाः ॥"

—૧૭ મા પદ્ય દ્વારા 'બોહિત્થ' નો સંસ્કૃત શબ્દ તરીકે પ્રયોગ કર્યો છે.

बोधं-ज्ञानमिति {विरुद्धम् । अविरोधस्तु} ज्ञातकुलं-सिद्धार्थवंशः, सुरसम्पदं-देवलक्ष्मीं, मोहनिर्दारकः ॥ ३ ॥

## શબ્દાર્થ

कह ( कथं )=કેમ.
नाय ( नाग )=નાગ, સર્પ.
नाय ( ज्ञात )=(૧) જ્ઞાત; (૨) વિખ્યાત, પ્રસિદ્ધ.
कुल ( कुल )=કુળ, વંશ.
उप्पन्न ( उत्पन्न )=ઉત્પન્ન થયેલ, જન્મેલ.
नायकुलुप्पन्नो=(૧) નાગ-કુળમાં જન્મેલો; (૨) જ્ઞાત-કુળમાં ઉત્પન્ન થયેલો; (૩) વિખ્યાત વંશમાં જન્મેલ.
वि ( अपि )=પણ.
नाह ! ( नाथ ! )=હે પ્રભુ !, હે સ્વામી !
न (न)=નહિ.
अह (अथ)=અથવા.
सुरसं ( सुरसं )=સુન્દર રસ યુક્ત, સ્વાદિષ્ટ.
पयं ( पयः )=દુગ્ધને, દૂધને.
पयं ( पदं )=પદને, સ્થાનને.
सुर ( सुर )=દેવ.
संपय ( सम्पद् )=સંપત્તિ, વૈભવ.
सुरसंपयं=સુરની સંપત્તિને.
न=નહિ.
पत्थेसि (प्रार्थयसि)= તું પ્રાર્થના કરે છે, તું ઇચ્છે છે;
उव्वहसि ( उद्वहसि )=તું ધારણ કરે છે.
मोह ( मोह )=મોહ.
निद्दा ( निद्रा )=નિદ્રા, ઊંઘ.
रअ ( रत )=આસક્ત, લીન.
निद्दारअ ( निर्दारक )=વિનાશક.
मोहनिद्दारओ=(૧) મોહ અને નિદ્રામાં આસક્ત. (૨) મોહનો વિનાશક.
सासयं ( शाश्वतं )=શાશ્વત, નિરંતર.
बोहं ( बोधं )=બોધને, જ્ઞાનને.
वा (वा)=અથવા.
ओहं (ओघं)=ઓઘને.

## પદ્યાર્થ

વિ૦—" હે નાથ ! સર્પ-કુળમાં ઉત્પન્ન થવા છતાં તું સરસ ( સ્વાદિષ્ટ ) દૂધની કેમ વાંછા કરતો નથી ? [ અથવા પ્રસિદ્ધ વંશમાં જન્મવા છતાં તું સુર-સંપત્તિની કેમ આકાંક્ષા કરતો નથી ?] વળી મોહ અને નિદ્રામાં લીન હોવા છતાં તું શાશ્વત જ્ઞાનને [અથવા ઓઘને] કેવી રીતે વહન કરે છે ?"

પરિ૦—" હે નાથ ! ( સિદ્ધાર્થ રાજાના ) જ્ઞાત-કુળને વિષે ઉત્પન્ન થયેલો હોવાથી તું સુરસંપત્તિની અભિલાષા રાખતો નથી [ અથવા જ્ઞાત-કુળમાં જન્મેલ હોવાથી તું ( મોક્ષરૂપ ) સરસ પદની ઇચ્છા નથી રાખતો એમ નથી ]. વળી મોહનો વિનાશક હોવાથી તું નિરંતર જ્ઞાનને ધારણ કરે છે અર્થાત્ તું સર્વદા સર્વજ્ઞ છે"—૩

## સ્પષ્ટીકરણ

રૂપ-સિદ્ધિ—

'क-ग-च०' એ સૂત્રથી नागनुं नाअ અને 'अवर्णो०' એ સૂત્રથી नाय બને છે. 'ज्ञोर्णः' (૮-૨-૪૨) એ સૂત્રથી ज्ञातनुं णात થાય અને 'क-ग-च०' અને 'अवर्णो०' સૂત્રોથી णाय બને છે.

'क-ग-च०' સૂત્રથી पदनुं पअ થાય અને 'अवर्णो०' સૂત્રથી पय બને છે.

---

૧ 'विज्ञात०' इति क-पाठः ।
૨ ज्ञ અને ज्ञનો ण થાય છે.

'क-ग-च०' सूत्रथी निर्दारक अने निद्रारत ए बेनां निर्दारअ अने निद्रारअ एम अनुक्रमे रूपो थाय छे. 'सर्वत्र ल-व-रामवन्द्रे' ( ८-२-७९ ) सूत्रथी ए बंनेना रकारनो लोप थाय छे एटले निदारअ बने छे. 'अनादौ शेषा-ऽऽदेशयोर्द्वित्वं' ( ८-२-८९ ) ए सूत्रथी निद्दारअ बने छे.

न+अथ=नाथनुं 'ख-घ०' सूत्रथी नाह बने छे.

꙳ ꙳ ꙳ ꙳

**अरिहसि न मुत्तिअग्घं कह तं गयरायमत्थयमणी वि ? ।**
**कह पहु ! पहूअरयणासओ वि रयणत्तयं वहसि ? ॥ ४ ॥**

[ अर्हसि न मौक्तिकार्घं (नम इति अर्घ्यं)
कथं त्वं गजराज(गतराग)मस्तकमणिरपि ? ।
कथं प्रभो ! प्रभूतरत्नाश्रयः (प्रभूत-
रजोनाशकः) अपि रत्नत्रयं वहसि ? ॥ ]

अवचूर्णिः

अरिहसीति । अर्हसि–लभसे न मौक्तिकस्यार्घं–मूल्यम् । {कथं} भवान् गजराजमस्तकमणिरपि । कथं {भो} प्रभो ! प्रभूतरत्नाश्रयो{ऽपि}रत्नत्रयं वहसीति न चित्रं–नाश्चर्यम् यतो नम इत्यर्थ(र्घ्यं?) नमस्कारपूजां, गतरागमस्तकमणिः–वीतरागशिरोरत्नं; प्रभूतं रजः–कर्म तस्य नाशकः । रत्नत्रयं–ज्ञानदर्शनचारित्रत्रयम् ॥ ४ ॥

## शब्दार्थ

अरिहसि ( अर्हसि )=तुं योग्य छे.
न ( न )=नहि.
मुत्ति ( मौक्तिक )=मौक्तिक, मोती.
अग्घ ( अर्घ )=मूल्य.
मुत्तिअग्घं=मोतीना मूल्यने.
नमु ( नमः )=नमस्कार.
त्ति ( इति )=ए.
अग्घं ( अर्घ्यं )=अर्घ्यने, पूजानी सामग्रीने.
कह ( कथं )=केम.
तं ( त्वं )=तुं.
गय ( गज )=कुंजर, हाथी.
गय ( गत )=गयेल.
राय ( राजन् )=राजा.
राय ( राग )=राग.
मत्थ ( मस्तक )=मस्तक, माथुं.
मणि ( मणि )=मणि, रत्न.

---

१ 'वन्द्र' शब्द सिवायना जे अन्य संयुक्त व्यंजनवाळा शब्दोमां उपर के नीचे रहेल ल्, व् अने र् अक्षरोनो लोप थाय छे.

२ पदना प्रारंभमां नहि रहेला एवा 'शेष' (संयुक्त व्यंजनमांना एकनो लोप थतां जे बाकी रहे ते ) तेमज 'आदेश' ( अमुक एक व्यंजनना स्थानमां कोइ बीजो व्यंजन आवे ते ) व्यंजननो द्विर्भाव थाय छे–ते बेवडाय छे.

गयरायमत्थयमणी=(૧) કુંજરરાજના મસ્તકનો મણિ જેની પાસે છે એવો; (૨) [1]ગજરાજના માથાના મણિઓને; (૩) વીતરાગ (જનો)ના મસ્તકને વિષે મણિ (સમાન).[2]
वि ( अपि )=પણ.
पहु ( प्रभो ! )=હે નાથ !
पहूअ ( प्रभूत )=ભૂરિ, અનેક.
रयण ( रत्न )=રત્ન, મણિ.
रयण ( रचन )=રચના.
आसअ ( आश्रय )=આશ્રય.
रय ( रजस् )=રજ, કર્મ.
णासअ ( नाशक )=નાશ કરનાર.
पहूअरयणासओ=(૧) અનેક રત્નોનો આશ્રય; (૨) ઘણી રચનાનો આશ્રય; (૩) બહુ કર્મનો વિનાશક.
तय ( त्रय )=ત્રય, ત્રણનો સમૂહ.
रयणत्तयं=(૧) રત્ન-ત્રયને; (૨) રચના-ત્રયને.
वहसि ( वहसि )=તું ધારણ કરે છે.

## પદ્યાર્થ

વિ૦—"હે નાથ ! ગજરાજના મસ્તક ઉપર (રહેલ) મણિવાળો તું હોવા છતાં મૌક્તિકના મૂલ્યને તું કેમ યોગ્ય નથી ? [ અથવા હે પ્રભુ ! તું મોતીના મૂલ્યને લાયક નથી, તો પછી ગજરાજના મસ્તકના (ઉત્તમ) મણિઓને લાયક તું કેમજ થાય ? (અર્થાત્ નજ થાય), છતાં તું છે એ વિચિત્રતા ]. વળી અનેક રત્નોના આશ્રયરૂપ તું હોવા છતાં કેમ તું રત્ન-ત્રયને ધારણ કરે છે ?"

પરિ૦—"હે નાથ ! વીતરાગના મસ્તકને વિષે મણિ (સમાન અર્થાત્ સર્વથા વીતરાગ) એવો તું નમસ્કારરૂપ અર્ઘ્યને યોગ્ય છે. વળી તું બહુ કર્મનો વિનાશક હોઇ ( સમ્યગ્-દર્શન, સમ્યગ્-જ્ઞાન અને સમ્યક્-ચારિત્રરૂપ ) રત્ન-ત્રયને ધારણ કરે છે [ અથવા તું અનેક જાતની રચનાના આશ્રયરૂપ હોઇ ( उप्पन्नेइ वा विगमेइ वा धुवेइ वा એ ત્રિપદી-રૂપ ) રચના-ત્રયને ધારણ કરે છે."—૪

## સ્પષ્ટીકરણ

**સન્તુલન—**

શબ્દ-છળથી—શાબ્દિક વિરોધથી વિભૂષિત આ પદ્યમાં જે બહુ રત્નવાળા હોવા છતાં પ્રભુ

---

૧ આ અર્થ કરતી વેળા 'गजराजमस्तकमणीन्' એવું સંસ્કૃત રૂપ સમજવું.

૨ આ ઉપરાંત બીજા બે અર્થો સંભવી શકે છે એમ 'गयरायं' સ્તવનના નિમ્ન-લિખિત—

"गयरायं गयरायं गयरायं दुक्खरुक्खउक्खणणे ।
विरयमयं विरयमयं विरयमयं जिणवरं वन्दे ॥ १ ॥"

—પ્રથમ પદ્યની નીચે મુજબની અવચૂરિ ઉપરથી જોઇ શકાય છે.

"गदा-रोगास्तेषां रा-दीप्तिः स्फूर्तिरिति यावत् तां द्यति-खण्डयति (इति) गदरादः तं अथवा ...गदानां रायो-विगमो यस्मात् स तथा तम् ।"

અર્થાત્ રોગોની દીપ્તિના વિનાશક અને રોગોનો નાશ છે જેથી એવા એ બે અર્થો છે. गदराद અને गदराय એવાં સંસ્કૃત રૂપાન્તરો છે.

ત્રણ રત્નવાળા છે એવો જે વિરોધાત્મક ભાવ દૃષ્ટિગોચર થાય છે તેની સાથે કલ્યાણમંદિરના ૩૦ મા પદ્યના નિમ્ન-લિખિત—

" विश्वेश्वरोऽपि जनपालक ! दुर्गतस्त्वं "

—ચરણમાંથી ઉદ્‌ભવતો ભાવ સરખાવી શકાય તેમ છે. આ ચરણગત વિરોધનો પરિહાર जनप ! અને अलकदुर्गतस्त्वं એવો પદચ્છેદ કરવાથી થઇ જાય છે.

રૂપ-સિદ્ધિ—

अर्घ અને अर्घ्य એ બેનાં 'सर्वत्र०' સૂત્રથી अघ અને अघ्य એ રૂપો બને છે. 'अनादौ०'થી अग्घ અને अग्घ्य એવાં રૂપાન્તર થાય છે. '[1]द्वितीय-तुर्ययोरुपरि पूर्वः' (૮-૨-૯૦) એ સૂત્રથી अग्घ અને अग्घ्य બને છે. 'क-ग-ज०' એ સૂત્રથી अग्घ्यનું अग्घ બને છે.

गजराज અને गतराज એ બેનાં 'क-ग-च०' અને 'अवर्णो०' સૂત્રથી गयराय એવું રૂપ બને છે.

[2]क्ष्मा-श्लाघा-रत्नेऽन्त्यव्यञ्जनात् (૮-૨-૧૦૧) સૂત્રથી रत्नનું रत्+अ+न=रतन રૂપ બને છે; પછી 'क-ग-च०', 'नो णः' અને 'अवर्णो०' એ સૂત્રોથી रयण રૂપ બને છે.

❀ ❀ ❀ ❀

**कह गयकलहो वि भवोअहिम्मि पोओसि समणसीहाणं ? ।**
**एणारी वि महायस ! कह देसि सुहं सुहत्थीणं ? ॥ ५ ॥**

[ कथं गजकलभः ( गतकलहः ) अपि भवोदधौ
पोतोऽसि समनः( श्रमण )सिंहानाम् ? ।
एणारिः (एनोऽरिः) अपि महायशः!
कथं ददासि सुखं सुहस्तिनां (सुखार्थिनां शुभार्थिनां वा)? ॥]

अवचूर्णिः

कहेति । कथं गजकलभोऽपि पोतः—किशोरोऽसि । श्रमणा एव सिंहाः—केसरिणस्तेषामिति सम्बन्धः । एणारिः—सिंहोऽपि हे महायशः! कथं ददासि सुखं सुहस्तिनां—चारुकरिणामिति {विरुद्धम् । पक्षे} गतकलहो—नष्टविग्रहः भवोदधौ पोतः—यानपात्रं श्रमणसिंहानां एनोऽरिः—पापरिपुः सुखार्थिनां शुभार्थिनां वा ॥ ५ ॥

---

१ બીજા અને ચોથા અક્ષરને બેવડો કરવાનો પ્રસંગ આવતાં તેની પૂર્વનો એટલે બીજાને સ્થાને પહેલો અને ચોથાને સ્થાને ત્રીજો અક્ષર આવે.

૨ क्ष्मा, श्लाघा અને रत्न એ શબ્દોના જોડાક્ષરના અન્ત્ય વ્યંજનના પૂર્વે अ થાય એટલે क्षमा, शलाघा અને रतन એમ રૂપો બને છે.

३ सम्बोधनार्थे वा ।

## શબ્દાર્થ

**कह** ( कथं )=કેમ.
**गय** ( गज )=હાથી.
**कलह** ( कलभ )=બચ્ચું.
**गय** ( गत )=ગયેલ.
**कलह** ( कलह )=કલહ, લડાઇ.
**गयकलहो**=(૧) હાથીનું બચ્ચું; (૨) ગયો છે કલહ જેનો એવો.
**वि** ( अपि )=પણ.
**भव** ( भव )=સંસાર.
**उअहि** ( उदधि )=સમુદ્ર.
**भवोअहिम्मि**=સંસારરૂપ સમુદ્રમાં.
**पोओ** ( [1]पोतः )=(૧) બચ્ચું; (૨) વહાણ.
**सि** ( असि )=તું છે.
**समण** ( समनस् )=મનસ્વી.
**समण** ( श्रमण )=શ્રમણ, સાધુ.
**सीह** ( सिंह )=(૧) સિંહ; (૨) ઉત્તમતાવાચક શબ્દ.
**समणसीहाणं**=(૧) મનસ્વી સિંહોનો; (૨) શ્રમણરૂપ સિંહોનો; (૩) શ્રમણોમાં ઉત્તમ.
**एण** ( एण )=મૃગ.
**एण** ( एनस् )=પાપ.
**अरि** ( अरि )=શત્રુ.
**एणारी**=(૧) મૃગનો શત્રુ; (૨) પાપનો શત્રુ.
**मह** ( महत् )=ઘણું.
**यश** ( यशस् )=યશ, કીર્તિ.
**महायस** !=હે ઘણાં યશવાળા !
**देसि** ( ददासि )=તું આપે છે.
**सुहं** ( सुखं )=સુખને.
**सु** ( सु )=શ્રેષ્ઠતાવાચક અવ્યય.
**हत्थि** ( हस्तिन् )=હાથી.
**सुह** ( सुख )=સુખ.
**सुह** ( शुभ )=શુભ.
**अत्थि** ( अर्थिन् )=અભિલાષી.
**सुहत्थीणं**=(૧) સુંદર હાથીઓના; (૨) સુખના અભિલાષીઓના; (૩) શુભની ઇચ્છાવાળાઓના.

## પદ્યાર્થ

વિ૦—"હે મહાયશસ્વી ( યશોદા–પતિ )! તું હાથીના બચ્ચા જેવો હોવા છતાં સંસારસમુદ્રમાં ( ફરતા ) મનસ્વી સિંહોનો તું બચ્ચો છે, એ (વાત) કેમ ( હોઇ શકે )? વળી તું સિંહ હોવા છતાં સુન્દર હાથીઓને કેમ સુખ આપે છે?"

પરિ૦—"તું કલહ રહિત છે માટે સંસાર-સમુદ્રમાં રહેલા શ્રમણ-સિંહોને તું વહાણરૂપ છે. વળી હે મહાકીર્તિશાળી ! તું પાપનો દુશ્મન છે, તેથી સુખાર્થીઓને તું સુખ આપે છે."—૫

## સ્પષ્ટીકરણ

રૂપ-સિદ્ધિ—

શાબ્દિક છળથી લાંછિત આ પદ્યગત कलह શબ્દના कलह અને कलभ એમ બે સંસ્કૃતમાં રૂપાંતરો થાય છે. તેમાં 'ख-घ०' સૂત્રથી कलभनું कलह રૂપ બને છે.

---

૧ 'પોત' દ્વિઅર્થી છે એ વાતની હેમ અનેકાર્થ૦ ( કા૦ ૨, શ્લો૦ ૧૭૮ )ની નિમ્ન-લિખિત પંક્તિ સાક્ષી પૂરે છે:—

"पोतः शिशौ प्रवहणे"

[1]'अन्त्यव्यञ्जनस्य' (૮-૧-૧૧) એ સૂત્રથી समनस्नुं समन રૂપ બને છે. પછી 'नो णः' થી समण રૂપ થાય છે.

'अन्त्य०'થી एनस्नुं एन અને 'नो णः'થી एननुं एण બને છે. एण+अरि મળીને [2]'समानानां तेन दीर्घः' (૧-૨-૧) એ સૂત્રથી एणारि રૂપ બને છે. એટલે एनोऽरि અને एनारि આ બન્નેનું एणारि બને છે.

[3]'स्तस्य थोऽसमस्त-स्तम्बे' (૮-૨-૪૫) એ સૂત્રથી हस्तीनुं हथी થાય અને 'अनादौ०' એ સૂત્રથી हथ्थी થાય છે. 'द्वितीयतुर्ययो०' એ સૂત્રથી हत्थी થાય છે.

'ख-घ०'થી सुखार्थीનું सुहार्थी, 'सर्वत्र०' થી એનું सुहाथी, 'अनादौ०'થી सुहाथ्थी, 'द्वितीय-तुर्ययो०'થી એનું सुहात्थी અને [4]'ह्रस्वः संयोगे' (૮-૧-૮૪) થી सुहत्थी બને છે.

* * * *

परिणयवयं जरावज्जियं पि संतावयं पि नयणसुहं ।
कह सत्तहत्थमाणं पि वहसि नवहत्थमप्पाणं ? ॥ ६ ॥

[ परिणतवयसं (परिणतव्रतं परिणतवचनं वा) जरावर्जितमपि
सन्तापकं (शान्तापदं) अपि नयनसुखम् ।
कथं सप्तहस्तमानमपि
वहसि नवहस्तं (न वधार्थं) आत्मानम् ॥ ]

अवचूर्णिः

परिणयेति । परिणतवयसं–वृद्धं जरावर्जितमपि सन्तापकमपि नयनसुखदं, सप्तकरप्रमाणमपि वहसि नवहस्तं आत्मानं–स्वमित्यसङ्गतम् । पक्षे परिणतव्रतम्–आत्मीभूतमहाव्रतं शान्तापदम्–अपगतविपत्तिं न वधार्थं–घातनिमित्तम् ॥ ६ ॥

## શબ્દાર્થ

परिणय ( परिणत )=(૧) પરિપક્વ; (૨) સ્વીકારેલ.
वय ( वयस् )=ઉમ્મર.
वय ( वचन )=વચન.
वय ( व्रत )=વ્રત, નિયમ.
परिणयवयं=(૧) પરિપક્વ ઉમ્મરવાળો, વૃદ્ધ; (૨) પરિપક્વ વચનવાળો; (૩) પરિપક્વ વ્રતવાળો; (૪) સ્વીકાર્યું છે વ્રત જેણે એવો.
जरा ( जरा )=વૃદ્ધાવસ્થા, ઘડપણ.

---

૧ પ્રાકૃત ભાષામાં શબ્દોના છેવટના વ્યંજનનો લોપ થાય છે.
૨ સમાન સ્વરની સમાન સ્વર સાથે સંધિ થતાં તે દીર્ઘ થાય.
૩ समस्त અને स्तम्ब સિવાયના શબ્દોમાંના स्तનો थ થાય.
૪ દીર્ઘ સ્વરને સંયુક્ત અક્ષર પર છતે હ્રસ્વ થાય.

**वज्जिय** ( वर्जित )=રહિત.
**आवज्जिय** ( आवर्जित )=યુક્ત.
**जरावज्जियं**=(૧) વૃદ્ધાવસ્થાથી રહિત, યુવક; (૨) વૃદ્ધાવસ્થાથી યુક્ત.
**पि** ( अपि )=પણ.
**संतावयं** ( सन्तापकं )=સંતાપ આપનાર.
**संत** ( शान्त )=શાન્ત કરેલ, નાશ કરેલ.
**आवय** ( आपद् )=આપત્તિ, કષ્ટ.
**संतावयं**=નાશ કર્યો છે આપત્તિઓનો જેણે એવો.
**नयण** ( नयन )=નેત્ર, લોચન.
**सुह** ( सुख )=સુખ.
**नयनसुहं**=નેત્રને સુખકારી.
**कह** ( कथं )=કેમ.
**सत्त** ( सप्तन् )=સાત.
**हत्थ** ( हस्त )=હાથ.
**माण** ( मान )=પ્રમાણ, માપ.
**सत्तहत्थमाणं**=સાત હાથના માપવાળો.
**वहसि** ( वहसि )=તું ધારણ કરે છે.
**नव** ( नवन् )=નવ.
**नवहत्थं**=નવ હાથનું.
**न** ( न )=નહિ.
**वहत्थं** ( वधार्थं )=વધને માટે.
**अप्पाणं** ( आत्मानं )=આત્માને, દેહને.

## પદ્યાર્થ

**વિ૦**—"વૃદ્ધાવસ્થાથી વર્જિત હોવા છતાં પરિપક્વ વયવાળા [ અથવા વૃદ્ધાવસ્થાથી યુક્ત હોવા છતાં પરિપક્વ (સુયોગ્ય) વચન કે વ્રતવાળા], વળી સન્તાપકારક હોવા છતાં નેત્રને સુખદાયક તેમજ સાત હાથની ઊંચાઇ હોવા છતાં નવ હાથ જેવડો દેહ તું કેમ ધારણ કરે છે?"

**પરિ૦**—"તરૂણ અને એથી કરીને મહાવ્રતનો આશ્રય લીધેલ, કષ્ટનો વિનાશક એથી નેત્રને સુખદ, તેમજ સાત હાથનો એવો દેહ તું અન્યના વધ માટે ધારણ કરતો નથી"—૬

## સ્પષ્ટીકરણ

**પાઠાન્તર-વિચાર**—

આની પૂર્વેનું પ્રુફ તપાસતી વેળા 'જૈન સાહિત્યસંશોધક' ( ખં૦ ૩ )નો ત્રીજો અંક મારા જોવામાં આવ્યો. એમાં વ્યાકરણતીર્થ પં. શ્રીયુત **બેચરદાસ**ના વિવેચનથી વિભૂષિત **શ્રીમહાવીરસ્તુતિ** નજરે પડી. વિવેચક મહાશયે અવચૂરિ કે ટીકાના આધાર વિના અર્થો સૂચવ્યા છે. આથી અત્ર છપાતી અવચૂરિ કરતાં કેટલીક વાર ભિન્ન અર્થો પણ આમાં દૃષ્ટિ-ગોચર થાય એ સ્વાભાવિક છે. આ પદ્યના સંબંધમાં તો પાઠાંતર હોવાથી અર્થ-ભિન્નતા ઉદ્‌ભવી છે એટલે એ પાઠાન્તર તેમજ સૂચવેલ અર્થો અત્ર આપવા ઉચિત સમજાય છે. **जरावज्जियं** ને બદલે **सुराऽऽवज्जियं** પાઠાન્તર છે; એનો અર્થ નીચે મુજબ છેઃ—"**सुराऽऽवज्जियं णि परिणयवयं**, એ દેહ સુરાથી ( મદિરાથી ) આવર્જિત છે છતાંય પરિપક્વ મતવાળો કે પરિપક્વ વચનવાળો છે. ખરી રીતે તો દારૂડિયાના દેહમાં નથી હોતું પરિપક્વ મત કે તેવું વચન. તું તો તેવો છતાંય વળી મતમાં અને વચનમાં પરિપક્વતા ધરાવે છે એ આશ્ચર્ય છે.

**सुराऽऽवज्जियं**,—હે ભગવન્! તારી આસપાસ સુરો ( દિવ્ય પુરૂષો, યોગીઓ, અનુભવીઓ અને જ્ઞાનીઓ ) વિંટળાઈ રહેલા છે તેથી જ એમ જણાયછે કે, તારૂં મત અને વચન પરિણત-પરિપક્વ છે અથવા હે ભગવન્! તારો આત્મા સુરાવર્જિજય ( શૌર્યથી આવર્જિત ) છે તેથી જ તારા મતમાં અને વચનમાં પરિપક્વતા છે. ( અહીં 'શૂર' શબ્દ ભાવપરક-શૌર્યપરક ઘટાવવો ).

'શૂર', નું પ્રાકૃત 'સૂર' થાય છે. શ્લેષ કાવ્યોમાં હ્રસ્વ દીર્ઘનો ભેદ નથી ગણાતો તેથી જ મૂલના હ્રસ્વ 'સુર' ને દીર્ઘ 'સૂર' માનીને પણ અર્થયોજના કરેલી છે."

આ પ્રમાણે પંડિતજી પ્રાકૃતના પારગામી હોઇ અર્થો સૂચવે છે એટલે તેની વાસ્તવિકતાના સંબંધમાં વાંધો ઉઠાવવો એ મારા જેવાને માટે સાહસ ગણાય. પરંતુ પ્રથમ વિરોધાત્મક અર્થ સૂચવતાં 'તું તો તેવો છતાંય'થી પ્રભુને દારૂડિયા ગણાવવા એ મને ઠીક લાગતું નથી. सुरा અને वज्जिय વચ્ચે અવગ્રહ વિના ચલાવી લેવું સમુચિત સમજાય છે. તેમ થતાં સુરાથી વર્જિત–મદિરા રહિત હોવા છતાં તું પરિપક્વ વચનવાળો છે એવો અર્થ કરી શકાય છે. આ અર્થ વિરોધજન્ય છે, કેમકે કેટલાક મદિરાના વ્યસનીઓ એમ માને છે કે આકણ્ઠ મદિરાનું પાન કર્યું હોય–દારૂ ઠાંસ્યો હોય તો વચનમાં પરિપક્વતા આવે છે. હું તો 'માંસ ખાવાથી શરીરમાં શૌર્ય આવે છે' એ સિદ્ધાન્ત જેમ સ્વીકારી શકતો નથી તેમ આને પણ આશ્રય આપી શકતો નથી. પ્રસ્તુતમાં મારે એટલુંજ સૂચવવાનું છે કે મેં દશાવેલ અર્થ જો અનુચિત જણાય અને બીજી કોઇ રીતે બંધબેસતો અર્થ નજ થઇ શકે તો जरा ને બદલે सुरावाળો પાઠ આદરણીય છે એમ ગણવું યુક્તિ–યુક્ત લેખાશે.

✻ ✻ ✻ ✻

**गयगारवं पि गुरुअं नयणाण महूसवं पि सिसिरमहं ।**
**तं बिंति खीणमोहं पि कह णु पढमं गुणट्ठाणं ? ॥ ७ ॥**

[ गतगौरवमपि गुरुं
नयनानां मधूत्सवं (महोत्सवं) अपि शिशिरमह(थ)म् ।
त्वां ब्रुवते क्षीणमोहमपि
कथं नु प्रथमं गुणस्थानम् ? ॥ ]

अवचूर्णिः

गयेति । गतगरिमाणमपि गुरुं–महान्तं नयनानां मधूत्सवं{–चैत्रलक्षणोत्सवं} अपि शिशिरमहं–माघफाल्गुनोत्सवं त्वां क्षीणमोहमपि ब्रुवते कथं नु प्रथमं मिथ्यादृशाख्यं गुणस्थानं सिद्धान्तप्रसिद्धं {इति विरुद्धम् । पक्षे} गतगौरवं–अपगतसातर्द्धिरसगौरवत्रयं महोत्सवं–महामहं शिशिरमहं–शीतलतेजसं प्रथमं–प्रधानं गुणस्थानं–ज्ञानाद्यालयम् ॥७॥

શબ્દાર્થ

गय ( गत )=ગયેલ.
गारव ( गौरव )=(૧) ગુરૂતા, મહત્ત્વ; (૨) ગૌરવ, સુખ, સમૃદ્ધિ અને રસની આકાંક્ષા.
गयगारवं=ગયું છે ગૌરવ જેનું એવો.
वि ( अपि )=પણ.
गुरुअं ( गुरुं )=(૧) મહાન્; (૨) ગુરૂ, આચાર્ય.

---

१ 'गरुअं' इति घ-पाठः, 'गुरुकं' इत्यर्थकः । २ 'माघत्फा' इति ख-पाठः । ३ 'सातसमृद्धिरस' इति क-पाठः ।

**नयणाण** ( नयनानां )=નેત્રોના.
**नयणाण** ( नग्नानां )=નાગાઓના.
**नय** ( नय )=નય, યથાર્થ અભિપ્રાય-વિશેષ.
**णाण** ( ज्ञान )=બોધ.
**नयणाण** !=નયનું જ્ઞાન છે જેને એવા !
**महु** ( मधु )=ચૈત્ર માસ.
**ऊसव** ( उत्सव )=ઉત્સવ.
**मह** ( महत् )=મોટો.
**महूसवं**=(૧) ચૈત્રમાસીય ઉત્સવ; (૨) મોટો ઉત્સવ, મહોત્સવ.
**पि** ( अपि )=પણ.
**सिसिर** ( शिशिर )=(૧) શિયાળો; (૨) [1]શીતલ; (૩) [2]જડતા.
**मह** ( महस् )=તેજ.
**मह** ( मथ )=મથનાર, વિનાશક.
**सिसिरमहं**=(૧) શિશિર ઉત્સવ, [3]માહ–ફાગણનો ઉત્સવ; (૨) શીતળ તેજ; (૩) જડતાનો વિનાશક.
**तं** ( त्वां )=તને.
**विंति** ( ब्रुवन्ते )=કહે છે.
**खीण** ( क्षीण )=ક્ષય કરેલ.
**मोह** ( मोह )=મોહ.
**मा** ( मा )=લક્ષ્મી.
**ओह** ( ओघ )=સમૂહ.
**खीणमोहं**=(૧) ક્ષીણમોહ ગુણસ્થાન; (૨) ક્ષીણ થયો છે લક્ષ્મીનો સમૂહ જેનો એવા; (૩) ક્ષય થયો છે મોહનો જેના એવા.
**कह** ( कथं )=કેમ.
**णु** ( नु )=ખરેખર.
**पढमं** ( प्रथमं )=પ્રથમ.
**गुण** ( गुण )=ગુણ.
**ठाण** ( स्थान )=સ્થાન.
**गुणट्ठाणं**=(૧) ગુણસ્થાન; (૨) ગુણોનું સ્થાન.

## પદ્યાર્થ

**વિ૦**—"( હે નાથ ! ) તારૂં ગૌરવ જતું રહ્યું છે છતાં પણ તને મહાન્ [ અથવા તારી ગુરૂતા જતી રહી છે છતાં પણ ગુરૂરૂપ ], વળી નેત્રોને ( પ્રસન્ન કરવા માટે ) મધુ–ઉત્સવરૂપ હોવા છતાં શિશિર–ઉત્સવરૂપ [ અથવા નગ્ન ( અચેલક યોગીઓ )ને મહોત્સવરૂપ હોવા છતાં ભયંકર શિયાળા જેવો ] તથા વળી ક્ષીણમોહ ( સર્વોત્તમ ) ગુણસ્થાને હોવા છતાં [અથવા સંપત્તિના સમૂહથી રહિત હોવા છતાં] તને ખરેખર પ્રથમ ગુણસ્થાને કેમ (લોકો) કહે છે ?"

**પરિ૦**—"( હે મહાવીર ! ) તેં (સુખ, સમૃદ્ધિ અને રસની તૃષ્ણારૂપ) ગૌરવ (ત્રય)નો વિનાશ કર્યો છે એથી મહાન્ [અથવા ગુરૂરૂપ], તું નેત્રોને મહોત્સવરૂપ છે તેથી શીતળ તેજવાળો [અથવા તું ( અજ્ઞાનરૂપ જડતાનો ઘાતક એથી અચેલકોને મહોત્સવરૂપ છે] તેમજ તેં મોહનો નાશ કર્યો છે, વાસ્તે (જ્ઞાનાદિ) ગુણોના આદ્ય સ્થાનરૂપ તને લોકો ખરેખર કહે છે."—૭

## સ્પષ્ટીકરણ

### વિરોધાત્મક સામગ્રી—

શબ્દ–ચમત્કારથી શોભતા આ પદ્યમાં જૈન પારિભાષિકતારૂપ વિશેષતા છે. ગારવ, ખીણમોહ અને ગુણટ્ઠાણ એના સામાન્ય અર્થો હોવા ઉપરાંત જૈન શાસનમાં એના વિશિષ્ટ અર્થો

---

૧–૨ હૈમ અનેકાર્થ૦ ( કા૦ ૩ શ્લો૦ ૧૨૧૧–૧૨૧૨ )માં કહ્યું છે કે "शिशिरः शीतले हिमे ॥ ऋतुभेदे". અમરકોશ(કા૦ ૧, શ્લો૦ ૯૧–૯૨)મા પણ કહ્યું છે કે "शिशिरो जडः ॥ तुषारः शीतलः".

૩ પંડિતજીએ 'શિશિરોત્સવ કાર્તિક–માગસર માસમાં હોય છે' એવો ઉલ્લેખ કર્યો છે, પરંતુ તે ચિન્ત્ય જણાય છે.

છે. આ પારિભાષિક અર્થોથી અનભિજ્ઞ આ પદ્યગત વિરોધજન્ય આનન્દ ન મેળવી શકે. કવિરાજે આવા શબ્દોનો પ્રયોગ કરી પોતાની જૈન સાહિત્યની સિદ્ધહસ્તતા સિદ્ધ કરી આપી છે, કેમકે ખાસ કરીને 'ગારવ' શબ્દનો પારિભાષિક અર્થ જાણનારાની સંખ્યા ઘણી નથી.

રૂપ-સિદ્ધિ—

नयणाणतुं नग्नानां રૂપ થાય છે, કેમકે नग्न શબ્દના नगिन અને नगन એવાં જે બે રૂપો થાય છે તે પૈકી नगन ઉપરથી અર્વાચીન પ્રાકૃતમાં नयण થઇ શકે.

✻ ✻ ✻ ✻

**वरधम्मधरो वि अमग्गणासणो गुणनिही वि गयगव्वो ।**
**कह निक्कारणमित्तो वि होसि[1] भुवणस्स अवयंसो ? ॥ ८ ॥**

**[ वरधर्मधरोऽपि अमार्गणासनः (च मार्गनाशनः)**
**गुणनिधिरपि गतगव्यः (गतगर्वः) ।**
**कथं निष्कारणमित्रमपि भवसि**
**भुवनस्य अवयस्यः (अवतंसः) ? ॥ ]**

अवचूर्णिः

वरेति । प्रधानधनुर्धरोऽपि न विद्यते मार्गणासनं–धनुर्यस्य सः । गुणानां–मौर्वीणां निधिः । गता गव्या{–गुणो} यस्य सः । कथं निष्कारणमित्रमपि भवसि? भुवनस्यावयस्यः {–अमित्रमिति वियामहे(?)} । पक्षे वरधर्मधरः–{प्रधानक्षान्त्यादिधरः} अमार्गनाशनः {–असतामुन्मथनः} । गुणा–ज्ञानादयः । गतगर्वः अवतंसः {–शेखरः} ॥ ८ ॥

## શબ્દાર્થ

वर ( वर )=ઉત્તમ.
धम्म ( धर्म[2] )=(૧) ધનુષ્ય; (૨) (ક્ષમાદિ) ધર્મ.
धर ( धर )=ધારક.
वरधम्मधरो=(૧) ઉત્તમ ધનુષ્યનો ધારક; (૨) ઉત્તમ ધર્મના ધરનાર.
वि ( अपि )=પણ.
मग्गण ( मार्गण[3] )=(૧) બાણ; (૨) યાચક.
असण ( असन )=ફેંકવું તે.
मग्ग ( मार्ग[4] )=(૧) મૃગનો સમૂહ; (૨) મૃગનો મદ; (૩) પંથ, રસ્તો.
णासण ( नाशन )=નાશ.
अमग्गणासणो=(૧) બાણને નહિ ફેંકનાર; (૨) મૃગના સમૂહનો નાશ નહિ કરનાર; (૩) કુમાર્ગનો વિનાશક.
अ ( च )=વળી.
आसण ( आशन )=ભોજન.

---

[1] 'होइ' इति ग–पाठः ।
[2] " धर्मो यमोपमापुण्यस्वभावाचारधन्वसु " ( हैमे २–३३५ ) ।
[3] " मार्गणस्तु शरेऽर्थिनि " ( हैमे ३–८१७ ) ।
[4] " मार्गो मृगमदे मासे सौम्यर्क्षेऽन्वेषणे पथि " ( हैमे २–५१ ) ।

आसण ( आसन )=સ્થાન.
मग्गणासणो=(૧) માર્ગનો નાશક; (૨) યાચકોને ખવાડનાર; (૩) યાચકોનું સ્થાન.
गुण ( गुण )=(૧) ગુણ; (૨) દોરી.
निहि ( निधि )=નિધિ, ભંડાર.
गुणनिही=ગુણોનો ભંડાર.
गय ( गत )=ગયેલો.
गव्व ( गव्य )=જ્યા.
गव्व ( गर्व )=ગર્વ, અભિમાન.
गयगव्वो=(૧) ગઇ છે જ્યા જેની એવો; (૨) નાશ કર્યો છે ગર્વનો જેણે એવો.
कह ( कथं )=કેમ.
निक्कारण ( निष्कारण )=નિષ્કારણ, કારણ રહિત.
मित्त ( मित्र )=મિત્ર.
निक्कारणमित्तो=નિષ્કારણ મિત્ર.
होइ ( भवति )=તું છે.
भुवणस्स ( भुवनस्य )=જગત્‌નો.
वयंस ( वयस्य )=મિત્ર.
अवयंसो=મિત્ર વિનાનો.
अवयंसो ( अवतंसो )=અવતંસ, શેખર.

## પદ્યાર્થ

વિ૦—"ઉત્તમ ધનુર્ધર હોવા છતાં બાણો નહિ ફેંકનાર ( અથવા મૃગના સમૂહને કે મૃગના મદનો નાશ નહિ કરનાર ) [ અથવા ઉત્તમ ( ક્ષાન્તિ વગેરે ) ધર્મનો ધારક છતાં માર્ગનો વિનાશક ], વળી ગુણ–નિધિ હોવા છતાં જ્યા રહિત તેમજ જગત્‌નો નિષ્કારણ મિત્ર હોવા છતાં મિત્ર વિનાનો તું કેમ છે?"

પરિ૦—"તું ઉત્તમ ધર્મનો પોષક છે એથી કરીને તો તું (હિંસાદિ) કુમાર્ગનો વિનાશક છે [અથવા તું ઉત્તમ (દાન) ધર્મનો ધારક છે, તેથી તું યાચકોને ભોજન (અથવા આશ્રય) આપનાર છે], વળી તું ગુણનિધિ છે એટલે તો તું નિરભિમાની છે તેમજ (ત્રિ)ભુવનનો નિષ્કારણ મિત્ર હોઇ ત્રૈલોક્યમાં શેખરરૂપ છે."—૮

## સ્પષ્ટીકરણ

પદ-શંકા—

'गयगव्वो' પદ શંકિત હોવાનું પંડિતજી સૂચવે છે, એ એમણે સૂચવેલ 'ગજવત્ ગર્વને ધરાવનાર' અર્થ વિચારતાં ઠીક લાગે છે, પરંતુ જો गव्वનું गव्य રૂપાંતર તેમના ધ્યાનમાં આવ્યું હોત તો તેઓ આ શંકા ઉઠાવત જ નહિ, કેમકે એથી જે અર્થ સ્ફુરે છે તે બરાબર બંધબેસતો થાય છે.

પદ્ય-ગૌરવ—

આ પદ્યનું ગૌરવ કંઇ ઓરજ છે. ધર્મ, માર્ગણ, ગુણ અને ગવ્ય જેવા અનેકાર્થી શબ્દોના પ્રાકૃત રૂપોથી આ પદ્ય અલંકૃત છે એટલે વિરોધાલંકાર વિશેષતઃ ગાજી રહ્યો છે. માર્ગણાદિ શબ્દોના અર્થ–વૈચિત્ર્યને લઇને વિરોધાલંકારમય અનેક પદ્યો સંસ્કૃતમાં રચાયાં છે. અત્ર સુભાષિત-રત્નભાણ્ડાગાર( પૃ. ૧૦૫–૧૦૬ )માંથી બે ઉદાહરણો નીચે મુજબ રજુ કરવામાં આવે છે.—

---

૧ "गुणः ज्यासूदतन्तुषु" ( २–१५२ )। २ "गव्यं क्षीरादिके ज्यायां रागवस्तुनि गोहिते" (२–३६२)।

"त्वया वीर! गुणाकृष्टा ऋजुदृष्ट्या विलोकिताः ।
लक्षं लब्ध्वैव गच्छन्ति मार्गणा इव मार्गणाः ॥"
"अपूर्वेयं धनुर्विद्या भवता शिक्षिता कुतः ? ।
मार्गणौघः समायाति गुणो याति दिगन्तरम् ॥"[7]

રૂપ-સિદ્ધિ—

वक्रादावंतः' (૮-૧-૨૬) એ સૂત્રથી वयस्यનું वयंस्य થાય છે. अधो म-न-याम्' (૮-૨-૭૮) એ સૂત્રથી वयंस थाय છે.

* * * *

पावकसणं पि चित्तं सारं पि धरेसि कह जसं सेअं? ।
जिण! सिअवायक्खायं पि सव्वहा सामलच्छायं ॥ ९ ॥

[ पापकृष्णं (पापकषणं) अपि चित्रं (चित्तं)
शारं (सारं) अपि धारयसि कथं यशः श्वेतम्? ।
जिन! सित(स्याद्)वादख्यातमपि सर्वथा
श्यामलच्छायं (शर्वहासामलच्छायं) ॥]

अवचूर्णिः

पावेति। पापमिव कृष्णमपि चित्रं—कर्बुरं शारं—शबलमपि धरसि यशः श्वेतं{—शुक्लम्}। हे जिन! सितस्य वादो—वार्ता तेन ख्यातं{—प्रसिद्धमपि} सर्वथा श्यामलच्छायम् {इत्यद्भुतम्} । पक्षे पापस्य कषणं चित्रम्—अनेकरूपं सारं—प्रधानं श्रेयः—प्रशस्यतरं स्याद्वादख्यातं{—अनेकान्तवादप्रतीतम्} । शर्वः—शङ्करः तस्य हासस्येवामलच्छाया यस्य तद्धारयतीति सम्बन्धः । यशो विशेष्यम् । {शेषाणि विशेषणानि} ॥ ९ ॥

શબ્દાર્થ

पाव ( पाप )=પાપ.
कसण ( कृष्ण )=કૃષ્ણ, શ્યામ.
कसण ( कषण )=છેદનાર.
पावकसणं=(૧) પાપની જેમ કાળા, (૨) પાપને છેદનાર.
पि ( अपि )=પણ.
चित्तं ( चित्रं )=વિચિત્ર.
चित्तं ( चित्तं )=ચિત્ત, મન.
सारं ( शारं )=શબલ, કાબરચીતરું.
सारं ( सारं )=ઉત્તમ.
धरेसि ( धारयसि )=તું ધારણ કરે છે.
कह ( कथं )=કેમ.

---

१ ज्या; पक्षे विनयादिः । २ शरव्यम्; पक्षे लक्षद्रव्यम् । ३ याचकाः । ४ बाणाः । ५ याचकानां समूहः पक्षे बाणानां समुदायः । ६ विनयादिः, पक्षे ज्या । ७ प्रभावकचरित्रे (पृ० ९९) पद्यमिदं वर्तते ।

૮ વક્ર વગેરે શબ્દોને વિષે યથાદર્શન વડે પ્રથમાદિ સ્વરને અંતે આગમરૂપ અનુસ્વાર થાય છે.

૯ જોડાક્ષર નીચે આવેલા म, न અને यनो લોપ થાય છે.

१० 'कसिणं' इति घ—पाठः । ११ 'पापमेव कृत्स्नमपि' इति क—पाठः ।

जसं ( यशः )=કીર્તિને.
सेयं ( श्वेतं )=શ્વેત, ધવળ.
जिण ! ( जिन ! )=હે વીતરાગ !, હે તીર્થંકર !
सिय ( सित )=શ્વેત.
सिय ( स्यात् )=સ્યાત્, કોઇક રીતે.
वाय ( वाद )=વાદ.
क्खाय ( ख्यात )=પ્રસિદ્ધ.
सियवायक्खायं=(૧) શ્વેત વાદથી પ્રસિદ્ધ; (૨) સ્યાદ્વાદથી પ્રખ્યાત.
सव्वहा ( सर्वथा )=સર્વ રીતે.
सामल ( श्यामल )=શ્યામ, કૃષ્ણ.
छाया ( छाया )=કાન્તિ.
सामलच्छायं=શ્યામ કાન્તિવાળો.
सव्व ( शर्व )=શંકર, મહાદેવ.
हास ( हास )=હાસ્ય.
अमल ( अमल )=નિર્મળ.
सव्वहासामलच्छायं=શંકરના હાસ્યની જેમ નિર્મળ છાયાવાળો.

## પદ્યાર્થ

વિ૦—"હે જિન ! પાપના જેવો કાળો છતાં વિચિત્ર (વર્ણવાળો), શબલ હોવા છતાં શ્વેત, [1]સિતવાદથી પ્રખ્યાત હોવા છતાં સર્વથા શ્યામ કાંતિવાળો એવો યશ તું કેવી રીતે ધારણ કરે છે?"

પરિ૦—"હે જિન! તું પાપના નાશક, વિચિત્ર, ઉત્તમ, સ્યાદ્વાદથી પ્રસિદ્ધ અને શંકરના હાસ્યની જેમ નિર્મળ છાયાવાળા યશને ધારણ કરે છે."—૯

## સ્પષ્ટીકરણ

પાઠાન્તરશદ્ધિ વિચાર—

कसण ને બદલે कसिण એ પાઠાન્તર પૂર્વક પંડિતજીએ અર્થ કર્યો છે. આ શબ્દના કૃષ્ણ અને કષિન્ એવાં બે રૂપ થાય છે. सामलच्छायं થી स+अमलच्छाय=નિર્મળ કાંતિ સહિત એવો અર્થ તેમણે કર્યો છે, પરંતુ અવચૂર્ણિકારે સૂચવેલ અર્થમાં વિશિષ્ટતા જણાય છે.

રૂપ-સિદ્ધિ—

[2]'सूक्ष्म-श्न-ष्ण-स्न-ह्न-ह्ण-क्ष्णां ण्हः' ( ૮–૨–૭૫ ) એ સૂત્રથી कृष्णनुं कृण्ह રૂપ બને અને [3]'ऋतोऽत्' (૮–૧–૧૨૬)થી कण्ह બને, પરંતુ વિપ્રકર્ષ અર્થ લેતાં અર્થાત્ વર્ણવાચી कृष्ण-ના સંબંધમાં તો [4]'कृष्णे वर्णे वा' ( ૮–૨–૧૧૦ ) સૂત્રથી ण ની પૂર્વે अ અથવા इ થાય. તે થતાં कृषण અને कृषिण એવાં રૂપો બને. 'ऋतोऽत्' સૂત્રથી कषण અને कषिण બને. [5]'शषोः सः' ( ૮–૧–૨૬૦ ) એ સૂત્રથી कसण અને कसिण બને.

---

૧ આ વિશેષણ કવિરાજની શ્વેતાંબર સંપ્રદાયતાનું દ્યોતક છે.

૨ सूक्ष्म શબ્દના જોડાક્ષરને સ્થાને તેમજ श्न, ष्ण, स्न, ह्न, ह्ण અને क्ष्ण એ અક્ષરોને સ્થાને ण्ह એવો આદેશ થાય.

૩ શબ્દની આદિમાના ऋ નો अ થાય.

૪ कृष्ण શબ્દના જોડાક્ષરના અંત્ય વ્યંજનની પૂર્વે વિકલ્પે अ તથા इ થાય.

૫ श અને ष નો स થાય.

'क-ग-च०' અને 'अवर्णो०' એ સૂત્રથી सितवादનું सिअवाय થાય છે. 'स्याद्-भव्य-चैत्य-चौर्यसमेषु यात्' (૮-૨-૧૦૭) એ સૂત્રથી स्यात्નું सियात् થાય. 'अन्त्य०'થી सिया અને 'क-ग-च०'થી सिआ થાય છે. वाद એનું 'क-ग-च०'થી वाअ રૂપ થાય છે. એટલે स्याद्वादનું सिआवाअ રૂપ થાય. 'अवर्णो०'થી એનું सियावाय થાય અને 'ह्रस्वः०'થી सियवाय થાય.

'अधो०' થી श्यामलનું शामल અને, અને 'शषोः सः'થી सामल થાય.

'सर्वत्र०' થી शर्वनું शव, 'अनादौ०' થી शव्व અને 'शषोः सः' થી सव्व થાય છે.

✻ ✻ ✻ ✻

**कयकिच्चं पि अकिच्चं रयतममुक्कं पि न रयतममुक्कं ।**
**थिरपसमं पि जणं कह अप्पसमं कुणसि कयसेवं ? ॥ १० ॥**

[ कृतकृत्यमपि अकृत्यं (निष्ठितार्थ) रजस्तमो-
मुक्तमपि न रजस्तमोमुक्तं (नरकतमोमुक्तम्) ।
स्थिरप्रशममपि जनं कथं अप्रशमं
(आत्मसमं) करोषि कृतसेवम् ? ॥ ]

अवचूर्णिः

कयेति । कृतानि[2] कृत्यानि येन स तथा तमपि अकृत्यं–अविद्यमानकार्यं[3] रजस्तमसी सांख्यदर्शनप्रसिद्धौ गुणौ {राजसतामसभावौ–क्रूराध्यवसायविशेषौ} याभ्यां ताप-दैन्ये जायेते । स्वसिद्धान्तप्रसिद्ध्या तु बध्यमानं कर्म रजो मोहनीयं तु तमः ताभ्यां मुक्तं रजस्तमोमुक्तम्, स्थिरप्रशममपि जनं कृतसेवं अप्रशमं करोषि {इति विरुद्धम्} । पक्षे [4]निर्वर्तितकर्तव्यमत एवाविद्यमानकार्यं नरकतमो–दुर्गत्यन्धकारं {तेन [5]रहितम् आत्मसमं–स्वरूपसमानम्} ॥ १० ॥

## શબ્દાર્થ

कय (कृत)=કરેલ.
किच्च (कृत्य)=કાર્ય.
कयकिच्चं=કર્યાં છે કાર્યો જેણે એવો, કૃતકૃત્ય.
पि (अपि)=પણ.
अकिच्चं (अ[6]कृत्यं)=(૧) કાર્ય રહિત; (૨) શત્રુ રહિત.
रय (रजस्)=રજસ્ (ગુણ).
तम (तमस्)=તમસ્ (ગુણ).
मुक्क (मुक्त)=મુક્ત.
रयतममुक्कं=રજસ્ અને તમસથી મુક્ત.
न=નહિ.

---

૧ સ્યાદ્, ભવ્ય, ચૈત્ય, ચૌર્ય એવા શબ્દોના જોડાક્ષરના य ની इ થાય છે. ૨ 'कृता कृत्यता येन' इति क–पाठः । ૩ 'कृत्यं' इति क–पाठः । ૪ 'विहितकार्यमत' इति ख–घ–पाठः । ૫ 'मुक्त' इति घ–पाठः । ૬ 'કૃત્ય' શબ્દનો 'શત્રુ' એવો પણ અર્થ થાય છે એમ હૈમ અનેકાર્થ ( કા૦ ૨, શ્લો ૩૬૨ )ની "कृत्यो विद्विषे कार्ये च" પંક્તિ ઉપરથી જોઇ શકાય છે.

नरय (नरक)=નરક.
तम (तमस्)=અંધકાર.
नरयतममुक्क=નરકરૂપ અંધકારથી મુક્ત.
थिर (स्थिर)=સ્થિર.
पसम (प्रशम)=પ્રશમ, શાન્તિ.
थिरपसमं=સ્થિર પ્રશમવાળો.
जणं (जनं)=મનુષ્યને.
कह (कथं)=કેમ.
अप्पसमं (अप्रशमं)=પ્રશમ વિનાનો.
अप्प (आत्मन्)=આત્મા.
सम (सम)=સમાન.
अप्पसमं=પોતાના સમાન.
कुणसि (करोषि)=તું કરે છે.
सेवा (सेवा)=સેવા, ઉપાસના.
कयसेवं=કરી છે સેવા જેણે એવાને, સેવકને.

## પદ્યાર્થ

વિ૦—જેણે કાર્યો કર્યાં છે એવો હોવા છતાં તું અકૃત્ય છે તેમજ રજસ્ અને તમસ્-થી મુક્ત હોવા છતાં તું એનાથી મુક્ત નથી. વળી સ્થિર પ્રશમવાળા તારા સેવકને તું પ્રશમ રહિત કરે છે ( એ કેવી વિચિત્રતા! )"

પરિ૦—" તું કૃતકૃત્ય (નિષ્ઠિત અર્થવાળો ) છે એટલે તારે (હવે) કંઇ કાર્ય બાકી નથી [ અથવા તારે કોઇ શત્રુ નથી]. વળી તું રજસ્‌થી મુક્ત છે એટલે તું નરક (વગેરે દુર્ગતિ)રૂપ અંધકારથી મુક્ત છે. ( આ ઉપરાંત) સ્થિર પ્રશમવાળા તારા સેવકને તું તારા સમાન બનાવે છે ( એ યુક્તજ છે )"—૧૦

## સ્પષ્ટીકરણ

ભાવ-પ્રતિબિમ્બ—

વિરોધના પરિહારરૂપ અર્થમાં સેવકને સ્વામી તુલ્ય બનાવવાની જે વાત લખી છે તેવી હકીકત ભક્તામરના નિમ્ન-લિખિત ૧૦ મા પદ્યમાં નિહાળી શકાય છેઃ—

"नात्यद्भुतं भुवनभूषणभूत! नाथ!
भूतैर्गुणैर्भुवि भवन्तमभिष्टुवन्तः ।
तुल्या भवन्ति भवतो ननु तेन किं वा
भूत्याश्रितं य इह नात्मसमं करोति ॥"

રજસ્ અને તમસ્—

સત્ત્વ, રજસ્ અને તમસ્ એવા ત્રણ પ્રકારના ગુણો સાંખ્ય દર્શનમાં વર્ણવેલા છે. તેમાં રાજસ અને તામસ ગુણો હેય-ત્યાજ્ય છે, જ્યારે સાત્ત્વિક ગુણ ઉપાદેય-ગ્રહણ કરવા લાયક છે. જૈન દર્શન પ્રમાણે બંધાતું કર્મ તે 'રજસ્' અને મોહનીય કર્મ તે 'તમસ્' સમજવું એમ અવચૂર્ણિકાર સૂચવે છે.

રૂપ-સિદ્ધિ—

'ह्रस्वः०' એ સૂત્રથી आत्मन्‌નું अत्मन् રૂપ બને છે. ત્યાર પછી 'भस्मात्मनोः पो वा' (૮-૨-૫૧) એ સૂત્રથી अपन् બને છે. 'अनादौ०'થી अप्पन् થાય છે. 'अन्त्य०' એ સૂત્રથી अप्पन्‌નું अप्प રૂપ થાય છે.

---

૧ भस्मन् અને आत्मन्‌ના જોડાક્ષરનો વિકલ્પે प થાય છે.

'सर्वत्र०' थी अप्रशमनुं अपशम, 'अनादौ०'थी अप्पशम अने 'शषोः सः' थी अप्पसम थाय छे.

ॐ ॐ ॐ ॐ

**संतमसंतं न करेसि निप्फलं न य विहेसि सलहंतं।**
**निच्चं सकज्जलग्गो न होसि कह तं जगपईवो ? ॥ ११ ॥**

[सन्तमसन्तं (शान्तं अशान्तं सान्तं असान्तं वा) न
करोषि निष्फलं न च विदधासि शलभान्तं (श्लाघमानम्)।
नित्यं सकज्जलाग्रः (स्वकार्यलग्नः) न
भवसि कथं त्वं जगत्प्रदीपः ? ॥]

अवचूर्णिः

संतमसमिति। सन्तमसं–ध्वान्तं तस्यान्तं नो करोषि–निष्प्रयोजनं न च विदधासि शलभान्तं {पतङ्गक्षयं} नित्यं सकज्जलम् {–अञ्जनसहितं} अग्रं{–शिखरं} यस्य स तथा तादृशो न भवसि। एवंविधोऽपि त्वं कथं जगत्प्रदीपः ? {असङ्गतोऽयमर्थः।} पक्षे सन्तं–विद्यमानं शोभनं वा असन्तं तद्विपरीतं। यद्वा शान्तमशान्तं न करोषि। निष्फलं–मोघं {न च विदधासि}। श्लाघ्यमानं–स्तावकं {नित्यं} स्वकार्यलग्नो न सञ्जायसे। अत एव {लोकोत्तरचरितो} जगतः प्रदीप इव, लोकोद्योतकत्वात्। {अथवा जगतां प्रदीपः–शिरोमणिः। यद्वा जगत्प्रदीपः, अनन्यसाधारणचारुचारित्रत्वात् } ॥ ११ ॥

शब्दार्थ

संतमस (सन्तमस)=गाढ अंधकार.
अंत (अन्त)=नाश.
संतमसंतं=गाढ अंधकारना नाशने.
संतं (सन्तं)=(१) विद्यमान, सत्; (२) सुंदर.
असंतं (असन्तं)=(१) अविद्यमान, असत्; (२) दुष्ट.
संतं (शान्तं)=शान्त.
असंतं (अशान्तं)=अशान्त.
संतं (सान्तं)=अंतथी युक्त.
असंतं (असान्तं)=अंत रहित.
न (न)=नहि.
करेसि (करोषि)=तुं करे छे.
निप्फलं (निष्फलं)=प्रयोजन विना.
य (च)=अने.
वहेसि (वहसि)=वहन करे छे.
सलह (शलभ)=पतंगीउं.
सलहंतं=पतंगीआना नाशने.
सलहंतं (श्लाघमानं)=प्रशंसा करातो.
सलहं (शलभं)=पतंगीआने.

---

१ 'एतादृशविशेषणविशिष्टस्त्वं' इति क-पाठः।

२ 'शान्तं–शमयुतं अशान्तं–शमरहितं न करोषि, निष्फलं' इति क–पाठः।

सलहं (श्लाघा)=શ્લાઘાને,પ્રશંસાને
तं (त्वं)=તું.
निच्चं (नित्यं)=સદા, નિત્ય.
कज्जल (कज्जल)=કાજળ.
अग्ग (अग्र)=અગ્ર.
सकज्जलग्गो=કાજળથી યુક્ત અગ્ર ભાગવાળો.
स (स्व)=પોતાના, નિજ.
कज्ज (कार्य)=કાર્ય, કામ.
लग्ग (लग्न)=લગ્ન, લાગેલ.
सकज्जलग्गो=પોતાના કાર્યમાં લગ્ન.
होसि (भवति)=છે.
कहं (कथं)=કેમ.
जग (जगत्)=જગત્, ભુવન, દુનિયા.
पईव (प्रदीप)=પ્રદીપ, દીવો.
जगपईवो=ભુવન-પ્રદીપ.

## પદ્યાર્થ

વિ૦—" તું ગાઢ અંધકારનો નાશ કરતો નથી તેમજ નકામો તું પતંગનો વધ કરતો નથી [ અથવા તું પતંગને નિષ્ફળ ધારણ કરતો નથી ]; વળી તું સર્વદા કાજળથી રહિત અગ્ર ભાગવાળો છે, છતાં તું ભુવન-પ્રદીપ કેવી રીતે છે ?"

પરિ૦—"તું વિદ્યમાન (પદાર્થ)ને અવિદ્યમાન [ અથવા શુભને અશુભ કે શાન્તને અશાન્ત કિંવા વિનાશીને અવિનાશી ] કરતો નથી—કહેતો નથી—( જે જેવું છે તેવીજ તું તેની પ્રરૂપણા કરે છે ) તેમજ તું નિષ્ફળ પ્રશંસાને વહન કરતો નથી ( અર્થાત્ તારી પ્રશંસા સમુચિત છે ) તથા વળી તું પોતાના કાર્યમાં લાગેલો છે—( આત્મ-સ્વરૂપમાં રમી રહ્યો છે ) એટલા માટે તો તું જગત્-પ્રદીપ છે."—૧૧

## સ્પષ્ટીકરણ

**અર્થ-સન્તુલન—**

આ પદ્યમાં પ્રભુને જગત્-પ્રદીપની ઉપમા આપી છે. એનો અગ્ર ભાગ કાજળથી રહિત છે તથા એ પતંગોનો સંહાર કરતો નથી એમ દર્શાવી એની વિલક્ષણતા સ્ફુટ કરવામાં આવી છે. વિલક્ષણતા માટે **ભક્તામર**ના નિમ્ન-લિખિત ૧૬ મા પદ્ય તરફ દૃષ્ટિપાત કરવો અનુચિત નહિ ગણાય.

"निर्धूमवर्तिरपवर्जिततैलपूरः
कृत्स्नं जगत्त्रयमिदं प्रकटीकरोषि ।
गम्यो न जातु मरुतां चलिताचलानां
दीपोऽपरस्त्वमसि नाथ ! जगत्प्रकाशः ॥"

**રૂપ-સિદ્ધિ—**

शान्तનું 'शषोः सः' થી सांत રૂપ થાય છે. 'ह्रस्वः०' એ સૂત્રથી सांत નું संत બને છે, અર્થાત્ शान्त અને सान्त એ બંનેનું संत રૂપાંતર થાય છે—

'शषोः सः' થી शलभ નું सलभ રૂપ થાય અને પછી 'ख-घ०' થી सलह થાય.

'क्ष्मा-श्लाघा०' એ સૂત્રથી श्लाघा નું शलाघा થાય. 'ख-घ०' થી शलाहा અને 'शषोः सः' થી सलाहा થાય. 'ह्रस्वः०' એ સૂત્રથી सलहा થાય.

'ह्रस्वः०' થી कार्य નું कर्य થાય. પછી [1]'द्य-य्य-र्यां जः' (૮-૨-૨૪) એ સૂત્રથી कर्य નું कज रूप થાય અને 'अनादौ०' થી कज्ज થાય.

'अघो०'થી लग्न નું लग થાય અને 'अनादौ०' થી लग्ग થાય.

ॐ ॐ ॐ ॐ

केवलनाणुव्वहणो वि दुव्वहं कह चरित्तमुव्वहसि ? ।
सच्चारित्तो वि कहं निच्चारित्ते गुणे धरसि ? ॥ १२ ॥

[ केवलज्ञानोद्वहनोऽपि दुर्वहं कथं चारित्रमुद्वहसि ! ।
सच्चारित्रोऽपि कथं निश्चारित्रान् (नित्यारिक्तान्) गुणान् धारयसि ? ॥]

अवचूर्णिः

केवलेति । केवलस्य-एकस्य ज्ञानस्योद्वहनो-वोढाऽपि दुर्वहं चरित्रं कथं उद्वहसि ? सच्चारित्रोऽपि कथं निश्चारित्रान् गुणान् धरसि ? । {एकज्ञानोऽपि कथं द्वितीयं चारित्रमुद्वहसि इत्यादि विरोधः} पक्षे केवलाख्यं {पर}ज्ञानं नित्यं [2]सत्ये नातिरिक्तः(क्तान् ?) अरिक्तान्-पूर्णान् ॥ १२ ॥

શબ્દાર્થ

केवल (केवल)=(૧) માત્ર, ફક્ત; (૨) કેવળ.
नाण (ज्ञान)=જ્ઞાન.
उव्वहण (उद्वहन)=ધારણ કરનાર.
केवलनाणुव्वहणो=(૧) ફક્ત જ્ઞાનને ધારણ કરનાર; (૨) કેવલજ્ઞાન (પંચમ જ્ઞાન)ને ધારણ કરનાર.
वि (अपि)=પણ.
दुव्वहं ( दुर्वहं)=દુર્વહ, દુઃખે વહન કરી શકાય એવું.
कह (कथं)=કેમ.
चरित्तं ( मू० चारित्रं)=ચારિત્રને.
उव्वहसि (उद्वहसि)=તું વહન કરે છે.
सच्चारित्तो (सच्चारित्रः)=સુંદર ચારિત્રવાળો.
कहं (कथं)=કેમ.
निच्चारित्ते (निश्चारित्रान्)=ચારિત્ર રહિત.
निच्च (नित्य)=નિત્ય, સર્વદા.
अरित्त (अरिक्त)=ખાલી નહિ એવા, અમોઘ, સફળ.
अरित्त (अरित्र)=શત્રુથી રક્ષણ કરનાર.
[3]अलित्त (अलिप्त)=અલિપ્ત, આસક્તિ રહિત.
निच्चारित्ते=(૧) સદા અમોઘ; (૨) સર્વદા અલિપ્ત; (૩) નિત્ય શત્રુથી રક્ષણ કરનાર.
गुणे (गुणान्)=ગુણોને.
धरसि (धारयसि)=તું ધારણ કરે છે.

---

૧ द्य, य्य, र्य એ જોડાક્ષરોનો ज થાય છે. ૨ 'सत्येनाति०' इति ग-पाठः।

૩ અત્ર र અને ल એકાર્થક ગણ્યા છે તે દોષ-યુક્ત નથી. અશોકની લિપિઓમાં र ને સ્થાને लનો પ્રયોગ સર્વત્ર વૈકલ્પિક રીતે ઘણેકે જોવાય છે. માગધીમાં र નો ल થાય છે, જ્યારે પૈશાચી ભાષામાં તો लो વિકલ્પે થાય છે.

પદ્યાર્થ

વિ૦—"(હે નાથ!) માત્ર જ્ઞાનનો ધારક હોવા છતાં તું દુર્વહ ચારિત્રને કેમ ધારણ કરે છે? વળી તું સુન્દર ચારિત્રવાળો હોઇ નિશ્ચરિત્ર ગુણોને કેમ ધારણ કરે છે?"

પરિ૦—"(હે ભગવન્!) તું કેવલજ્ઞાનનો ધારક છે એટલે તું (તરવારની ધાર જેવું) દુર્વહ ચારિત્ર વહન કરે છે. વળી તું સચ્ચારિત્રશીલ છે, એથી તો સદા અમોઘ [અથવા સર્વદા અલિપ્ત (કે આન્તરિક) શત્રુથી નિત્ય રક્ષણ કરનારા] ગુણોને તું ધારણ કરે છે."–૧૨

સ્પષ્ટીકરણ

રૂપ-સિદ્ધિ—

કેવલજ્ઞાનરૂપ જૈન પારિભાષિક શબ્દથી વિરોધના ઉદ્ભાવક આ પદ્યમાં निच्चारित्त શબ્દ કયા કયા સંસ્કૃત શબ્દોનું રૂપાન્તર થાય છે તે વિચારીએ. 'त्योऽचैत्ये' (૮–૨–૧૩) એ સૂત્રથી નિત્યનું निच રૂપ થાય અને 'अनादौ०' થી निच्च થાય. 'कं-ग-ट-ड-त-द-प-श-ष-स×क×पामूर्ध्वं लुक्' (૮–૨–૭૭) એ સૂત્રથી निश्चारित्र, નું निचारित्र, अरिक्तनुं अरित અને अलिप्त નું अलित રૂપ થાય. 'अनादौ०' થી निच्चारित्र अरित्त અને अलित्त થાય. 'सर्वत्र०' થી निश्चारित्र અને अरित्र ના અનુક્રમે निच्चारित અને अरित રૂપો થાય. 'अनादौ०' થી निच्चारित्त અને अरित्त થાય. આ ઉપરથી જોઇ શકાય છે કે निश्चारित्र નું निच्चारित्त, नित्य નું निच्च, अरिक्त નું अरित्त તેમજ अरित्र નું અને अलिप्त નું પણ अरित्त એમ રૂપાંતર થાય છે.

* * * *

कह तं समारुहंतो सोहम्मसणंकुमारभावम्मि ।
ईसाणलंतआरणअच्चुअसीलो जए होसि ? ॥ १३ ॥

[कथं त्वं समारोहन् सौधर्म-सनत्कुमारभावे
(शोभां मसृणां सौधं मसृणं वा कुमारभावे) ।
ईशान-लान्तका-ऽऽरणा-ऽच्युतशीलः (ईर्ष्याऽनलान्तकारण!
अच्युतशीलः) जगति भवति ? ॥ ]

अवचूर्णिः

कहेति । कथं त्वं समारोहन्–अध्यासीनः प्रथमतृतीयस्वर्गसत्तायां द्वितीयषष्ठैकादश-द्वादशस्वर्गस्वभावो जायसे {इति नो घटते} । पक्षे शोभां {शोभनत्वं मसृणं स्वर्गिणा-मित्यर्थः । अथवा} मसृणाम्–उल्वणां {प्रकृष्टां वा} कुमारभावे ईर्ष्या एवानलः {परि-

---

१ चैत्य શબ્દ સિવાયના શબ્દમાંના त्य જોડાક્ષરનો च થાય.
२ क, ग, ट, ड, त, द, प, श, ष, स×क×प એ અક્ષરો ઉપર જોડાક્ષરમાં હોય તો તેનો લોપ થાય.

तापकत्वात्} तस्यान्तः-क्षयः तस्य कारणं {-हेतुस्तस्यामन्त्रणं} अच्युतं शीलं-चारित्रं यस्य ॥ १३ ॥

## શબ્દાર્થ

कह (कथं)=કેમ.
तं (त्वं)=તું.
समारुहंतो (समारोहन्)=આરોહણ કરતો, ઉપર ચઢતો.
सोहम्म (सौधर्म)=સૌધર્મ (દેવલોક), પ્રથમ સ્વર્ગ.
सणंकुमार (सनत्कुमार)=સનત્કુમાર (દેવલોક), તૃતીય સ્વર્ગ.
भाव (भाव)=ભાવ.
सोहम्मसणंकुमारभावम्मि=સૌધર્મના અને સનત્કુમારના ભાવને વિષે.
सोहं (शोभां)=શોભાને.
सोहं (सौधं)=મહેલને.
मसणं (मसृणां)=પ્રકૃષ્ટ.
मसणं (मसृणं)=સુંવાળા.
कुमार (कुमार)=બાળક.
भाव (भाव)=અવસ્થા.
कुमारभावम्मि=કૌમાર અવસ્થામાં.
ईसाण (ईशान)=ઈશાન (દેવલોક), દ્વિતીય સ્વર્ગ.
लंतअ (लान्तक)=લાન્તક (દેવલોક), છઠ્ઠું સ્વર્ગ.
आरण (आरण)=આરણ (દેવલોક), અગ્યારમું સ્વર્ગ.
अच्चुअ (अच्युत)=અચ્યુત (દેવલોક), બારમું સ્વર્ગ.
सील (शील)=સ્વભાવ.
ईसाणलंतआरणअच्चुअसीलो=ઈશાન, લાન્તક, આરણ અને અચ્યુતના સ્વભાવવાળો.
ईसा (ईर्ष्या)=ઈર્ષ્યા, અદેખાઇ.
अणल (अनल)=અગ્નિ.
अंत (अन्त)=નાશ.
आरण (कारण)=કારણ, હેતુ.
ईसाणलंतआरण!=હે ઈર્ષ્યારૂપ અગ્નિનાં નાશનાં હેતુ!
अच्चुअ (अच्युत)=અવિનાશી, સ્થિર.
अच्चुअसीलो=અવિનાશી ચારિત્રવાળો.
जए (जगति)=જગત્માં.
होसि (भवसि)=તું છે.

## પદ્યાર્થ

વિ૦—"(હે નાથ!) તું 'સૌધર્મ' અને 'સનત્કુમાર' (નામના સ્વર્ગ)ના ભાવને વિષે આરૂઢ થયેલો હોવા છતાં 'ઈશાન', 'લાન્તક', 'આરણ' અને 'અચ્યુત' (એ નામના સ્વર્ગ)ના સ્વભાવવાળો જગત્માં કેમ છે?"

પરિ૦—"હે ઈર્ષ્યારૂપ અગ્નિના અન્તના કારણ! કુમારપણામાં પ્રકૃષ્ટ શોભાને વિષે [અથવા સુંવાળા મહેલ ઉપર] આરૂઢ થયેલો એવો તું (ઈર્ષ્યાનો ઘાતક હોવાથી) વિશ્વમાં અવિનાશી શીલવાળો (ઉત્કૃષ્ટ ચારિત્રવાળો) છે."—૧૩

## સ્પષ્ટીકરણ

વિરોધાત્મક સામગ્રી—

જૈન પારિભાષિક શબ્દોનું જ્ઞાન વિરોધાત્મક સાધન પૂરૂં પાડે છે, જ્યારે પદોના વિભાગ-પદચ્છેદ એ વિરોધના પરિહારનું કાર્ય કરે છે. જુઓ પૃ૦ ૨૦૩.

રૂપ-સિદ્ધિ—

'लघो०' થી ईर्ष्यानुं ईर्षा બને છે અને 'सर्वत्र०' થી એનું ईसा થાય છે. '[1]लुप्तय-र-

1 જે શબ્દોમાં य, र, व, श, ष અને सनो લોપ થયો હોય, તેનો આદિ સ્વર દીર્ઘ થાય છે.

ब-शा-ष-सां श-ष-सां दीर्घः' ( ८-१-४३ )थी ई दीर्घ थाय, 'न दीर्घानुस्वारात्' ( ८-२-९२ )ने लीधे 'अनादौ०' थी थता द्विर्भावनो अभाव थायछे. 'शषोः सः'थी ईसा थाय छे.

* * * *

निव्वाणगओ वि जगप्पईव ! भुवणाइं कह पयासेसि ? ।
सयलभुवणप्पयासो वि अप्पयासो कहं होसि ? ॥ १४ ॥

[ निर्वाणं ( नाशं मोक्षं ) गतोऽपि जगत्प्रदीप ! भुवनानि कथं प्रकाशयसि ? ।
सकलभुवनप्रकाशोऽपि अप्रकाशः ( अप्रयासः ) कथं भवसि ? ॥ ]

अवचूर्णिः

निव्वाणेति । {निर्वाणं-} विनाशं गतोऽपि हे जगत्प्रदीप ! भुवनानि कथं प्रकाशयसि ? सकलभुवनलोके प्रकाशः {प्रकटोऽपि अप्रकाशोऽप्रकटः} कथं भवसि {इत्यद्भुतम् ।} पक्षे निर्वाणं-मोक्षः । न विद्यते प्रयासः{-यासो} यस्य ॥ १४ ॥

शब्दार्थ

निव्वाण ([2]निर्वाण)=(१) नाश; (२) मोक्ष.
गअ (गत)=गयेल.
निव्वाणगओ=(१) नाश पामेल, बुझाइ गयेल; (२) मोक्षे गयेल, मुक्तिने पामेल.
वि (अपि)=पण.
जग (जगत्)=जगत्, दुनिया.
पईव (प्रदीप)=प्रदीप, प्रकृष्ट दीवो.
जगप्पईव !=हे जगत्-प्रदीप !
भुवणाइं (भुवनानि)=भुवनोने, दुनियाओने.
कह (कथं)=केवी रीते.
पयासेसि (प्रकाशयसि)=प्रकाशित करे छे.
सयल (सकल)=समस्त, सर्व.
भुवण (भुवन)=भुवन.
पयास (प्रकाश)=प्रकाश, तेज.
सयलभुवणप्पयासो=समस्त भुवनोने विषे प्रकाश छे जेनो एवो.
अप्पयासो (अप्रकाशः)=प्रकाश रहित.
अप्पयासो (अप्रयासः)=प्रयत्न रहित.
कहं (कथं)=केम.
होसि (भवसि)=तुं छे.

पद्यार्थ

विo—"हे जगत्-प्रदीप ! तुं बुझाइ गया छतां ( चौद ) भुवनोने केवी रीते प्रकाशित करे छे ? वळी समस्त भुवनोने विषे प्रकाशवाळो होवा छतां तुं ( जाते ) केम प्रकाश रहित छे ?"

---

१ लाक्षणिक तेमज अलाक्षणिक एवा दीर्घ अने अनुस्वारथी पर एवा शेष अने आदेशनो द्विर्भाव न थाय.

२ हैम अनेकार्थसंग्रह ( का० २, श्लो० ८०८ )मां कह्युं पण छे के—
"निर्वाणं मोक्षनिर्वृत्योर्विध्याते करिमज्जने."

પરિ૦—"હે ભુવન-પ્રદીપ! તું મોક્ષે ગયો છે, વાસ્તે તો તું (સર્વ) ભુવનોને પ્રકાશિત કરે છે. વળી તું સમસ્ત ભુવનોને વિષે પ્રકાશવાળો છે (તે યોગ્ય છે, કેમકે) તું (રાગ-દ્વેષાદિજન્ય) પ્રયત્ન વિનાનો છે."—૧૪

## સ્પષ્ટીકરણ

૩૫-સિદ્ધિ—

'सर्वत्र०'થી अप्रकाश અને अप्रयास નાં अपकाश અને अपयाश રૂપ થાય છે. 'अनादौ०'-થી अप्पकाश અને अप्पयाश અને 'शषोः सः' થી अप्पयास અને अप्पकास બને છે. 'क-ग-च०' થી अप्पकास નું अप्पआस થાય અને 'अवर्णो०' થી अप्पयास થાય છે.

* * * *

**सासायणाण जंतूणं सामि! दिंतो अणंतसंसारं।**
**आसाइअधम्माणं अइरा कह देसि सिद्धिसुहं? ॥ १५ ॥**

**[ साशातनानां जन्तूनां स्वामिन्! ददनन्तसंसारम्।**
**आशातित(आसादित)धर्माणामचिरात् कथं ददासि सिद्धिसुखम् ॥ ]**

अवचूर्णिः

सेति। सह आशातनया {-धर्महीनतया} वर्तन्ते ये तेषां {जन्तूनां} अनन्तसंसारं ददत्। आशातितधर्माणां अचिरात् कथं ददासि सिद्धिसुखं {इति दुर्घटम्}। पक्षे तु सास्वादनानां–द्वितीयगुणस्थानवतां {जन्तूनामनन्तसंसारं ददिदित्यविरोधः। प्राप्तः-} आसादितः {वा} प्राप्तः {स्पृष्टोऽनुभूतो} धर्मो येन ॥ १५ ॥

## શબ્દાર્થ

सासायणाण (साशातनानां)=આશાતનાથી યુક્ત.
सासायणाण (सास्वादनानां)=સાસ્વાદન (નામના દ્વિતીય ગુણસ્થાન)થી યુક્ત.
जंतूणं (जन्तूनां)=પ્રાણીઓને.
सामि! (स्वामिन्)=હે નાથ!
दिंतो (ददत्)=આપતો.
अणंत (अनन्त)=અનન્ત, અપાર.
संसार (संसार)=સંસાર, ભવ.
अणंतसंसारं=અનન્ત સંસારને.
आसाइअ (आशातित)=આશાતના કરેલ, અવગણના કરેલ.
आसाइअ (आसादित)=પ્રાપ્ત કરેલ, પામેલ.
धम्म (धर्म)=ધર્મ.
आसाइअधम्माणं=(૧) આશાતના કરી છે ધર્મની જેમણે એવાને; (૨) પ્રાપ્ત કર્યો છે ધર્મ જેમણે એવાને.
अइरा (अचिरात्)=સત્વર, જલદી.
कह (कथं)=કેમ.
देसि (ददासि)=તું આપે છે.
सिद्धि (सिद्धि)=સિદ્ધિ, મુક્તિ.
सुह (सुख)=સુખ.
सिद्धिसुहं=મુક્તિના સુખને.

## પદ્યાર્થ

વિ૦—"હે નાથ! આશાતના કરનારા પ્રાણીઓને અનન્ત સંસાર આપનારો તું હોવા છતાં જેમણે ધર્મની આશાતના કરી છે એવાને તું જલદી મુક્તિ-સુખ કેમ આપે છે?"

પરિ૦—"હે પ્રભુ! (શાસનની) આશાતના કરનારા પ્રાણીઓને અનન્ત ભવ (સુધી રખડપટ્ટી) આપનારો તું, જેમણે ધર્મને (યોગ્ય રીતે) પ્રાપ્ત કર્યો છે તેમને સત્વર સિદ્ધિ-સુખ સમર્પે છે તે (યુક્ત જ છે)."—૧૫

## સ્પષ્ટીકરણ

**પાઠાન્તર-વિચાર—**

दिंतो ને બદલે दिट्ठो એમ મારી ત્રણ પ્રતિઓ પૈકી એકમાં પાઠાન્તર છે, પરંતુ અવચૂર્ણિકારે કરેલા અર્થ ઉપર ખ્યાલ આપતાં તે યોગ્ય જણાતો નથી, જોકે એનાથી પણ અર્થ તો સ્ફુરે છે.

પંડિતજી ટિપ્પણમાં સૂચવે છે તેમ તેની પ્રતિમાં મૂળ પાઠ 'सामितो' છે, પરંતુ તે બરાબર નહિ લાગવાથી, તેમણે લખેલી પ્રતમાં म ને બદલે स લખાયાની જાણીતી પ્રથા તરફ લક્ષ્ય આપી सासितो પાઠ સૂચવી અર્થ કર્યો છે. મારી નમ્ર સમાજ પ્રમાણે તો 'सामितो' પાઠને બદલે सामि दिंतो પાઠ શુદ્ધ છે. એમને મળેલી પ્રતિમાંથી दिं પાઠ ઊડી ગયો લાગે છે.

વળી આ પદ્યના પંડિતજીએ પસંદ કરેલ નિમ્ન-લિખિત પૂર્વાર્ધ—

"सासायणाण जंतूणं सासितो अणंतसंसारं"

—તરફ દૃષ્ટિપાત કરતાં પ્રથમ ચરણમાં ૧૨ માત્રા અને દ્વિતીય ચરણમાં ૧૬ માત્રાઓ જણાય છે, જ્યારે सासितो ને બદલે सामि! दिंतो પાઠ (કે જે મારી પાસેની પ્રતિઓમાં છે તે) રાખતાં બે માત્રા વધારે મળે છે, એટલે છંદોભંગ થતો અટકે છે.

**રૂપ-સિદ્ધિ—**

'सर्वत्र०'થી सास्वादन નું सासादन રૂપ થાય છે. 'शषोः सः'થી साशातन નું सासातन રૂપ બને છે. 'क-ग-च०' સૂત્રથી આ બંનેનું सासाअन રૂપ થાય છે. 'अवर्णो०' થી सासायन બને છે અને 'नो णः' સૂત્રથી सासायण થાય છે. 'न दीर्घा०'થી દ્વિર્ભાવ થતો નથી.

✻ ✻ ✻ ✻

समणाण वीअभूओ वि सत्तमो संजयाण कह णु तुमं?।
कह नाह[1]! सत्तजिट्ठो वि नट्ठमो होसि भुवणम्मि? ॥ १६ ॥

[श्रमणानां द्वितीय(बीज)भूतोऽपि सप्तमः (सत्तमः) संयतानां कथं नु भवसि?।
कथं नाथ! सप्त(सत्त्व)ज्येष्ठोऽपि नाष्टमो भवसि (नष्टमोहोऽसि) भुवने ॥]

---

१ પંડિતજીની આવૃત્તિમાં આ શબ્દ ભૂલથી રહી ગયેલો જણાય છે.

अवचूर्णिः

समणाणेति । श्रमणानां द्वितीयभूतोऽपि सप्तमः संयतानां त्वं कथम्? । नु {इति} विस्मये {अत्र} । कथं सप्तानां ज्येष्ठोऽपि न अष्टमो भवसि {इति दुर्घटम्} पक्षे बीजभूतः-कारणकल्पः सत्तमः सत्त्वेन {-साहसेन} ज्येष्ठः {प्रशस्यतरः वृद्धतरो वा} नष्टो मोहो यस्य ॥ १६ ॥

## શબ્દાર્થ

**समणाण** (श्रमणानां)=શ્રમણોમાં, સાધુઓમાં.
**बीय** (द्वितीय)=દ્વિતીય, બીજો.
**बीअ** (बीज)=બીજ.
**भूअ** (भूत)=જેવો.
**बीअभूओ**=(૧) બીજા જેવો; (૨) બીજ જેવો.
**सम** (शम)=શમ.
**णाण** (ज्ञान)=જ્ઞાન.
**समणाणबीअभूओ**=શમ અને જ્ઞાનના બીજરૂપ.
**वि** (अपि)=પણ.
**सत्तमो** (सप्तमः)=સાતમો.
**सत्तमो** (सत्तमः)=શ્રેષ્ઠ, ઉત્તમ.
**संजयाण** (संयतानां)=સંયમીઓમાં.
**कह** (कथं)=કેમ.
**णु** (नु)=ખરેખર.
**तुमं** (त्वं)=તું.
**नाह!** (नाथ!)=હે નાથ!
**सत्त** (सप्तन्)=સાત.
**सत्त** (सत्त्व)=સત્ત્વ, સાહસ
**सत्त** (सक्त)=આસક્ત.
**सत्त** (शक्त)=શક્ત.
**जिट्ठ** (ज्येष्ठ)=જયેષ્ઠ, મોટો.
**सत्तजिट्ठो**=(૧) સાતથી મોટો; (૨) સત્ત્વથી જ્યેષ્ઠ; (૩) સૌથી વધારે આસક્ત; (૪) શક્તિશાળીઓમાં ઉત્તમ.
**न**=નહિ.
**अट्ठमो** (अष्टमः)=આઠમો.
**होसि** (भवसि)=તું છે.
**नट्ठ** (नष्ट)=નાશ પામેલ.
**मोह** (मोह)=મોહ.
**नट्ठमोहो**=નાશ પામ્યો છે મોહ જેનો એવો.
**सि** (असि)=તું છે.
**भुवणम्मि** (भुवने)=જગતમાં.

## પદ્યાર્થ

વિ૦—"(હે નાથ!) શ્રમણોમાં દ્વિતીય હોવા છતાં તું સંયમીઓને વિષે સાતમો કેમ છે [ અથવા શ્રમણોમાં બીજ જેવો (લઘુ) હોવા છતાં તું સંયમીઓને વિષે ઉત્તમ કેમ છે ]? વળી સાતથી મોટો હોવો છતાં તું જગત્માં આઠમો કેમ નથી [ અથવા તું આસક્ત (રાગી)માં મોટો હોવા છતાં નિર્મોહ કેમ છે ]?"

પરિ૦—"(હે નાથ!) (શ્રમણ-માર્ગની ઉત્પત્તિ-પ્રવૃત્તિના કારણરૂપ એટલે) શ્રમણોના બીજ સમાન (એટલે કે તેમની ઉત્પત્તિ-પ્રવૃત્તિના હેતુરૂપ) [ અથવા શમ અને જ્ઞાનનાં બીજભૂત ] તું છે, એથી તું સંયમીઓમાં શ્રેષ્ઠ છે. વળી તું સાહસથી જ્યેષ્ઠ છે [ અથવા તું સમર્થ (પુરૂષો)માં શ્રેષ્ઠ છે ], એથી તો તેં જગત્માં મોહનો નાશ કર્યો છે."—૧૬

## સ્પષ્ટીકરણ

**વિશેષતાઓ—**

આ પદ્યમાં ખાસ કરીને અંકસૂચક શબ્દના દ્વિઅર્થીપણાને લક્ષ્યમાં રાખીને કવિરાજે વિરોધ ઊભો કર્યો છે. આના પછીના પદ્યમાં પણ એ શબ્દ-છળને સ્થાન આપવામાં આવ્યું છે ખરૂં, પરંતુ તે ફક્ત પૂર્વાર્ધ પૂરતું જ છે.

આ પદ્યમાં वीअभूओ ગત 'भूअ' શબ્દ, ઉત્તર પદ્યમાં नयणामयभूअं ગત 'भूअ' શબ્દ તેમજ ૨૩ મા પદમાં विसन्नवीसामठाम्रभूअंમાનો 'भूअ' શબ્દ 'સમાન'વાચી હોવાથી તે સૂત્રકૃતાંગ(૨, ૭, ૭)ગત तसभूएहिं પાઠનું સ્મરણ કરાવે છે. સાથે ભક્તામરના દશમા પદ્યગત भुवणभूषणभूत! नाथ! એ પદની પણ સ્મૃતિ કરાવે છે.

આવે સ્થળે 'ભૂત' શબ્દ સમાનવાચી ગણાય છે એ વાતનું હૈમ અનેકાર્થ૦ (કા૦ ૨, શ્લો૦ ૧૯૬-૧૯૭) સમર્થન કરે છે, કેમકે ત્યાં કહ્યું છે કે "भूतं सत्योपमानयोः ॥ प्राते-ऽतीते पिशाचादौ पृथ्व्यादौ जन्तुयुक्तयोः".

અજૈન ગ્રન્થો પૈકી મહર્ષિ પતંજલિના નિમ્ન-લિખિત—

"यत् तर्हि तद्भिन्नेषु अभिन्नं च्छिन्नेषु अच्छिन्नं सामान्यभूतं स शब्दः"

—મહાભાષ્ય ઉપર કૈયટે પ્રદીપમાં વિવરણ કરતાં 'सामान्यमिव सामान्यभूतं' એવો જે ઉલ્લેખ કર્યો છે તે આની સાક્ષી પૂરે છે. વિશેષમાં મેદિની કોશ (પૃ. ૪૧)માંનું નિમ્ન-લિખિત અવતરણ જોતાં એ સંબંધમાં જરા પણ શંકા રાખવાની જરૂર રહેતી નથી.

"भूतं क्ष्मादौ पिशाचादौ, जन्तौ क्लीवे त्रिषूचिते ।
प्राप्ते वृत्ते समे सत्ये देवयोन्यन्तरे तु ना ॥"

**વિરોધજનક સાધન—**

नट्ठमोहोसि ની પદચ્છેદાત્મક તેમજ સંધિસ્વરૂપી વિચિત્રતા વિરોધ અને પરિહારમાં સાધન-રૂપ થઇ પડી છે. વિરોધાત્મક અર્થ કરતી વેળા न+अट्ठमो+होसिએ પ્રમાણેનાં ત્રણ પદો અને પરિહાર કરતી વખતે नट्ठमोहो+सि એ પ્રમાણે બે પદો સમજવાનાં છે. न અને अट्ठमोની સંધિ સંસ્કૃત ભાષાના સંધિના નિયમ પ્રમાણે नाट्ठमो થાય, પરંતુ પ્રાકૃતની વિશેષતાને ધ્યાનમાં લેતાં પ્રાકૃતમાં नट्ठमो થાય છે.

**રૂપ-સિદ્ધિ—**

'शषोः सः' થી शक्त નું सक्त રૂપ થાય છે. 'क-ग-ट०' થી सक्त નું सत અને 'अनादौ०' થી सत નું सत्त બને છે, 'सर्वत्र०' થી सत्त्व નું सत्त થાય છે.

'अन्त्यव्यंजनस्य' એ સૂત્રથી सतत् નું सत થાય. 'क-ग-ट०' થી सत થાય અને 'अनादौ०' થી सत्त થાય.

* * * *

**कह पयडियवीसासं पि वहसि रूवं पयासिअदसासं ।**
**जिण ! नयणामयभूअं पि कारणं दंसणवरस्स ? ॥ १७ ॥**

**[ कथं प्रकटितविंशत्याशं ( विश्वासं ) अपि वहसि रूपं प्रकाशितदशाशम् ।**
**जिन ! नयनामय( नयनामृत )भूतमपि कारणं दर्शनवरस्य ॥ ]**

अवचूर्णिः

कहेति । प्रकटिता विंशतिः {-द्विदशसङ्ख्या} आशा-दिशो येन तदपि रूपं वहसि प्रकटितदशाशम् । नयनानामामयो-रोगः तद्भूतं {-तत्कल्पं} अपि कारणं-निमित्तं दर्शनवरस्य {प्रधानावलोकनस्येत्यर्थः । असम्बद्धश्चायम् } । पक्षे प्रकटितविश्वासं-प्रकाशितविश्वसनीयत्वं नयनानाममृतभूतं दर्शनानां-सम्यक्त्वानां वरं-क्षायिकं तस्य कारणम् ॥ १७ ॥

## શબ્દાર્થ

**कह** (कथं)=કેમ.
**पयडिय** (प्रकटित)=પ્રકટ કરેલ.
**वीसा** (विंशति)=વીસ.
**आसा** (आशा)=દિશા.
**वीसास** (विश्वास)=વિશ્વાસ, શ્રદ્ધા, ભરોસો.
**पयडियवीसासं**=(૧) પ્રકટ કરી છે વીસ દિશાને જેણે એવું; (૨) પ્રકટ કર્યો છે વિશ્વાસ જેણે એવું.
**पि** (अपि)=પણ.
**वहसि** (वहसि)=તું ધારણ કરે છે.
**रूवं** (रूपं)=રૂપને.
**पयासिअ** (प्रकाशित)=પ્રકાશ પમાડેલ.
**दस** (दशन्)=દશ.
**पयासिअदसासं**=પ્રકાશ પાડ્યો છે દશ દિશાને વિષે જેણે એવું.
**जिण!** (जिन!)=હે જિન!, હે તીર્થંકર!
**नयण** (नयन)=નેત્ર, આંખ.
**आमय** (आमय)=રોગ.
**अमय** (अमृत)=અમૃત, સુધા.
**भूअ** (भूत)=જેવું.
**नयणामयभूअं**=(૧) નેત્રને રોગરૂપ; (૨) નેત્રને અમૃતરૂપ.
**कारणं** (कारण)=કારણ, હેતુ.
**दंसण** (दर्शन)=(૧) દર્શન, જોવું તે; (૨) સમ્યક્ત્વ, યથાર્થ શ્રદ્ધાન.
**वर**=ઉત્તમ.
**दंसणवरस्स**=(૧) ઉત્તમ દર્શનના; (૨) ઉત્તમ સમ્યક્ત્વના.

## પદ્યાર્થ

વિ૦—"હે જિન! વીસ દિશાને પ્રકટ કરનારૂં (તારૂં) રૂપ હોવા છતાં દશ દિશા ઉપર પ્રકાશ પાડનારૂં રૂપ તું કેમ ધારણ કરે છે? વળી એ રૂપ નેત્રને રોગ રૂપ હોવા છતાં ઉત્તમ દર્શનના કારણરૂપ કેવી રીતે છે?"

પરિ૦—"હે તીર્થંકર! જેણે વિશ્વાસ સંપાદન કર્યો છે એવું અને એથી કરીને તો દશ દિશાને પ્રકાશિત કરનારૂં રૂપ તું ધારણ કરે છે. વળી તારૂં રૂપ નયનને અમૃતરૂપ હોવાથી તો તે ( ક્ષાયિક નામના ) ઉત્તમ સમ્યક્ત્વના કારણભૂત બને છે."—૧૭

---

૧ 'दिसासं' इति घ-पाठः ।

## સ્પષ્ટીકરણ

પાઠાન્તર-વિચાર—

પંડિતજીની આવૃત્તિમાં આ પદ્યનું પૂર્વાર્ધ નીચે મુજબ છે:—

"कह पयडीअदिसासं पि वहसि रूवं पयासिअदिसासं."

આનું વિવરણ કરતાં कह અને पय०ની વચ્ચે અવગ્રહ સૂચવી તેમણે એવો અર્થ કર્યો છે કે "હે જિન! તું જે જાતના રૂપને ધારણ કરે છે તે અપ્રકટિતદિગાસ્ય છતાંય પ્રકાશિત-દિગાસ્ય છે-ખરી રીતે તો જે રૂપ દિશામુખોને ન પ્રકટાવતું હોય તે દિશાઓને પ્રકાશિત કરે ખરૂં? ન જ પ્રકાશિત કરી શકે. આમ છતાં ય તારૂં રૂપ તો વિચિત્ર છે."

આ પ્રમાણે વિરોધાત્મક અર્થ સૂચવ્યા બાદ તેઓ કથે છે કે—"આ પૂર્વાર્ધ બરાબર સમજાતું નથી." અશુદ્ધ પાઠ હોવાથી અર્થ સ્ફુરે નહિ એ દેખીતું છે એટલે આમાં કંઇ પંડિ-તજીનો દોષ નથી. પરંતુ अपयडीयदिसासं નું अप्रकटितदिगास्य સૂચવતાં તેમણે पयडीयनुं જે प्रकटित રૂપાન્તર સૂચવ્યું છે તે શું ચિન્ત્ય નથી?

રૂપ-સિદ્ધિ—

'सर्वत्र०' થી विश्वासनुं विशास અને 'लुप्तय-व०'થી वीशास થાય અને 'शषोः सः'થી वीसास થાય. '[2]विंशत्यादेर्लुक्' ( ८-१-२८ ) સૂત્રથી विंशतिनुं विशति થાય. 'शषोः सः'થી એનું विसति થાય. '[3]ईर्जिह्वा-सिंह-त्रिंशद्-विंशतौ त्या' ( ८-१-९२ )થી वीसति થાય. [4]'स्त्रियामादविद्युतः' ( ८-१-१५ )થી वीसात् થાય. 'अन्त्य०' થી वीसा થાય.

'[5]ऋतोऽत्' ( ८-१-१२६ ) સૂત્રથી नयनामृतनुं नयनामत રૂપ થાય. 'क-ग-च०' થી नयनामअ, 'अवर्णो०' થી नयनामय અને 'नो णः' થી नयणामय થાય છે.

* * * *

अविरामं पि जइमयं अवरिट्ठं तिहुअणस्स वि वरिट्ठं ।
कह निच्छिअं पि मुणिवइ ! अणिच्छिअं देसि सुहनिवहं ॥ १८ ॥

[अविराममपि यतिमयं ( यतिमतं ) अवरिष्ठं ( अपरेष्टं ) त्रिभुवनस्यापि वरिष्ठम् ।
कथं निश्चितं अपि मुनिपते ! अनिश्चितं ( अनिष्टं ) ददासि सुखनिवहम् ॥ ]

---

१ આનો પરિહારરૂપ અર્થ પંડિતજીએ સૂચવેલ નથી.
२ विंशति વગેરે શબ્દોના અનુસ્વારનો લોપ થાય છે.
३ जिह्वा, सिंह, त्रिंशत् અને विंशति શબ્દના इ નો ई થાય.
४ विद्युत् શબ્દને છોડીને નારીજાતિવાળા શબ્દોના અંત્ય વ્યંજનનો आ થાય છે.
५ ऋ નો अ થાય છે.

## अवचूर्णिः

अविराममिति । न विद्यते विरामो-विरतिर्यत्र तमसि यतिभिः-विरामैर्निर्वृत्तं यतिमयं अवरिष्ठं {-अप्रधानतरं} त्रिभुवनस्यापि वरिष्ठं निश्चितं {-निष्ठीभूतमपि} अनिश्चितं सुखनिवहं ददासि {इत्यसङ्गतिः} । पक्षे यतीनां मतं-अभिप्रेतं, 'अवरिट्ठं' ति उपरि त्रिभुवनस्यापि, 'अणिच्छियं पि' त्ति अनिष्टम्-अप्रार्थितं {इत्यर्थः} । सुखनिवहस्य विशेषणानि [1]शेषाणि ॥ १८ ॥

## શબ્દાર્થ

अविरामं (अविरामं)=વિરામ વિનાનું, શાશ્વત.
पि (अपि)=પણ.
जइ (यति)=(૧) વિરામ; (૨) યતિ, મુનિ.
मय (मय)=પ્રચુરતાવાચક શબ્દ.
मय (मत)=(૧) વલ્લભ, અભીષ્ટ; (૨) સંમત.
जइमयं=(૧) વિરામમય; (૨) મુનિઓને અભીષ્ટ.
अवरिट्ठं (अवरिष्ठं)=ઉત્તમ નહિ એવા.
अवर (अपर)=અપર, અન્ય.
इट्ठ (इष्ट)=ઇષ્ટ, વાંછેલ.
अवरिट्ठं=અન્યને ઇષ્ટ.
तिहुअणस्स (त्रिभुवनस्य)=ત્રિભુવનનું, ત્રૈલોક્યનું.
वि (अपि)=પણ.
वरिट्ठं (वरिष्ठं)=ઉત્તમ.
कह (कथं)=કેમ.
निच्छिअं (निश्चितं)=નિશ્ચિત, નિર્ણીત.
मुणि (मुनि)=મુનિ.
वइ (पति)=નાથ, સ્વામી.
मुणिवइ!=હે મુનિરાજ!
अणिच्छिअं (अनिश्चितं)=અનિશ્ચિત.
अणिच्छिअं (अनिष्टं)=અપ્રાર્થિત, માંગ્યા વિનાના.
अण (जन)=માનવ.
इच्छिअ (इष्ट)=ઇચ્છેલ, ચાહેલ.
मुणिवइअणिच्छिअं=મુનિપતિરૂપ જનોએ ઇચ્છેલ.
देसि (ददासि)=તું આપે છે.
सुह (सुख)=સુખ.
निवह (निवह)=સમૂહ.
सुहनिवहं=સુખના સમૂહને.

## પદ્યાર્થ

વિ૦—"હે મુનીશ્વર! વિરામ વિનાના છતાં વિરામમય, ઉત્તમ નહિ હોઇ ત્રિભુવનને પણ ઉત્તમ તથા નિશ્ચિત હોવા છતાં પણ અનિશ્ચિત એવા સુખ-સમૂહને તું કેમ અર્પે છે?"

પરિ૦—"( હે યોગિરાજ! ) વિરામ વિનાના ( શાશ્વત ) અને એથી કરીને મુનિઓને વલ્લભ [ અથવા સંમત ], વળી અન્ય (અજૈન) જનોને પણ ઇષ્ટ અને એથી તો ત્રૈલોક્ય(વાસી

---

१ 'सर्वाणि' इति ग-पाठः ।

૨ 'યતિ' શબ્દ છંદઃશાસ્ત્રમાં વિરામ અર્થમાં સુપ્રસિદ્ધ છે. એની અનેકાર્થતાને માટે હૈમ અનેકાર્થ૦ (કા૦ ૨, શ્લો૦ ૨૦૨ )માં કહ્યું છે કે "यतिर्निकारे विरतौ भिक्षौ."

૩ અત્ર अन्+इष्ट એમ પદ સમજી, નહિ વાંછેલ-અપ્રાર્થિત એવો અર્થ કરવામાં આવ્યો છે.

જનો )ને માટે પણ ઉત્તમ તેમજ વળી નિશ્ચિત તથા [1]અપ્રાર્થિત [ અથવા નિર્ણીત એટલા માટે મુનિપતિ જનોએ વાંછેલ ] એવા સુખ-સમૂહને તું આપે છે."—૧૮

રૂપ-સિદ્ધિ—

यतिमय અને यतिमत એ બેનું 'आदेर्यो जः' (૮-૧-૨૪૫)થી [2] जतिमय અને जतिमत રૂપ થાય. 'क-ग-च०' થી जतिमतनुं जतिमअ થાય અને 'अवर्णो०' થી जतिमय થાય.

[3]'ष्टस्यानुष्ट्रेष्टासन्दष्टे' (૮-૨-૩૪)થી इष्टनुं इठ થાય. 'अनादौ०'થી इट्ठ થાય અને 'द्वितीय०'થી इट्ठ બને.

'[4]पो वः' (૮-૧-૨૩૧)થી अपरनुं अवर રૂપ થાય. अवर અને इट्ठनी સંધિ થતાં अवरिट्ठ થાય. જેમ इष्टनुं इट्ठ બન્યું તેમ अवरिष्टनुं अवरिट्ठ થાય.

* * * *

[5]सामपउत्तिपसत्तो कहं सि वेअत्तईक्कसत्तू वि ।
कह णु विसंको वि पयावइ त्ति पयडं वहसि सद्दं ? ॥ १९ ॥

[सामप्रयुक्ति( प्रवृत्ति )प्रसक्तः कथं असि वेदत्रय्येकशत्रुरपि ।
कथं नु वृषाङ्कोऽपि प्रजापतिरिति प्रकटं वहसि शब्दम्? ॥ ]

अवचूर्णिः

सामेति । साम्नः—सामाख्यवेदस्य प्रयुक्तिः {—आसक्तः कथं} सीति प्राकृतत्वात् असीत्यस्यार्थे च {वर्तते} त्वमित्यस्य वाऽर्थे । वेदानां—श्रुतीनां [7]त्रयस्यै[8]कः शत्रुरपि कथं नु वृषाङ्कः—शङ्करोऽपि । प्रजापतिः {—ब्रह्मा} इति {प्रकटं} शब्दं धत्से {इत्ययुक्तम्} । पक्षे साम्नः—प्रियस्य {प्रयोगप्रवृत्तः} वेदानां—ऋग्यादीनां त्रयस्यै एकशत्रुः तस्य क्षय[9]कृत्त्वात् । विशङ्कः—असंशयः प्रजानां {—लोकानां} पतिः ॥ १९ ॥

---

૧ કહેવત છે કે 'માંગ્યા વિના તો મા પણ ન પીરસે'. આથી પ્રભુ પરમ કૃપાળુ હોવાથી માંગ્યા વિના સુખ અર્પે એમાંજ એનું મહત્ત્વ છે. માંગે ત્યારે તો સામાન્ય જન પણ આપે. વિશિષ્ટ જન મંગાવવા સુધી રાહ ન જોવડાવતાં સ્વયં આપે એમાંજ એની વિશિષ્ટતા છે.

૨ પદની આદિમાં य હોય તો તેનો ज થાય.

૩ उष्ट्र, इष्टा અને सन्दष्ट સિવાય અન્યત્ર ष्ट નો ठ થાય.

૪ સ્વરથી પર, જોડાક્ષરથી વર્જિત અને આદિમાં ન હોય એવા प નો व થાય.

૫ 'सामि' इति घ-पाठः ।

૬ 'लक्षणे' इति ग-पाठः । ७-८ 'त्रय्या एकः' इति प्रतिभाति । ९ 'कर्तृत्वात्' इति ग-पाठः ।

## શબ્દાર્થ

**साम** (सामन्)=(૧) સામ (વેદ); (૨) શાન્તિ.
**सामा** (श्यामा)=શ્યામા, લલના.
**पउत्ति** (प्रयुक्ति)=પ્રયોગ.
**पउत्ति** (प्रवृत्ति)=પ્રવૃત્તિ.
**पसत्त** (प्रसक्त)=પ્રસક્ત, આસક્ત, રાગી.
**सामपउत्तिपसत्तो**=(૧) સામની પ્રયુક્તિને વિષે આસક્ત; (૨) શ્યામાની પ્રવૃત્તિને વિષે પ્રસક્ત; (૩) શાન્તિની પ્રવૃત્તિના રાગી.
**कहं** (कथं)=કેમ.
**सि** (असि)=તું છે.
**वेअ** (वेद)=( લોકપ્રસિદ્ધ ) વેદ; (૨) વેદ, જૈન પારિભાષિક શબ્દ.
**तई** (त्रयी)=ત્રણનો સમૂહ.
**इक्क** (इक)=એક, અદ્વિતીય.
**सत्तु** (शत्रु)=શત્રુ, દુશ્મન.
**वेअत्तईक्कसत्तू**=(૧) (ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ) ત્રણ વેદોનો અસાધારણ શત્રુ; (૨) (પુરૂષ-વેદ, સ્ત્રી-વેદ અને નપુંસક-વેદ એ) ત્રણ વેદોનો અદ્વિતીય દુશ્મન.
**वि** (अपि)=પણ.
**कह** (कथं)=કેમ.
**णु** (नु)=ખરેખર.
**विस** (वृष)=(૧)=બળદ; (૨) ધર્મ.
**अंक** (अङ्क)=ચિહ્ન.
**विसंको**=(૧) બળદના ચિહ્નવાળો, **મહાદેવ**; (૨) ધર્મથી લક્ષિત.
**विसंको** (विशङ्क:)=નિઃસંશય.
**पयावइ** (प्रजापति)=(૧) **પ્રજાપતિ, બ્રહ્મા**; (૨) પ્રજાનો સ્વામી.
**त्ति** (इति)=એમ.
**पयडं** (प्रकटं)=પ્રકટપણે, પ્રસિદ્ધ રીતે.
**वहसि** (वहसि)=તું ધારણ કરે છે.
**सद्दं** (शब्दं)=શબ્દને.

## પદ્યાર્થ

વિ૦—"સામ ( વેદ )ની પ્રયુક્તિને વિષે આસક્ત હોવા છતાં તું ત્રણે વેદોનો અસાધારણ શત્રુ કેમ છે [અથવા તું (પુરૂષાદિ) ત્રણે વેદોનો અદ્વિતીય દુશ્મન હોવા છતાં શ્યામાની પ્રવૃત્તિમાં રાગી કેમ છે ]? વળી તું મહાદેવ હોવા છતાં બ્રહ્મા એવા શબ્દને પ્રકટપણે કેમ ધારણ કરે છે?"

પરિ૦—"તું શાન્તિની પ્રવૃત્તિનો રાગી છે એટલે તું (પુરૂષાદિ) ત્રણે વેદોનો અનુપમ શત્રુ છે (તે વાત બરાબર છે). વળી તું ધર્મથી અંકિત છે, તેથી તું પ્રજાપતિ એવું બિરૂદ પ્રકટપણે વહન કરે છે [ અથવા તું નિઃસંશય પ્રજાપતિ એવો ઇલ્કાબ ધારણ કરે છે ]."—૧૯

## સ્પષ્ટીકરણ

વેદ-ત્રય—

મોહનીય કર્મના ભેદોમાં નોકષાયવેદનીય પણ આવી જાય છે ( જુઓ પૃ૦ ૨૦૫). આના જે નવ ભેદો આ પૃષ્ઠમાં ગણાવ્યા છે, તે પૈકી પુરૂષ-વેદ, સ્ત્રી-વેદ અને નપુંસક-વેદ એ ત્રણનો અત્ર ઉલ્લેખ છે.

શ્લેષ્મનો પ્રકોપ થતાં ખાટું ખાવાની જેમ અભિલાષા થાય તેમ જે વેદના ઉદય દરમ્યાન સ્ત્રી સાથે ભોગ ભોગવવાની ઉત્કણ્ઠા થાય તે 'પુરૂષ-વેદ' ( મોહનીય ) છે. એવી રીતે

પુરૂષની સાથે ભોગ ભોગવવાની અભિલાષા જે વેદના ઉદયથી થાય તે 'સ્ત્રી-વેદ' છે. જેમ બંને ધાતુના ઉદયકાળમાં માર્જિત વગેરે દ્રવ્યોની અભિલાષા થાય છે, તેમ જે વેદના ઉદયથી સ્ત્રી તેમજ પુરૂષ એ બંને સાથેના ભોગની વાંછા થાય તે 'નપુંસક-વેદ' છે. तत्त्वार्थ( અ૦ ૮, સૂ૦ ૧૦ )ના સ્વોપજ્ઞ ભાષ્ય ( પૃ૦ ૧૪૨ )માં સૂચવ્યા મુજબ આ ત્રણ વેદોને તૃણ, કાષ્ઠ અને કરીષની ઉપમા આપવામાં આવે છે.

३५-सिद्धि—

'ह्रस्वात् थ्य-श्च-त्स-प्सामनिश्चले' (८-२-२१)थी अनिश्चितनुं अनिछित थाय. 'अनादौ०'थी अनिछित थाय अने 'द्वितीय०'थी अनिच्छित थाय. 'क-ग-च०'थी अनिच्छिअ थाय. 'नो णः'थी अणिच्छिअ बने.

'ह्रस्वः०'थी श्यामाप्रवृत्तिनुं श्यामप्रवृत्ति [1] थाय. 'उदृत्वादौ' (८-१-१३१) सूत्रथी श्यामप्रउत्ति थाय. 'क-ग-च०'थी शामप्रउत्ति थाय. 'सर्वत्र०'थी शामपउत्ति थाय. 'शषोः सः' थी सामपउत्ति थाय.

ॐ ॐ ॐ ॐ

**कह मंसलुद्धरयणिअरपरिगयं पुंडरीअरिंछोलिं ।**
**वारिअअसइपरिग्गह ! परिग्गहे कुणसि चलणाणं ? ॥ २० ॥**

[कथं मांसलुब्धरजनिचर( मांसलोर्ध्वरजोनिकर )परिगतां पुण्डरीकश्रेणिम् ।
वारितासतीपरिग्रह ! परिग्रहे करोषि चरणानाम् ? ॥]

अवचूर्णिः

कहमिति । मांसलुब्धा—गृध्रास्ते च ते रजनिचराश्च तैः परिगतम् । पुण्डरीकाणां—व्याघ्राणां रिंछोलिः {इति देशीयवचनेन} आली ताम् । {अत्र मांसलुब्धा रदा—दन्तास्तेषां निकरेण परिगता व्याघ्रपङ्क्तिस्ताम् } । वारितो—निषिद्धोऽसतां(?)—क्रूराणां परिग्रहो येन । कथं पादानां परिग्रहं करोषि {इति दुर्योजम्} । पक्षे मांसलो—वहलः ऊर्ध्वं—उपरि यो रजसः—पुष्पपरागस्य निकरस्तेन परिगताम् । पुण्डरीकाणां—पद्मानाम् {आलिम् } ॥ २० ॥

---

१ निश्चल શબ્દને છોડીને -હ્રસ્વથી પર थ्य, श्च, त्स અને प्स એ ચાર જોડાક્ષરનો छ થાય.

२ ऋतु વગેરે શબ્દોના ऋ નો उ થાય છે.

३ 'रद०' इत्यपि । ४ 'चेष्टितम्' इति ग-पाठः । ५-६ 'पौण्ड०' इति घ-पाठः ।

## શબ્દાર્થ

कह (कथं)=કેમ.
मंस (मांस)=માંસ.
लुद्ध (लुब्ध)=લોલુપ, લોભી, લાલચુ.
मंसलुद्ध= માંસના લોભી અર્થાત્ ગૃધ્ર, ગીધ.
रयणि (रजनि)=રાત્રિ, નિશા.
अर (चर)=ચર, ચરનાર.
परिगय (परिगत)=(૧) વ્યાપ્ત; (૨) વીંટળાયેલ.
मंसल (मांसल)=માંસલ, પુષ્ટ.
उद्ध (ऊर्ध्वं)=ઉચ્ચ, ઊંચા.
रय (रजस्)=રજ, પુષ્પ–પરાગ.
रय (रद)=દાંત.
णियर (निकर)=સમૂહ.
मंसलुद्धरयणिअरपरिगयं=(૧) માંસના લાલચુ નિશાચરથી વ્યાપ્ત; (૨) માંસ–લોલુપ દાંતોવાળાના સમૂહથી વીંટળાયેલ; (૩) પુષ્ટ અને ઉચ્ચ એવા રજ–સમૂહથી વ્યાપ્ત.
पुंडरीअ ([1]पुण्डरीक)=(૧) વાઘ; (૨) શ્વેત કમળ, પદ્મ.
रिंछोलि (श्रेणि)=શ્રેણિ, પંક્તિ.
पुंडरीअरिंछोलिं=(૧) વાઘોની શ્રેણિને; (૨) કમળની શ્રેણિને.
वारिअ (वारित)=નિવારણ કરેલ.
असइ (असती)=ક્રૂર.
परिग्गह (परिग्रह)=પરિગ્રહ.
वारिअअसइपरिग्गह!=નિવારણ કર્યો છે ક્રૂર (જીવો)ના પરિગ્રહનો જેણે એવો!
परिग्गहे (परिग्रहं)=પરિગ્રહને.
कुणसि (करोषि)=તું કરે છે.
चलणाणं (चरणानां)=ચરણોના, પગોના.

## પદ્યાર્થ

વિ૦–"હે ક્રૂર (જીવો)ના પરિગ્રહના વારક! તું (આવો) છતાં કેમ તારાં ચરણો (મૂકવાને માટે) ગૃધ્ર નિશાચરથી [અથવા માંસલુબ્ધ દાંતવાળા (પ્રાણીઓ)ના સમૂહથી] વ્યાપ્ત એવા વાઘોની શ્રેણિનો પરિગ્રહ કરે છે?"

પરિ૦—"હે પરિગ્રહના પ્રતિષેધક! તું તારાં ચરણો (મૂકવા) માટે પુષ્ટ અને ઉચ્ચ એવાં પુષ્પ–પરાગથી વ્યાપ્ત પદ્મોની પંક્તિનો પરિગ્રહ કરે છે (તે વ્યાજબી છે)."—૨૦

## સ્પષ્ટીકરણ

**રિંછોલી શબ્દ—**

પંડિતજી તો આનો અર્થ રીંછની ઓળી–શ્રેણિ કરે છે. દે૦ લા૦ ફં૦ તરફથી છપાયેલ **સમ્યક્ત્વસપ્તતિ**ની ટીકાના ૧૮૮મા પત્રમાંના નિમ્ન–લિખિત—

> "ता तं किं मुणिवसहा अणंतभवभमणभीरुणो धणियं ।
> सेवंति नायतत्ता अणत्थरिंछोलिकेलिहरं ॥ ३६ ॥"

—પદ્યમાં શ્રેણિવાચક શબ્દ તરીકે 'રિંછોલિ' છે.

---

૧ સરખાવો હૈમ અનેકાર્થ૦ ( કા૦ ૪, શ્લો૦ ૧૩૯૨ )નો નિમ્ન–લિખિત પાઠ—
"पुण्डरीकं सिताम्बुजे । सितच्छत्रे भेषजे च पुण्डरीकोऽग्निदिग्गजे."

ચેઇઅવંદનમહાભાષ્યની [1]૪૪ મી તથા [2]૧૩૭ મી ગાથામાં પણ આ અર્થસૂચક આ શબ્દ છે.

વળી ગાથાસપ્તશતી (શ. ૧, ગા. [3]૭૫; શ. ૨. ગા. [4]૨૦; સ. ૬, ગા. [5]૬૨; શ. ૬, ગા. [6]૭૪; શ. ૭, [7]ગા. ૮૭)માં પણ આ હકીકત નજરે પડે છે. ભવિસયત્તકહામાં પણ એમ છે.

સુપાસનાહચરિયમાં પણ બે સ્થળે (પૃ૦ ૨૩૭ અને ૨૮૦) આ શબ્દ દૃષ્ટિગોચર થાય છે. "रिंछोली पंतीए" એમ દેશીનામમાલાના સાતમા વર્ગની સાતમી ગાથામાં તથા

---

१ "एव जिणभवणंमि वि बीयं बिंबं न कारियं जुत्तं।
तत्थ वि संभवइ जओ पुव्वोइयदोसरिंछोली ॥"
[ एवं जिनभवनेऽपि द्वितीयं बिम्बं न कारितं युक्तम्।
तत्रापि सम्भवति यतः पूर्वोदितदोषश्रेणिः ॥ ]

२ "भणियस्स तत्तमेयं संघस्सासायणा न कायव्वा।
सो उं सगरसुआणं दुव्विसहं दुक्खरिंछोलिं ॥"
[ भणितस्य तत्त्वमेतत् सङ्घस्याशातना न कर्तव्या।
स तु सगरश्रुतानां दुर्विषहा दुःखश्रेणिम् ॥ ]

३ "उअ पोम्मराअमरगअसंवलिआ णहअलॉओ ओअरइ।
णहसिरिकण्ठब्भट्ठ व्व कण्ठिआ कीररिञ्छोली ॥ ७५ ॥"
[पश्य पद्मरागमरकतसंवलिता नभस्तलादवतरति।
नभ श्रीकण्ठभ्रष्टेव कण्ठिका कीरपङ्क्तिः ॥]

४ "उक्खिप्पइ मण्डलिमारुएण गेहङ्गणाहि वाहीए।
सोहग्गधअवडाअ व्व उअह धणुरुम्परिञ्छोली ॥ २० ॥"
[उत्क्षिप्यते मण्डलीमारुतेन गेहाङ्गणाद् व्याधस्त्रियाः।
सौभाग्यध्वजपताकेव पश्यत धनु सूक्ष्मत्वक्पङ्क्ति ॥]

५ "उअह तरुकोडराओ णिक्कन्तं पुंसुआणँ रिञ्छोलिम्।
सरिए जरिओ व्व दुमो पित्तं व्व सलोहिअं वमइ ॥ ६२ ॥"
[पश्यत तरुकोटरान्निष्क्रान्ता पुंशुकाना पङ्क्तिम्।
शरदि ज्वरित इव द्रुमः पित्तमिव सलोहितं वमति ॥]

६ "रुन्दारविन्दमन्दिरमअरन्दाणन्दिआलिरिञ्छोली।
झणझणइ कसणमणिमेहल व्व महुमासलच्छीए ॥ ७४ ॥"
[बृहदरविन्दमन्दिरमकरन्दानन्दितालिपङ्क्तिः।
झणझणायते कृष्णमणिमेखलेव मधुमासलक्ष्म्याः ॥]

७ "अण्णग्गामपउत्था कड्ढन्ती मण्डलाणँ रिञ्छोलिम्।
अक्खण्डिअसोहग्गा वरिससअं जिअउ मे सुणिआ ॥ ८७ ॥"
[अन्यग्रामप्रस्थिता कर्षयन्ती मण्डलानां पङ्क्तिम्।
अखण्डितसौभाग्या वर्षशतं जीवतु मे शुनिका ॥]

પાઇઅલચ્છીનામમાલાની ૧૦૬ મી ગાથામાં "ओली माला राई रिंछोली आवली पंति" આ પ્રમાણે ઉલ્લેખ નજરે પડે છે.

ભાવ-નિરૂપણ—

આ પદ્યમાં કવિરાજે પ્રભુ ચાલતી વેળાએ પોતાનાં ચરણ કમળના ઉપર મૂકે છે એમ સૂચવ્યું છે. આ વાત નમોऽસ્તુ સ્તુતિના નિમ્ન-લિખિત—

"येषां विकचारविन्दराज्या, ज्यायःक्रमकमलावलीं दधत्या ।
सदृशैरिति सङ्गतं प्रशस्यं, कथितं सन्तु शिवाय ते जिनेन्द्राः ॥ २ ॥"

—દ્વિતીય પદ્યમાં તેમજ ભક્તામરના નીચે મુજબના—

"उन्निद्रहेमनवपङ्कजपुञ्जकान्ति-
पर्युल्लसन्नखमयूखशिखाभिरामौ ।
पादौ पदानि तव यत्र जिनेन्द्र ! धत्तः
पद्मानि तत्र विबुधाः परिकल्पयन्ति ॥ ३२ ॥"

—પદ્યમાં પણ નજરે પડે છે.

દિગમ્બર સમ્પ્રદાયમાં પણ આવી માન્યતા હોવાનું શ્રીજિનસેનાચાર્યકૃત આદિપુરાણ (પ૦ ૨૫)ના નિમ્ન-લિખિત ૨૫૪મા પદ્ય ઉપરથી જોઇ શકાય છે:—

"मृदुस्पर्शसुखाम्भोज-[1]विन्यस्तपदपङ्कजः ।
शालिव्रीह्यादिसम्पन्न-वसुधासूचितागमः ॥"

સોલાપુરવાલા શ્રીયુત વકીલ રાવજી નેમચંદ શાહે કરેલા મરાઠી અનુવાદના ૧૬૯ મા પૃષ્ઠમાં લખ્યું છે કે—

"गमनसमयीं श्रीजिवाच्या चरणांखाली अत्यन्तरमणीय ।
व सुगन्धी असें सुवर्णकमल आकाशांत प्रगट झालें" ॥

રૂપ-સિદ્ધિ—

'मांसादिष्वनुस्वारे' (૮-૧-૭૦)થી मांस અને मांसलनાં [2]मंस અને मंसल રૂપ બને છે.

लुब्धनું 'सर्वत्र०'થી लुध બને. 'अनादौ०' થી लुध्ध થાય અને 'द्वितीय०'થી लुद्ध થાય.

'ह्रस्वः०'થી ऊर्ध्वनું उर्ध्व રૂપ બને. 'सर्वत्र०'થી उध બને. 'अनादौ०'થી उध्ध થાય. 'द्वितीय०' થી उद्ध થાય.

卐 卐 卐 卐

૧ આ 'વિન્યસ્ત' શબ્દથી એમ સ્ફુરે છે કે તીર્થંકરનાં ચરણને કમળોનો સ્પર્શ થાય છે, પરંતુ જ્યારે કહેવાતી દિગમ્બર માન્યતાથી આ વિરૂદ્ધ હકીકત જણાય છે તો વિશેષજ્ઞો આ સંબંધમાં મીમાંસા કરે એવી અભિલાષા રહે છે.

૨ मांस જેવા શબ્દોના આદિના आ નો अ થાય છે.

गयविसयगामतत्ती कहं सि नेआ वि अक्खवडलस्स ।
इंदिअपहू वि कह पॅहू ! नोइंदिअनिग्गहं कुणसि ? ॥ २१ ॥

[ गतविषयग्रामचिन्तः (गत०तप्तिः) कथमसि नेताऽपि अक्षपटलस्य ? ।
इन्द्रियप्रभुरपि कथं प्रभो ! नो इन्द्रिय( नोइन्द्रिय )निग्रहं करोपि ? ॥ ]

अवचूर्णिः

गयेति । गता विषयाणां–देशानां ग्रामः–वारस्तत्र {यद्वा विषयेपु ग्रामेषु च} तप्तिः–चिन्ता यस्य । असि {इति भवसि} । नेता –नायकोऽपि अक्षपटलस्य {–अक्षिपटलिकपदस्य}। इन्द्रियाणां प्रभुः–समर्थोऽपि कथं न {इन्द्रिय}निग्रहं करोपि {इति दुर्योगः} । पक्षे गता विषयग्रामस्य {–देशादिसमूहस्य} सम्बन्धिनी तप्तिः–पीडा यस्य । अक्षाणां–चक्षुरादीनां समूहस्य नोइन्द्रियस्य–मनसो निरोधम् ॥ २१ ॥

## શબ્દાર્થ

गय (गत)=ગયેલ.
विसय (विषय)=(૧) દેશ; (૨) વિષય, પારિભાષિક શબ્દ.
गाम (ग्राम)=(૧) સમૂહ; (૨) ગામ.
तत्ति (चिन्ता)=ચિન્તા.
तॅत्ति (तृप्ति)=તૃપ્તિ.
तत्ति ( तप्ति )=(૧) ચિન્તા; (૨) પીડા.
गयविसयगामतत्ती=(૧) ગઇ છે દેશના સમૂહોની ચિંતા (અથવા પીડા) જેની એવો; (૨) ગઇ છે દેશ અને ગામોની ચિંતા જેની એવો; (૩) ગઇ છે વિષયોના સમૂહની તૃપ્તિ જેની એવો.
कहं (कथं)=કેમ.
सि (असि)=તું છે.
नेआ (नेता)=નાયક.
वि (अपि)=પણ.
अक्ख (अक्ष)=(૧) ઇન્દ્રિય; (૨) આત્મા.
वडल (पटल)=સમૂહ.
अॅक्खवडल (अक्षपटल)=ન્યાય-મંદિર.
अक्खवडलस्स=(૧) ઇન્દ્રિયોના સમૂહનો; (૨) ન્યાય-મંદિરનો; (૩) 'અક્ષિ-પટલ' પદનો.
इंदिअ (इन्द्रिय)=ઇન્દ્રિય.
पहु (प्रभु)=પ્રભુ, સ્વામી.
इंदिअपहू=ઇન્દ્રિયોનો સ્વામી.
कह (कथं)=કેમ.
पहू ! (प्रभो !)=હે નાથ !
नो (नो)=નહિ.
नॅो ( नः )=અમારા.
निग्गह (निग्रह)=નિગ્રહ, વશ.
इंदिअनिग्गह=ઇન્દ્રિયોના નિગ્રહને.
नोइंदिअ (नोइन्द्रिय)=મન.
नोइंदिअनिग्गहं=મનના નિગ્રહને.
कुणसि (करोषि)=તું કરે છે.

## પદ્યાર્થ

વિ૦—"જેની દેશના સમૂહ સંબંધી [ અથવા દેશ અને ગામ પરત્વેની ] ચિન્તા નષ્ટ થઇ છે એવો તું હોવા છતાં કેમ અક્ષિપટલ પદનો [ અથવા ન્યાય–મંદિરનો ] નાયક છે

---

१ 'कहि' इति क-पाठः । २ 'पहु' इति ग-घ-पाठः । ३ 'समूहं' इति क-पाठः ।

૪–૬ આવા અર્થો પંડિતજીના વિવેચનમાં નજરે પડે છે તે પૈકી ન્યાયમંદિર એ અર્થ કેવી રીતે થઇ શકે તે સમજાતું નથી.

[ [1]અથવા તું વિષય-સમૂહની તૃપ્તિથી પર હોવા છતાં (અર્થાત્ વિષયોમાં રચ્યો પચ્યો રહેતો હોવા છતાં ) ઇન્દ્રિયોનો સ્વામી કેવી રીતે છે ]? વળી હે નાથ! તું ઇન્દ્રિયોનો સ્વામી હોવા છતાં ઇન્દ્રિયનો નિગ્રહ કેમ કરતો નથી [ [2]અથવા તું ઇન્દ્રિયોનો સ્વામી હોવા છતાં અમારી ઇન્દ્રિયોનો નિગ્રહ કેમ કરી શકે ]?"

પરિ૦—"જેની દેશ અને ગામ સંબંધી ચિન્તા નાશ પામી છે ( અર્થાત્ જે ચિન્તાથી પર છે) એવો તું ઇન્દ્રિયના સમૂહનો નેતા છે ( તે બરાબર છે ) [ [3]અથવા તું વિષય-ગ્રામથી થતી તૃપ્તિથી પર છે માટેજ આત્મ-સમૂહનો નેતા છે]. વળી હે સ્વામી! તું ઇન્દ્રિયોનો સ્વામી છે એટલે તું મનનો (પણ) નિગ્રહ કરી શકે છે [ [4]અથવા તું અમારી ઇન્દ્રિયોને પણ વશ રખાવી શકે છે]."—૨૧

## સ્પષ્ટીકરણ

શબ્દ-પ્રયોગ—

પૂર્વ પદ્યમાં જેમ **रिंछोलि** એવા દેશી શબ્દનો પ્રયોગ કવીશ્વરે કર્યો છે, તેમ આ પદ્યમાં તેમણે '**तत्ति**'રૂપ દેશી શબ્દનો પ્રયોગ કર્યો છે.

ચિન્તાવાચક પરંતુ ચિન્ત્ય નહિ એવા '**तत्ति**' શબ્દનો પ્રયોગ **ગાથાસપ્તશતી**ના પ્રથમ શતકની [5]૨ જી તથા [6]૫૧ મી તેમજ તૃતીય શતકની [7]૨૭૩ મી ગાથામાં જોઇ શકાય છે. **દેશીનામમાલા**ના પાંચમા વર્ગ (શ્લો૦ ૨૦)માંની "**तप्परआएसेसुं तत्ती**" એ પંક્તિ દ્વારા તત્પરતા અને આદેશ એ બે અર્થો 'તત્તિ'ના બતાવાયા છે, પરંતુ તે પ્રસ્તુત જણાતા નથી.

❀ ❀ ❀ ❀

---

૧-૪ આવા અર્થો પંડિતજીએ પોતાના વિવેચનમાં કર્યા છે, પરતુ તે મને અવચૂર્ણિકારે સૂચવેલ અર્થ જેટલા આદરણીય ભાસતા નથી. 'तत्ति' શબ્દ એ દેશી શબ્દ છે અને એનો અર્થ 'ચિન્તા' થાય છે એ વાત એમના લક્ષ્ય બહાર રહી ગઇ જણાય છે અને તેથી કરીને કદાચ તેઓ સંતોષકારક અર્થ સૂચવી નહિ શક્યા હોય.

૫ "अमिअं पाउअकव्वं पढिउं सोउं अ जे ण आणन्ति ।
कामस्स तत्ततत्तिं कुणन्ति ते कहँ ण लज्जन्ति? ॥ २ ॥"
[अमृतं प्राकृतकाव्यं पठितुं श्रोतुं च ये न जानन्ति ।
कामस्य तत्त्वचिन्तां कुर्वन्ति ते कथं न लज्जन्ते ? ॥]

६ "आमजरो मे मन्दो अहव ण मन्दो जणस्स का तत्ती? ।
सुहउच्छअ! सुहअ! सुअन्धअन्ध! मा अन्धिअं छिवसु ॥ ५१ ॥"
[आमज्वरो मे मन्दोऽथवा न मन्दो जनस्य का चिन्ता ? ।
सुखपृच्छक! सुभग! सुगन्धगन्ध! मा गन्धितां स्पृश ॥]

७ "अव्वो दुक्करआरअ! पुणो वि तत्तिं करेसि गमणस्स ।
अज्ज वि ण होन्ति सरला वेणीअ तरङ्गिणो चिउरा ॥ ७३ ॥"
[अव्वो दुष्करकारक! पुनरपि चिन्तां करोषि गमनस्य ।
अद्यापि न भवन्ति सरला वेण्यास्तरङ्गिणश्चिकुराः ॥]

નિર્ણયસાગર તરફથી પ્રસિદ્ધ થયેલ આવૃત્તિમાં 'तत्ति'ને બદલે 'तन्ति' છપાયેલ છે, પરંતુ તે મુદ્રણ-દોષ જણાવાથી અત્ર પદ સુધારી લીધું છે.

कह सासयविण्णाणं निव्विण्णाणं भवम्मि जीवाणं ।
सिवसुक्खमकल्लाणं कल्लाणं जिण ! पणामेसि ? ॥ २२ ॥
[ कथं शाश्वतविज्ञानं निर्विज्ञानं( निर्विण्णानां ) भवे जीवानाम् ।
शिवसौख्यं अकल्याणं ( अकल्यानां ) कल्याणं जिन ! प्रणामयसि ? ॥ ]

अवचूर्णिः

कहेति । शाश्वतविज्ञानपि निर्विज्ञानं शिवसौख्यं अकल्याणं–अभद्रमपि कल्याणं सम्पादयसि{इति विरोधः} । पक्षे शिवसौख्यं विशेष्यम् । शेषाणि विशेषणानि । {पक्षे} निर्विज्ञाना(?ण्णा)नाम्–उद्विग्नानां अकल्यानां–सरोगाणां, जीवानामिति सम्बन्धः ॥२२॥

## શબ્દાર્થ

| | |
|---|---|
| कह (कथं)=કેમ. | सिव (शिव)=શિવ, સિદ્ધિ, મોક્ષ. |
| सासय (शाश्वत)=શાશ્વત, નિત્ય. | सुक्ख (सौख्य)=સુખ. |
| विण्णाण (विज्ञान)=વિજ્ઞાન, બોધ. | सिवसुक्खं=મોક્ષનું સુખ. |
| सासयविण्णाणं=શાશ્વત વિજ્ઞાન. | अकल्लाणं (अकल्याणं)=કલ્યાણકારી નહિ એવું. |
| निव्विण्णाणं (निर्विज्ञानं)=વિજ્ઞાન રહિત, બોધ વિનાના. | अकल्लाणं (अकल्यानां)=રોગીઓના. |
| निव्विण्णाणं (निर्विण्णाना)=ઉદ્વિગ્ન, ઉદાસીન. | कल्लाणं (कल्याणं)=કલ્યાણકારી, ભદ્ર. |
| भवम्मि (भवे)=સંસારમાં. | जिण ! ( जिन ! )=હે તીર્થંકર ! |
| जीवाणं (जीवानां)=જીવોના. | पणामेसि (प्रणामयसि)=તું પરિણમાવે છે. |

## પદ્યાર્થ

વિ૦—"હે જિનેશ્વર! તું સંસારમાં જીવોના શાશ્વત વિજ્ઞાનને નિર્વિજ્ઞાનરૂપે અને તેમના કલ્યાણરૂપ શિવ–સુખને અકલ્યાણ રૂપે પરિણમાવે છે.

પરિ૦—"હે તીર્થંકર! સંસારને વિષે ઉદ્વિગ્ન તેમજ રોગી એવા (જીવો)ને તું શાશ્વત વિજ્ઞાનવાળું તથા કલ્યાણકારી એવું શિવ–સુખ પમાડે છે."—૨૨

## સ્પષ્ટીકરણ

રૂપ-સિદ્ધિ—

'ज्ञश्चोर्णः' એ સૂત્રથી निर्विज्ञाननुं निर्विणान બને. 'अनादौ०'थी निर्विण्णान બને. 'सर्वत्र०'थी निविण्णान અને 'अनादौ०'थी निव्विण्णान થાય. 'नो णः'थी निव्विण्णाण બને.

'सर्वत्र०'थी निर्विण्णनुं निविण्ण અને 'अनादौ०'थी निव्विण्ण થાય. એનું છઠ્ઠી વિભક્તિનું બહુવચનનું રૂપ निव्विणाणं થાય.

---

૧ "कल्याणं हेम्नि मङ्गले" એ પ્રમાણે હૈમ અનેકાર્થ૦ (કા૦ ૩, શ્લો૦ ૧૮૬)માં પાઠ હોવાથી આ શબ્દનો અર્થ સુવર્ણ પણ થાય છે એ સાચી વાત છે અને એ અર્થ પંડિતજીએ કર્યો પણ છે, પરંતુ મને તે પ્રસ્તુત જણાતો નથી, કેમકે તું જે કલ્યાણરૂપ શિવ સુખ આપે છે તે કલ્યાણ–સુવર્ણ–હેમ વિનાનું જ હોય એમ, કહેવાથી શું અર્થ–ગૌરવ આવે છે તે સમજાતું નથી.

'अधो०'थी अकल्याण અને अकल्यनां अकलाण અને अकल રૂપ થાય. 'अनादौ०'थी अकल्लाण અને अकल्ल બને. આથી अकल्लाणंनां સંસ્કૃતમાં બે રૂપાંતરો જે ઉપર સૂચવામાં છે તે સમુચિત સિદ્ધ થાય છે.

* * * *

नाह ! परिणाममहुरं विसन्नवीसामठामभूअं पि ।
कह पन्नवेसि कन्नामयं पि मुणिसंमयं धम्मं ? ॥ २३ ॥

[ नाथ ! परिणाममधुरं विषान्नविंशत्याम(विषण्णविश्राम)स्थानभूतमपि ।
कथं प्रज्ञापयसि कन्यामतं (कर्णामृतं) अपि मनुष्यमतं (मुनिसम्मतं) धर्मम् ? ॥ ]

अवचूर्णिः

नाहेति । परिणाममधुरं {-परिणतिसुन्दरं} विषेण युक्तं अन्नं विषान्नं {तच्च} विंशतिश्च ते उपलक्षणत्वात् प्रचुरा आमाश्च {-रोगा} विंशत्यामाः {ते च विषान्नविंशत्यामाः} तेषां स्थानभूतम् {-आश्रयभूतम् } अपि प्रज्ञापयसि । कन्याभिः {-स्त्रीभिः} निर्वृत्तं {-कन्याम-यमपि} तच्च मनुष्यैः {-मनुजैः} निर्वृत्तमपि । अनुस्वारोऽलाक्षणिकः । {धर्मं विशेष्यं इति विरोधः} पक्षे । विषण्णानां {-विषादवतां} विश्रामस्य स्थानभूतं, कर्णानाममृतं, मुनीनां सम्मतम् ॥ २३ ॥

શબ્દાર્થ

नाह ! ( नाथ ! )=હે નાથ !
परिणाम (परिणाम)=પરિણામ, પરિણતિ.
महुर (मधुर)=મધુર, સુન્દર.
परिणाममहुरं=પરિણામે મધુર.
विस (विष)=વિષ, ઝેર.
अन्न (अन्न)=અન્ન.
वीसा (विंशति)=વીસ, કોડી.
आम (आम)=રોગ.
विसन्न (विषण्ण)=ખિન્ન, વિષાદ પામેલ.
वीसाम (विश्राम)=વિશ્રામ, વિસામો.
ठाम (स्थान)=સ્થાન, આશ્રય.
भूअ (भूत)=સમાન, તુલ્ય.
विसन्नवीसामठामभूअं=(૧) ઝેરમય અન્ન અને કોડી રોગોના આશ્રય સમાન; (૨) ખિન્ન (જનો)ને વિશ્રામ-સ્થાન તુલ્ય.
पि (अपि)=પણ.
कह (कथं)=કેમ.
पन्नवेसि (प्रज्ञापयसि)=તું પ્રરૂપે છે, તું જણાવે છે.
कन्ना (कन्या)=કન્યા, બાળા.
मय (मय)=પ્રચુરતાવાચક શબ્દ.
मय (मत)=મત.
कन्न (कर्ण)=કર્ણ, કાન.
अमय (अमृत)=અમૃત, સુધા.
कन्नामयं=(૧) કન્યાઓએ બનાવેલા; (૨) બાળાઓનો મત; (૩) કર્ણને અમૃત.
मुणिस (मनुष्य)=મનુષ્ય.
मुणि (मुनि)=મુનિ, સંયમી.
सम्मय (सम्मत)=સંમત.
मुणिसंमयं=(૧) મનુષ્યમય; (૨) સંયમીઓને સંમત.
धम्मं (धर्मं)=ધર્મને.

१ 'निर्वृत्तमनुष्यप्रायं' इति ग-पाठः ।

## પદ્યાર્થ

વિ૦—"હે નાથ! [1]ઝેરમય અન્ન અને કોડી (અનેક) રોગોના આશ્રય સમાન હોવા છતાં પરિણામે મધુર તથા વળી કન્યા-મય હોઇ કરીને મનુષ્યમય એવો ધર્મ તું કેમ પ્રરૂપે છે?"

પરિ૦—"હે નાથ! પરિણામે મધુર, ખિન્ન (મનવાળા)ને વિશ્રામ-સ્થાન તુલ્ય, કર્ણને અમૃત સમાન અને સંયમીઓને સંમત એવો ધર્મ તું પ્રરૂપે છે."—૨૩

## સ્પષ્ટીકરણ

**અલાક્ષણિક અનુસ્વાર—**

અવચૂર્ણિકારે 'मुणिसंमयं'માં 'मुणिस' શબ્દથી મનુષ્ય અર્થ કર્યો છે અને 'मुणिसं'માંના અનુસ્વારને અલાક્ષણિક ગણી मुणिसमयं પાઠનો મનુષ્યમય-મનુષ્યે બનાવેલ એવો અર્થ સૂચવ્યો છે. પ્રાકૃતમાં અનુસ્વાર અલાક્ષણિક ગણાય છે એ સંબંધમાં અનેક ઉદાહરણો મળી શકે છે. જેમકે (૧) શ્રીઉપસર્ગહરસ્તોત્રની પ્રથમ ગાથાનો उवसग्गहरं पासं એ [2]પૂર્વાર્ધ, (૨) પુક્ખરવર યાને 'શ્રુતસ્તવ' સૂત્રના ચોથા-અંત્ય પદ્યના દ્વિતીય પાદમાં देवंनागसुवन्नकिन्नरगण० એ ભાગ.

* * * *

**सच्छंदयं समुव्वह सव्वं परमप्पयं व पिच्छंतो ।**
**जं पुण जिअसयलक्खो वि अप्पसत्तो सि तमजुत्तं ॥ २४ ॥**

[ स्वच्छन्दतां ( स्वच्छां दयां ) समुद्वह सर्वं परं
अल्पकमिव ( आत्मकमिव ) प्रेक्षन् ।
यत् पुनः जितसकलाक्षः ( [3]जितशतलक्षः )
अपि अल्पसत्त्वः ( आत्मसक्तः ) असि तदयुक्तम् ॥ ]

अवचूर्णिः

सच्छंदेति । स्वच्छन्दतां समुद्वह-धारय । सर्वं परम्-अन्यं पश्यन् अल्पकमिव । यत् पुनः अभिभूतसमस्तकरणोऽपि अल्पसत्त्वोऽसि {एतदयुक्तम् } । पक्षे स्वच्छाम्-अतिनिर्मलां दयां {-करुणां} आत्मानमिव {न प्रसक्तः} अप्रसक्तः ॥ २४ ॥

## શબ્દાર્થ

सच्छंदयं (स्वच्छन्दतां)=સ્વચ્છન્દતાને.
सच्छं (स्वच्छां)=સ્વચ્છ, નિર્મળ.
दयं (दयां)=દયાને.
समुव्वह (समुद्वह)=તું ધારણ કર.
सव्वं (सर्वं)=સર્વ.
परं (परं)=અપરને, અન્યને.
अप्पयं (अल्पकं)=અત્યન્ત અલ્પ.
अप्पयं (आत्मकं)=પોતાના.

---

૧ આ અર્થ પંડિતજીને સ્ફુર્યો નથી.
૨ જુઓ 'ઉપસર્ગહર સ્તોત્ર'ની શ્રીજિનપ્રભસૂરિકૃત ટીકા (પૃ૦ ૧૦).
૩ 'जितस्वकलक्ष्यः', 'जितसकलर्क्षः', 'जितसद्कार्क्षः' इत्यपि सम्भवन्ति ।

व (इव)=જેમ.
पिच्छंतो (प्रेक्षन्)=જોતો, નિહાળતો.
जं (यत्)=જે.
पुण (पुनः)=વળી.
जिअ (जित)=જીતેલ.
सयल (सकल)=સકળ, સર્વ.
अक्ख (अक्ष)=ઇન્દ્રિય.
ऋक्ख (ऋक्ष)=નક્ષત્ર.
सयल (सदल)=(૧) પરિવાર સહિત; (૨) સૈન્ય સહિત.
सय (शत)=સો.
लक्ख (लक्ष)=લાખ.
सय (स्वक)=પોતાના.
लक्ख (लक्ष)=લક્ષ્ય.
जिअसयलक्खो=(૧) જીતી છે સર્વ ઇન્દ્રિયોને જેણે એવો; (૨) જીત્યા છે સો લાખ (જનો)ને જેણે એવો; (૩) જીત્યાં છે સર્વ નક્ષત્રોને જેણે એવો; (૪) જીતી લીધાં છે સપરિવાર અથવા સૈન્ય સહિત એવાં નક્ષત્રોને (પણ) જેણે એવો; (૫) જીત્યું છે-મેળવ્યું છે પોતાનું લક્ષ્ય જેણે એવો.

वि (अपि)=પણ.
अप्प (अल्प)=અલ્પ, ઓછું.
सत्त (सत्त्व)=સત્ત્વ, બળ.
अप्प (आत्मन्)=આત્મા.
सत्त (सक्त)=આસક્ત, લીન.
अप्पसत्तो=(૧) અલ્પ બળવાળો; (૨) આત્મામાં લીન.
अप्पसत्तो (अप्रसक्तः)=અરાગી, વીતરાગ.
सि (असि)=તું છે.
तं (तद्)=તે.
अजुत्तं (अयुक्तं)=અયુક્ત, ગેરવ્યાજબી.

## પદ્યાર્થ

વિ૦—"(હે નાથ!) સર્વ અપર (જનો)ને અત્યંત અલ્પ (અર્થાત્ પોતાનાથી ઉતરતા) જોતો તું સ્વચ્છંદતા ધારણ કરે (એ તો ઠીક; પણ) સર્વ ઇન્દ્રિયને [અથવા શત લક્ષને, સર્વ નક્ષત્રોને કે સદલ નક્ષત્રોને] જીત્યા પછી (પણ) તું જે અલ્પ બળવાળો (દેખાય) છે તે અયુક્ત છે."

પરિ૦—"(હે નાથ!) સકલ અન્ય (જન)ને પોતાના જેવો જોતો થકો તું નિર્મળ દયાને ધારણ કર (કરે છે). વળી જેણે સમસ્ત ઇન્દ્રિયોને જીતી છે એવો તું આત્મામાં લીન બન્યો છે-આત્મરમણતામાં રમી રહ્યો છે તે શું અયુક્ત છે? [અથવા જેણે પોતાના લક્ષ્યને મેળવ્યું છે એવો તું (સાંસારિક ઘટનાને વિષે) વીતરાગ છે તે શું અનુચિત છે?]"—૨૪

## સ્પષ્ટીકરણ

### નિર્મળ દયા—

કવીશ્વરે सच्छं दयं એમ ઉલ્લેખ કરી દયાને 'સ્વચ્છ' એવું વિશેષણ કેમ આપ્યું એવો પ્રશ્ન સહજ ઉપસ્થિત થાય છે. આનો ઉત્તર એ છે કે દયાના વિરોધી કોઇ હોય-કોઇ પણ દર્શનકારે 'દયા' તત્ત્વને ઉડાવી દીધું હોય એમ સમજાતું નથી, પરંતુ જરૂર જેમ અન્યાન્ય ધર્માવલંબીઓ પૈકી સૌ કોઇ પોતપોતાના ધર્મને સર્વોત્તમ માનવા (અને કેટલીક વાર તો મનાવવા પણ) તૈયાર રહે છે, પછી ભલે તે ધર્મ હો કે અધર્મ હો તેમ દયા-દેવીના ઉપાસક તરીકે ઓળખાવનારાઓ પૈકી બધા ખરેખર દયા પાળે છે એમ નથી. કેટલાક તો દયાના નામે પણ પ્રાણિ-વધ કરતાં પાછી પાની કરતા નથી એ ક્યાં વિદ્વાનોથી અજાણ્યું છે? કહેવાનું તાત્પર્ય

એ છે કે અંતરંગ વૃત્તિથી અન્યના હિતને વિષે દ્રવિત હોવું એ 'દયા' શબ્દના વાચ્યાર્થનો સ્વીકાર તો સમગ્ર આર્ય દર્શનના અનુયાયીઓ કરે છે. પરંતુ એનો લક્ષ્યાર્થ સમજવાનો દાવો કરનારામાંથી કેટલાનો દાવો સચોટ હોઇ સાચો છે?

જે દર્શનમાં જીવના સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભેદની પ્રરૂપણા કરવામાં આવી હોય, જ્યાં દયાના સિદ્ધાન્તને સ્યાદ્વાદની દૃષ્ટિએ વિચારવામાં આવ્યો હોય–જેમાં અહિંસાના અનેક ભંગો બતાવ્યા હોય તે દર્શન–પ્રરૂપિત દયા તે 'સ્વચ્છ' દયા છે; બાકી બીજી દયા તે 'અસ્વચ્છ' દયા છે. કયું કયું દ્રવ્ય સચિત્ત છે–સચેતન છે, કેવી રીતના વર્તનથી તેને સંકલેશ થાય છે એ ભેદોનું નિરૂપણ નૈયાયિક દર્શનમાં નથી એમ કહેવાય છે, તો આવી પરિસ્થિતિમાં નૈયાયિકો સ્વચ્છ–સાચી દયા પાળી શકે ખરા?

સાંખ્ય દર્શન પણ સૂક્ષ્મ પર્યાલોચન પૂર્વક દયાનું રહસ્ય સમજાવે છે એમ કોઇ છાતી ઠોકીને કહી શકે તેમ છે? જો નહિ કહી શકે તો તેના અનુયાયીઓ સાચી દયાના ભક્ત છે એમ કેમ કહેવાય?

પૂર્વમીમાંસકો યજ્ઞાદિ કર્મ કરી પંચેન્દ્રિય તિર્યંચ–અરે મનુષ્યનો હોમ કરનારા–તેનો ભોગ લેનારા દયાની અભિરુચિવાળા હોવાનો દાવો કરે એ ક્યાંનો ન્યાય?

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ પણ સચેતન છે અને એ તત્ત્વોનો જીવાત્મા સુષુપ્તિ અવસ્થાવાળો છે એમ માનનારા વેદાન્ત–વેત્તાઓ આ તત્ત્વોનો પ્રાણ લે અને તેમ છતાં તેને પાપ ન ગણે એ શું કહેવાય?

દેવીના ઉપાસકો પોતાની માંસ–લોલુપતાને તૃપ્ત કરવાના બહાના હેઠળ પશુઓનું બલિદાન કરવા છતાં પોતાને 'સદય' તરીકે ઓળખાવે એ કેવી ધૃષ્ટતા?

ભારતીય સુપ્રસિદ્ધ છ દર્શનોના અનુયાયીઓ સિવાયના અન્ય મતવાળાઓ પણ—યુરોપીઅનો, યાહુદીઓ, પારસીઓ, મુસ્લીમો સ્થાવર તથા જંગમ દ્રવ્યોમાં ઇશ્વરી સત્તાનો સ્વીકાર કરે છે, પરંતુ જો તેઓ ભક્ષ્ય–અભક્ષ્યથી અનભિજ્ઞ રહી માંસાહાર કરે, શિકાર કરે, તો તેની દયા સ્વચ્છ કહેવાય? કેટલાક માનવો રોગ–ગ્રસ્ત જીવોને ગોળીબાર કરાવવામાં દયા માને છે, પરંતુ શું તેઓ એવું પ્રમાણપત્ર રજુ કરી શકે તેમ છે કે એથી એ જીવોને સુખજ થાય છે? શું મરણાન્ત કષ્ટમાં ફસાયેલો જીવ પણ જીવવાને વલખાં મારે છે એ વાત ભૂલી જવા જેવી છે?

આ ઉપરથી જોઇ શકાય છે કે અનેકાનેક સામ્પ્રદાયિકો દયાનો લક્ષ્યાર્થ પોતાની અભિરૂચિ અનુસાર કરે છે, પરંતુ જે દયા વિશ્વ–બન્ધુત્વની ભાવનાની વિરોધી હોય, જે સ્વ અને પરને ઉપકારક ન હોય, જે સમસ્ત જીવોને આત્મસમ સમજવામાં વિઘ્નરૂપ હોય એ સ્વચ્છ દયા નહિ કહેવાય; પરંતુ એ તો અસ્વચ્છ દયા છે–અનિર્મલ નિર્દયતા છે–હાનિકારક હિંસા છે–ઘોર અત્યાચાર છે–સર્વોત્કૃષ્ટ પાપ છે.

* * * *

---

૧ જુઓ તત્ત્વનિર્ણયપ્રાસાદ (પૃ૦ ૫–૬).

**अमयरसोहालिद्धा अमच्छरिद्धा असारसरहंगा ।**
**कह निच्चमसंखोहा जलयरवसही वि तुह वाणी ? ॥ २५ ॥**

**[ अमकरशोभादिग्धा ( अमृतरसौघादिग्धा ) अमत्स्यर्द्धा**
**( अमत्सरेद्धा ) असारसरथाङ्गा ( असारस्वरभङ्गा ) ।**
**कथं नित्यं अशङ्खौघा ( असङ्क्षोभा असङ्ख्योहा वा ) जलचरवसतिः**
**( जलदरवसखिः ) अपि तव वाणी ? ॥ ]**

अवचूर्णिः

अमयेति । मकराणां{-जलचरविशेषाणां} शोभया आदिग्धा-उपचिता न {तथाऽमकरशोभादिग्धा} । न मत्स्यैः ऋद्धा-समृद्धा । न विद्यन्ते सारसा{-लक्ष्मणा} रथाङ्गाः{-चक्रवाकाः} च यस्याम् । {न विद्यन्ते शङ्खानामोघाः-समूहा यस्याम् } । जलचरवसतिः-समुद्रोऽपि । तव वाणी{इति विरोधः} । पक्षे अमृतरसस्य ओघः-प्रवाहः{तेन ऋद्धा-उपचिता} । न मत्सरेण{-परसम्पदसहनेन कार्पण्येन वा} इद्धा-दीप्ता । न विद्यते सारस्वरस्य {-प्रधानस्य स्वरस्य-नादस्य} भङ्गः-खण्डना यस्याम् । असङ्क्षोभा । जलदो-मेघस्तद्रवस्य[1] सखीव ॥ २५ ॥

## શબ્દાર્થ

अ (अ)=નિષેધાર્થક શબ્દ.
मयर (मकर)=મગર.
सोहा (शोभा)=શોભા.
आलिद्धा (आदिग्धा)=યુક્ત.
अमय (अमृत)=અમૃત, સુધા.
रस (रस)=રસ.
ओह (ओघ)=સમૂહ.
अमयरसोहालिद्धा=(૧) મગરની શોભાથી રહિત; (૨) સુધા-રસના સમૂહથી વ્યાપ્ત.
मच्छ (मत्स्य)=મત્સ્ય, માછલું.
रिद्धा (ऋद्धा)=સમૃદ્ધ.
मच्छर (मत्सर)=ઈર્ષ્યા, પર સંપત્તિની અસહિષ્ણુતા.
इद्धा (दीप्ता)=દીપ્ત.
अमच्छरिद्धा=(૧) મત્સ્યોથી સમૃદ્ધ નહિ એવું; (૨) મત્સરથી અદીપ્ત.
सारस (सारस)=સારસ ( પક્ષી ).
रहंग (रथाङ्ग)=ચક્રવાક ( પક્ષી ).
सार (सार)=ઉત્તમ.
सर[2] (स्वर)=સ્વર.
हंग (भङ्ग)=ભાંગવું તે.
असारसरहंगा=(૧) સારસ અને ચક્રવાકથી રહિત; (૨) ઉત્તમ સ્વરના ભંગથી રહિત; (૩) અસાર સ્વરને ભાંગનારી.
कह (कथं)=કેમ.
निच्चं (नित्यं)=સદા.
संख (शङ्ख)=શંખ.
संख (सङ्ख्य)=સંખ્યા-અંક.
ऊह (ऊह)=તર્ક.
संखोह (सङ्क्षोभ):=સંક્ષોભ, ખળભળાટ.

---

१ 'जलदः-मेघस्तस्य' इति ग-पाठः ।

૨ આ શબ્દના શર=બાણ અને સરઃ=સરોવર એ પણ બે અર્થો થાય છે, પરંતુ પ્રસ્તુતમાં તે અનુપયોગી છે.

असंखोहा=(૧) શંખોના સમૂહ વિનાની; (૨) અસંખ્ય તર્કોથી યુક્ત; (૩) સંક્ષોભ વિનાની.
जलयर (जलचर)=જળચર.
वसहि (वसति)=નિવાસ, રહેઠાણ.
जलयरवसही=જળચરોનું રહેઠાણ, સમુદ્ર.
जलय (जलद)=મેઘ.
रव (रव)=ધ્વનિ, અવાજ.
सहि (सखि)=સખી.
जलयरवसही=મેઘના ધ્વનિની સખી.
वि (अपि)=પણ.
तुह (तव)=તારી.
वाणी (वाणी)=વાણી.

## પદ્યાર્થ

વિ૦—"(હે પ્રભુ!) તારી વાણી જલચરોના નિવાસ (સમુદ્ર)રૂપ હોવા છતાં કેમ મગરોની શોભા વિનાની છે, મત્સ્યોથી સમૃદ્ધ નથી, સારસ અને ચક્રવાકથી રહિત છે તેમજ સર્વદા શંખોના સમુદાયથી (પણ) વિહીન છે?

પરિ૦—"હે પ્રભુ! તારી વાણી વળી મેઘના ધ્વનિની સખી છે, માટે જ તે સુધા-રસના સમૂહથી વ્યાપ્ત છે, મત્સરથી અદીપ્ત છે, ઉત્તમ સ્વરના ભંગથી રહિત [અથવા અસાર સ્વરને ભાંગનારી] છે અને સર્વદા સંક્ષોભ વિનાની [અથવા અસંખ્ય તર્કોથી યુક્ત] છે."—૨૫

## સ્પષ્ટીકરણ

**જિન-વાણીને સમુદ્રની ઉપમા—**

શ્રીહરિભદ્રસૂરિકૃત સ્તુતિ તરીકે ઓળખાતી **સંસારદાવાનલ**ની સ્તુતિના નિમ્ન-લિખિત તૃતીય પદ્યમાં જૈન સિદ્ધાન્ત કે જે જિનની વાણીરૂપ છે તેને સમુદ્રની આબેહુબ ઉપમા આપવામાં આવી છેઃ—

"बोधागाधं सुपदपदवीनीरपूराभिरामं
जीवाहिंसाविरललहरीसङ्गमागाहदेहम् ।
चूलावेलं गुरुगममणीसङ्कुलं दूरपारं
सारं वीरागमजलनिधिं सादरं साधु सेवे ॥"

અન્યત્ર પણ એવી ઉપમા અપાઇ છે. જેમકે **શ્રીમુનિશેખરસૂરિ**કૃત ચતુર્વિંશતિજિન-સ્તવનું નિમ્ન-લિખિત ૨૭ મું પદ્યઃ—

"[1]गुरुगमावलिनीरसपूरितं, सुपरिपद्धतिवेलविराजितम् ।
सकलजीवदयामणिसङ्कुलं, जिनवरागमवारिनिधिं स्तुवे ॥"

નીચે મુજબનાં બે પદ્યોમાં પણ આવી ઉપમા જોવાય છેઃ—

"[2]नयगमादिशिलोच्चयदुर्गमो, बहुविधार्थमहामणिमण्डितः ।
जिनवरागमसिन्धुपतिः स्फुरत्-समुदयो मुदयोदयदोऽस्तु नः ॥"

---

૧ ગુરૂના બોધની અથવા મોટા ગમની શ્રેણિરૂપ જળથી પૂર્ણ, સુંદર પદ્ધતિરૂપ વેલથી વિભૂષિત તથા સર્વે જીવોની દયારૂપ મણિઓથી વ્યાપ્ત એવા જિનેશ્વરના સિદ્ધાન્તરૂપ સમુદ્રની હું સ્તુતિ કરૂં છું.

૨ નયો, ગમો વગેરે રૂપ ખડકોથી દુર્ગમ, અનેક તરેહના પદાર્થરૂપ મહારત્નોથી વિભૂષિત તેમજ સ્ફુરાયમાણ ઉદયવાળો એવો જિનેશ્વરના આગમરૂપ સમુદ્ર આપણા હર્ષની પ્રાપ્તિના ઉદય માટે થાઓ.

"[1]अङ्गानङ्गजलापूर्णं, नयकल्लोलसङ्कुलम् ।
सद्दर्शनादिरत्नाढ्यं, वन्दे जैनागमोदधिम् ॥"

વળી જિન-શાસન અને જૈન આગમનો અભેદ-દૃષ્ટિએ વિચાર કરી શકાય તેમ છે એટલે **અધ્યાત્મસાર**ના છઠ્ઠા પ્રબંધગત આગમ-સ્તુતિ અધિકારનું નિમ્ન-લિખિત આદ્ય પદ્ય પણ અત્ર રજુ કરવું અનુચિત નહિ ગણાય:—

"उत्सर्पद्व्यवहारनिश्चयकथाकल्लोलकोलाहल-
त्रस्यद्दुर्नयवादिकच्छपकुलभ्रश्यत्कुपक्षाचलम् ।
उद्यद्युक्तिनदीप्रवेशसुभगं स्याद्वादमर्यादया
युक्तं श्रीजिनशासनं जलनिधिं मुक्त्वाऽपरं नाश्रये ॥ १ ॥"

અર્થાત્ વ્યવહાર અને નિશ્ચયની કથારૂપ વધતા જતા (ઉછળતા) તરંગોના કોલાહલથી ત્રાસ પામતા દુર્નયવાદી (એકાન્તવાદી)રૂપ કાચબાઓના સમુદાય વડે જેમાં કુપક્ષરૂપ પહાડો ભેદાઇ જાય છે, જે ઉગતી (વિસ્તાર પામતી) યુક્તિરૂપી સરિતાઓના પ્રવેશ વડે મનોહર છે તેમજ જે સ્યાદ્વાદ (અનેકાન્તવાદ)રૂપ સીમાથી યુક્ત છે, તે શ્રીજૈન શાસનરૂપ સમુદ્રને છોડીને હું અન્યનો આશ્રય કરતો નથી.

વિશેષમાં **શ્રીમુનિસુન્દરસૂરિ**કૃત **વર્ધમાન**સ્તુતિ કે જે **શ્રીશોભનસ્તુતિ**ની સંસ્કૃત ભૂમિકા (પૃ. ૧૧૧)માં સંપૂર્ણ છપાયેલી છે તેનું નિમ્ન-લિખિત ત્રીજું પદ્ય પણ અત્ર નોંધી લઇએ:—

"भवतु भवभिदे ममानन्तसङ्ख्यार्थवाचाक्षरालीजलागाधमध्यो जिनेन्दूक्तसिद्धान्तपाथोनिधिर्धीवरैरप्यगम्यस्तनूमत्कृपोल्लासिवेलाकुलो
बहुविधनयभङ्गकाऽप्रत्नरत्नोत्करभ्राजितोऽप्राप्तपारः [3]सुपाठीनमालाभिरप्युल्लसद्धेतुरङ्गत्तरङ्गावलीमालितः प्राज्ययुक्तिप्रथाशुक्तिभृत् ।
पृथुचतुरनुयोगदीव्यत्तटः स्पष्टदृष्टान्तमुक्ताकलापाचिताङ्कप्रदेशो मुनीन्द्रादिसद्वृत्तसर्पत्तिमिश्रेणिभिः सङ्कुलः श्रीनिवासो गभीरत्वभू-
र्विबुधजनमनोमुदुल्लासनप्रत्यलप्रेङ्खदिद्धप्रमाणौघकेलिमहाभूमिभृद्धोरणीबन्धुरः सूक्तसन्दोहभास्वत्प्रवालालयो देवताऽधिष्ठितः ॥ ३ ॥"

અર્થાત્ અનંત સંખ્યાત્મક અર્થ અને વચનના અક્ષરોની શ્રેણિરૂપ જળ વડે અગાધ મધ્યવાળો, બુદ્ધિ વડે ઉત્તમ એવાને પણ અગમ્ય, પ્રાણીઓની દયારૂપ ઉલ્લાસ પામતી ભરતીથી વ્યાપ્ત, અનેક જાતના નય અને ભંગરૂપ નવીન રત્નના ઢગલાથી પ્રકાશિત, સુંદર પાઠકોની શ્રેણિઓ વડે પણ જેનો પાર પમાય નહિ એવો, ઉલ્લાસ પામતા હેતુરૂપ ઉછળતા મોજાની માલા વડે વ્યાપ્ત, પ્રચુર યુક્તિની કીર્તિરૂપ શુક્તિથી ભરપૂર, વિસ્તૃત ચાર અનુયોગરૂપ ચળકતા તટવાળો, સ્પષ્ટ ઉદાહરણરૂપ મોતીના સમુદાયથી જેનો અંક-પ્રદેશ વ્યાપ્ત છે એવો, મુનીશ્વર પ્રમુખના સુંદર વૃત્તરૂપ સરતા [4]તિમિની શ્રેણિથી વ્યાપ્ત, લક્ષ્મીના નિવાસરૂપ, ગંભીરતાની ભૂમિરૂપ,

૧ અંગ અને અનંગરૂપ જળોથી પરિપૂર્ણ, નયરૂપ મોજાથી વ્યાપ્ત તેમજ સમ્યગ્દર્શનાદિ રત્નોથી યુક્ત એવા જૈન આગમરૂપ સાગરને હું વંદું છું.

૨-૩ આ બંને શબ્દો દ્વિઅર્થી છે. જેમકે ધીવર એટલે માછી અથવા વિશિષ્ટ બુદ્ધિશાળી અને પાઠીન એટલે એક જાતની માછલી અથવા પુરાણોનો વાચક. ૪ એક જાતનું માછલું.

પંડિત જનોના ચિત્ત પ્રતિ આનંદના ઉલ્લાસ માટે સમર્થ, હીંચોલા ખાતા (?) અને દીપ્ર પ્રમાણોના સમૂહરૂપ ક્રીડાના મોટા પર્વતોની માલા વડે મનોહર, સુંદર ઉક્તિના સંદોહરૂપ સુશોભિત પરવાળાના ગૃહરૂપ, દેવતા વડે અધિષ્ઠિત તેમજ જિન–ચન્દ્રે કથેલો એવો સિદ્ધાન્તરૂપ સમુદ્ર મારા ભવને ભેદનારો થાઓ.

જૈન આગમ સ્યાદ્વાદમય હોવાથી, **શાસ્ત્રવાર્તાસમુચ્ચય**ના (સ્ત. ૭)ની ટીકાના પ્રારંભમાંના **શ્રીયશોવિજય**ના નિવેદનની પણ અત્ર નોંધ કરી લઇએ.

"आगच्छत्रिपदीनदीसमुदयद्भङ्गभ्रमप्रोच्छल-
त्तर्कोर्मिप्रसरस्फुरन्नयरयस्याद्वादफेनोच्चयः ।
यस्याद्यापि विसृत्वरो विजयते स्याद्वादरत्नाकर-
स्तं वीरं प्रणिदध्महे त्रिजगतामाधारमेकं जिनम् ॥ २ ॥"

અર્થાત્ (શ્રીજિનેશ્વરના મુખરૂપ હિમાલયમાંથી) આવતી (નીકળતી ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપ) ત્રિપદીરૂપ નદીમાં સુંદર રીતે ઉદય પામતા ભંગોના ભ્રમથી ઉછળતા તર્કરૂપ કલ્લોલોના પ્રચારથી નયના વેગથી વ્યાપ્ત એવા સ્યાદ્વાદરૂપ ફીણનો સમૂહ જ્યાં સ્ફુરી રહ્યો છે એવા તેમજ અત્યારે પણ જેનો પ્રસરણશીલ સ્યાદ્વાદરૂપ સમુદ્ર વિજયી વર્તે છે, તે ત્રૈલોક્યના અદ્વિતીય અવલંબનરૂપ **વીર** તીર્થંકરનું અમે ધ્યાન ધરીએ છિયે.

જેમ આ પદ્યોમાં જિન–વાણીને સમુદ્રની ઉપમા આપવામાં આવી છે તેમ જિન–વાણીને–જિનાગમને ચન્દનની, ગોવિન્દની, રોહણગિરિની, ગંગાની, નિધિની, સિંહની, પવનની એમ અનેક પ્રકારની ઉપમા અપાય છે. આ સંબંધમાં એટલું કહેવું બસ થશે કે પ્રાયઃ **વિચારરત્નાકર**ના પ્રત્યેક તરંગની આદિમાં જિનાગમની અનેક પ્રકારના રૂપક વડે ઉપાધ્યાય **શ્રીકીર્તિવિજયગણિ**એ સ્તુતિ કરી છે. સાતમા તરંગની આદિમાં તેમણે આગમને ચન્દનની ઉપમા આપી છે એ વાત નીચે મુજબના પદ્ય ઉપરથી જાણી શકાય છે.

"काष्ठोपमानि परमतहृदयान्यपि युक्तिसमीरलहरीभिः ।
सुरभयति य इह तस्मै जैनागमचन्दनाय नमः ॥"

ગોવિન્દની ઉપમા **વિચારરત્નાકર**ના મધ્ય ભાગમાં પ્રથમ તરંગના પ્રારંભમાં (૮૧ મા પૃષ્ઠમાં) નિમ્ન–લિખિત પદ્યમાં જોઇ શકાય છેઃ—

"पदैस्त्रिभिर्येन समस्तमेतत्, त्रैलोक्यमाक्रान्तमहो महीयः ।
सनातनं तं नरकान्तकं च, सिद्धान्तगोविन्दमहं श्रयामि ॥"

* * * *

**कह कीरउ पडिओसो असमोसरणागयाण जंतूणं ।**
**सुरसेविएण तुह जिणवरिंद ! पायारविंदेण ॥ २६ ॥**

[ कथं क्रियते परि(प्रति ?)तोषः असमव-
सरणागतानां (असमः शरणागतानां) जन्तूनाम् ।
सुरसेवितेन तव जिनवरेन्द्र !
प्राकारवृन्देन (पादारविन्देन) ॥ ]

### अवचूर्णिः

कहेति । कथं क्रियते परितोषः । न समवसरणे आगता ये जन्तवस्तेषां देवश्रितेन प्रकाराणां वृन्देन {इत्यसङ्कल्पम्} । पक्षे असमः–अनन्यसदृशः । शरणाय आगता ये तेषां पादावेवारविन्दं–पद्मं तेन ॥ २६ ॥

### શબ્દાર્થ

कह (कथं)=કેમ.
कीरउ (क्रियते)=કરાય છે.
**पडिओसो** (परितोषः)=સંતોષ.
**पडिओसो** (प्रतितोषः)= ,,
**पडिओसो** (प्रतिदोषः)=પ્રતિદોષ.
**समोसरण** (समवसरण)=સમવસરણ, દેશના–સ્થળ.
**आगय** (आगत)=આવેલ.
**असमोसरणागयाण**=સમવસરણને વિષે નહિ આવેલા.
**असमो** (असमः)=નિરૂપમ, અસાધારણ.
**सरण** (शरण)=શરણ, આશ્રય.
**सरणागयाण**=શરણે આવેલા.
जंतूणं (जन्तूनां)=પ્રાણીઓને.
**सुर** (सुर)=સુર, દેવ.
**सेविअ** (सेवित)=સેવાયેલ, આશ્રિત.
**सुरसेविएण**=સુરોથી સેવિત.
**तुह** (तव)=તારા.
**जिण** (जिन)=જિન, વીતરાગ.
**वर** (वर)=ઉત્તમ.
**इंद** (इन्द्र)=ઇન્દ્ર.
**जिणवरिंद!**=હે જિનોત્તમોને વિષે ઇન્દ્ર!
**पायार** (प्राकार)=પ્રાકાર, ગઢ.
**विंद** (वृन्द)=સમૂહ.
**पाय** (पाद)=ચરણ, પગ.
**अरविंद** (अरविन्द)=કમળ.
**पायारविंदेण**=(૧) ગઢના સમૂહથી; (૨) ચરણ-કમલથી.

### પદ્યાર્થ

વિ૦—"હે જિનેશ્વર! સમવસરણને વિષે નહિ આવેલા એવા જીવોને (પણ) તારા (સમવસરણ સંબંધી) સુર–સેવિત ગઢનો સમૂહ કેવી રીતે સંતોષ (ઉત્પન્ન) કરે છે?

પરિ૦—"હે જિનવરપતિ! તારા શરણે આવેલા જીવોને સુર–સેવિત તારા ચરણ-કમળથી અસાધારણ સંતોષ થાય છે."—૨૬

### સ્પષ્ટીકરણ

અર્થ-સૂચન—

પંડિતજીએ **असमोसरण०** માંથી **अ** ને પૃથક્ ગણીને તેમજ **पडिओस**નું પ્રતિદોષ એવું રૂપાન્તર સૂચવીને નીચે મુજબ અર્થ કર્યો છે (પરંતુ તે ઉપર્યુક્ત અર્થ સાથે હરીફાઇ કરી શકે તેમ જણાતું નથી):—

"હે જિનવરેંદ્ર! શરણાગત જંતુઓને સુરસેવિત તારા ચરણારવિંદ વડે જે અસમ–અસાધારણ પ્રતિદોષ કરવામાં આવે છે, તે શી રીતે? તારા ચરણારવિંદ તો દોષોનો નાશ કરવા માટે સુપ્રસિદ્ધ છે. છતાં એનાથી આવું વિપરીત કેમ થઇ શકે?

१ 'आगतानां पादारविन्देन' इति क-ख-ग-पाठः ।

હે જિનવરેંદ્ર! સમવસરણમાં આવેલા જંતુઓને સુરસેવિત તારા ચરણારવિંદ વડે જે પ્રતિતોષ થાય છે એ બરાબર જ છે—તારાં ચરણો તો જંતુઓને-પ્રાણિઓને તોષ આપનારાં જ છે."

રૂપ-સિદ્ધિ—

'प्रत्यादौ डः' (૮-૧-૨૦૬)થી प्रतितोष અને प्रतिदोषના प्रडितोष અને प्रडिदोष બને છે અને 'सर्वत्र०'થી पडितोष અને पडिदोष થાય છે. 'शषोः सः' થી पडितोस અને पडिदोस થાય અને 'क-ग-च'થી બંનેનું पडिओस રૂપ થાય.

જિનવરેન્દ્ર—

રાગાદિ શત્રુઓને જીતે તે 'જિન' કહેવાય છે. આ જિનના (૧) શ્રુત–જિન, (૨) અવધિ–જિન, (૩) મનઃપર્યય–જિન અને (૪) કેવલિ–જિન એમ ચાર પ્રકારો પડે છે. આ ચારેમાં જેઓ ઉત્તમ હોય છે તેઓ 'જિનવર' કહેવાય છે, કેમકે તેઓ ભૂત, વર્તમાન અને ભાવિ ભાવ અને તેના સ્વભાવો ઉપર પ્રકાશ પાડનારા કેવલજ્ઞાનથી અલંકૃત છે. આ જિનવરો અતીર્થંકર પણ હોઈ સામાન્યકેવલી છે. તેથી તીર્થંકરની પ્રતિપત્તિ માટે 'ઇન્દ્ર' પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે. જિનવરોના ઇન્દ્ર તે 'જિનવરેન્દ્ર' જાણવા. પ્રકૃષ્ટ પુણ્યના સ્કંધરૂપ–તીર્થંકરનામકર્મના ઉદયથી તેઓ 'તીર્થંકર' કહેવાય છે. આથી જ્ઞાનાતિશય તેમજ પૂજાતિશય એ બંને અતિશયો સૂચવાય છે, કેમકે જ્ઞાનાતિશય વિનાના જિનોમાં ઉત્તમતાનો અને પૂજાતિશય વિનાના જિનવરોને વિષે ઇન્દ્રતાનો પ્રયોગ છે. જુઓ **પ્રજ્ઞાપના** સૂત્રની શ્રી**મલયગિરિ**સૂરિકૃત વૃત્તિનું ત્રીજું પત્ર.

સમવસરણ—

કેવલજ્ઞાન પ્રાપ્ત થયા બાદ જે સ્થળમાં બેસીને તીર્થંકર ભવ્ય જીવોને દેશના આપે છે તેને 'સમવસરણ' કહેવામાં આવે છે. આનું ટુંકું પરંતુ સુંદર અને મુખ્ય મુખ્ય હકીકતો ઉપર પ્રકાશ પાડતું વર્ણન શ્રી**રત્નપ્રભ**સૂરિકૃત **કુવલયમાલા**કથા (પૃ૦ ૧૧૬–૧૧૯) માં નજરે પડે છે. **આવશ્યક-નિર્યુક્તિ**, **ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર**, **સમવસરણ**-પ્રકરણ, **લોકપ્રકાશ** (સ૦ ૩૦) ઇત્યાદિ ગ્રન્થોને આધારે મેં તૈયાર કરેલું વિશિષ્ટ વર્ણન **સ્તુતિ-ચતુર્વિંશતિકા**ના સ્પષ્ટીકરણ (પૃ૦ ૨૯૧–૨૯૯)માં છપાયું છે. એ સંબંધમાં શ્રીયુત **કુંવરજી આનંદજી**એ કેટલીક સ્ખલનાઓ હોવાનું મને વિ૦ સં૦ ૧૯૮૪ ના જેઠ શુદિ છઠના પત્ર દ્વારા સૂચવ્યું હતું તેનો અત્ર વિચાર થઇ શકે તે માટે તેમજ વિશેષ સ્પષ્ટતાની ખાતર પ્રાસંગિક હકીકત રજુ કરવામાં આવે છે.

જાણે પોતાના ચિત્તની મલિનતાને દૂર કરતા હોય તેમ વાયુકુમાર દેવો યોજન પ્રમાણ પૃથ્વી ઉપરથી કચરો, ઘાસ વગેરે દૂર કરી તેને શુદ્ધ કરે છે–તેનું પ્રમાર્જન કરે છે. પછીથી પુણ્ય–બીજની વાવણી કરવા જાણે ઇચ્છતા હોય તેમ મેઘકુમાર દેવો સુગંધી જળની વૃષ્ટિ કરી એ પૃથ્વીનું સિંચન કરે છે. તીર્થંકરનાં ચરણોને પોતાના મસ્તકે ચઢાવનાર આ પૃથ્વીની જાણે પૂજા કરતા હોય તેમ છએ ઋતુના અધિષ્ઠાયક દેવો (વ્યંતરો) પંચરંગી, સુગંધી, અધોમુખ ડીંટવાળા પુષ્પોની જાનુ પર્યંત વૃષ્ટિ કરે છે. ત્યાર બાદ વાણવ્યંતર દેવો સુવર્ણ, મણિ અને માણેક વડે પૃથ્વી–તલ બાંધે છે અર્થાત્ તેઓ એક યોજન પર્યંતની આ પૃથ્વી ઉપર પીઠબંધ કરે છે. ચારે દિશાઓમાં તેઓ મનોહર તોરણો બાંધે છે. વિશેષમાં ભવ્ય જનોને દેશના સાંભળવા

---

૧ જે શબ્દની આદિમાં 'પ્રતિ' શબ્દ હોય તો તેના त नो ड थाय છે.

માટે બોલાવતો હોય તેમ તોરણોની ઉપર રહેલો ધ્વજાનો સમૂહ રચી તેઓ સમવસરણને સુશોભિત કરે છે. તોરણોની નીચે પૃથ્વીની પીઠિકા ઉપર આલેખાયેલાં આઠ મંગળો મંગલતામાં ઉમેરો કરે છે.

વૈમાનિક દેવો અંદરનો, જ્યોતિષ્કો મધ્યનો અને ભવનપતિ બહારનો ગઢ બનાવે છે. મણિના કાંગરાવાળો અને રત્નનો બનાવેલો અંદરનો ગઢ જાણે સાક્ષાત્ 'રોહણ'ગિરિ હોય તેમ શોભે છે. રત્નના કાંગરાવાળો અને સોનાનો બનાવેલો મધ્ય ગઢ અનેક દ્વીપોમાંથી આવેલા સૂર્યની શ્રેણિ જેવો ઝળકી રહે છે. સૌથી બહારનો ગઢ સોનાના કાંગરાવાળો અને રૂપાનો બનેલો હોવાથી તીર્થંકરને વન્દન કરવા માટે જાણે સાક્ષાત્ વૈતાઢ્ય પર્વત આવ્યો હોય એમ ભાસે છે. પ્રથમ પૃથ્વી ઉપરથી એક એક હાથ ઊંચાં અને એટલા પહોળાં એવાં દશ હજાર પગથિયાં ચઢીએ ત્યારે આ બહારના રૂપેરી ગઢમાં દાખલ થવાય છે. સમવસરણમાં આવતા નરેશ્વરોનાં વાહનો આ ગઢમાં રહે છે. આ સંબંધમાં શ્રીયુત **કુંવરજી** શંકા ઊઠાવે છે કે "શું વાહનો દશ હજાર પગથિયા ચડી આવી શકે? તેથી દેવોનાં અને વિદ્યાધરોનાં વાહનોનો સંભવ છે." આથી તેઓ એમ સૂચવતા હોય એમ લાગે છે કે રથ વગેરે જેવા જડ વાહનોને દશ હજાર પગથિયાં સુધી ચઢાવાતાં નહિ હોય. બાકી દેવોનાં, વિદ્યાધરોનાં અને રાજાઓનાં પણ હાથી, ઘોડા, સુખપાલાદિ સચેતન વાહનો જમીન ઉપરથી ચઢી ગઢમાં દાખલ થાય છે એમ તો **કુવલયમાલા** ( પૃ૦ ૧૨૦ )ના નિમ્ન-લિખિત ૪૨ મા પદ્ય ઉપરથી જોઈ શકાય છેઃ—

"तस्थुस्तृतीयवप्रान्त–वाहनानि क्षमाभृताम् ।
सुराणामसुराणां च, विमानानि यथाक्रमम् ॥"

વિશેષમાં તિર્યંચો પ્રભુની દેશના સાંભળવા આવે છે એટલે તેઓ તો દશ હજાર પગથિયાં ચઢીને ગઢમાં દાખલ થાય છે એ સ્વતઃસિદ્ધ હકીકત છે.

અત્ર એ ઉમેરવું આવશ્યક સમજાય છે કે વ્યંતરો દ્વારા જે ભૂમિ ઉપર ગન્ધોદકની તેમજ પુષ્પની વૃષ્ટિ કરવામાં આવી છે તે જમીન ઉપર કરાય છે, કિન્તુ પીઠ–બંધ ૧૦૦૦૦ હાથ યાને સવા ક્રોશ ઊંચે, નીચે પોલાણ રાખીને એક યોજન પ્રમાણ ગોળ કે ચોરસ સમવસરણનું કરાય છે. દરેક ગઢને એકેક દિશામાં એક એક દરવાજો છે તેમ આ બહારના ગઢને પણ છે. આના દરેક દરવાજે પહોંચવા માટે દશ દશ હજાર પગથિયાની એક એક નીસરણી છે. પ્રત્યેક પગથિયું એક હાથ પહોળું, દરવાજાના મુખ જેટલું લાંબું અને એક બીજાથી એક હાથ ઊંચું છે. આથી ચારે નીસરણી પૈકી પ્રત્યેકનું સૌથી નીચેનું પગથિયું વાયુકુમારે પ્રમાર્જિત કરેલી ભૂમિ ઉપર છે, જ્યારે બાકીના ૯૯૯૮ પગથિયાં અદ્ધર છે. અને છેલ્લું પગથિયું પીઠબંધ સાથે સંબદ્ધ છે. આ ૧૦૦૦૦ પગથિયાં બહારના ( રૂપેરી ) ગઢની બહાર હોવાથી યોજન પ્રમાણ સમવસરણમાં તેની ગણના કરાતી નથી. આ પગથિયાં ચઢી રહીએ એટલે આ પહેલા ગઢે અવાય છે. આ ગઢની અંદરની દીવાલથી પચાસ ધનુષ્ય જેટલી સીધી સપાટ જમીન ( પ્રતર ) વટાવી જઈએ એટલે બીજા ગઢે પહોંચવાની નીસરણીના પગથિયાં આવે છે. આ ૫૦૦૦ પગથિયાની નીસરણી છે. દરેક ગઢની દીવાલ ૩૩$\frac{1}{3}$ ધનુષ્ય જેટલી જાડી છે. અને પાંચસો ધનુષ્ય જેટલી ઊંચી છે. આથી પ્રથમ ગઢના બહારના ભાગથી તે બીજા ગઢના બહારના ભાગ વચ્ચે ૩૩$\frac{1}{3}$ ધ.+૫૦ ધ.+૫૦૦૦ હાથ=૧૩૩૩$\frac{1}{3}$ ધનુષ્ય જેટલું અંતર છે. બીજે ગઢે આવી પહોંચતાં એની

અંદરની દીવાલથી ૫૦ ધનુષ્યનો પ્રતર શરૂ થાય છે. તે પૂરો થતાં ત્રીજે ગઢે જવાની નીસરણી આવે છે. આનાં ૫૦૦૦ પગથિયાં છે. આથી બીજા ગઢની બહારની દીવાલથી ત્રીજા ગઢની બહારની દીવાલ વચ્ચે ૩૩$\frac{1}{3}$ ધ.+૫૦ ધ.+૫૦૦૦ હાથ જેટલું એટલે ૧૩૩૩$\frac{1}{3}$ ધનુષ્ય જેટલું અંતર છે. ત્રીજા ગઢની અંદરની દીવાલથી ૧૩૦૦ ધનુષ્યને અંતરે જે પીઠિકા ઉપર તીર્થંકરનું સિંહાસન રચાય છે તેનું મધ્ય-બિંદુ યાને સમગ્ર સમવસરણનું મધ્ય બિન્દુ આવેલું છે. આથી ગોળ સમવસરણની ત્રિજ્યા ૧૩૩૩$\frac{1}{3}$+૧૩૩૩$\frac{1}{3}$+૩૩$\frac{1}{3}$+૧૩૦૦ એટલે ૪૦૦૦ ધનુષ્યની યાને બે ક્રોશની છે અને એનો વિષ્કંભ ચાર ક્રોશ યાને એક યોજનનો છે એમ સમજી શકાય છે.

અત્ર એ નિવેદન કરવું આવશ્યક છે કે **સ્તુતિચતુર્વિંશતિકા**ના ૨૯૩ મા પૃષ્ઠની સાતમી પંક્તિમાંનો 'તેમજ ૫૦ ધનુષ્ય જેટલું સમભૂતલા પૃથ્વી ઉપર ચાલવું પડે છે' એ ઉલ્લેખ ભ્રાન્તિમૂલક છે. એ પંક્તિ રદ કરીને વાંચવું જોઇએ. વિશેષમાં ૨૯૨મા પૃષ્ઠમાં આન્ત ભાગમાં સમભૂતલા પૃથ્વી એમ લખ્યું છે તેને બદલે સપાટ જમીન એમ કહેવું વધારે ઉચિત સમજાય છે. વળી ૨૯૩ મા પૃષ્ઠની પહેલી ટીપનો પણ **લોકપ્રકાશ** (સ૦ ૩૦)નો સાક્ષીરૂપે આપેલ શ્લોક સિવાયનો ભાગ અસ્થાને છે. આ ઉપરાંત ૨૯૩ મા પૃષ્ઠમાં એમ સૂચવાયું છે કે 'આ ગઢની કેટલી ઊંચાઇ છે તે મારા જાણવામાં આવ્યું નથી. પરંતુ બીજા બે ગઢોની જેમ ૫૦૦૦ હાથ જેટલી તો તેની ઊંચાઇ હશે એમ લાગે છે'. અત્ર ૨૦૦૦ ને બદલે ૫૦૦૦ ભૂલથી છપાયેલ છે અર્થાત્ દરેક ગઢની ૨૦૦૦ હાથ યાને ૫૦૦ ધનુષ્ય જેટલી ઊંચાઇ છે. જુઓ **સમવસરણ-પ્રકરણ**નું પાંચનું પદ્ય.

સમવસરણના આભ્યંતર ગઢમાં આવેલી મધ્ય-પીઠિકા જિનેશ્વરના દેહ જેટલી ઊંચી અને બસો ધનુષ્ય લાંબી-પહોળી હોય છે અને ધરણી-તલથી બહારના ગઢની નીસરણીના છેડા જે જમીન ઉપર છે તેનાથી અઢી ક્રોશ ઊંચી છે.

દરેક ગઢને સર્વ રત્નમય ચાર ચાર દરવાજા છે તે પૂર્વાદિ દિશામાં આવેલા છે. વિશેષમાં ધજા, છત્ર, આઠ મંગલો, પાંચાલી, પુષ્પ-માલા, વેદિકા, પૂર્ણ કળશ, મણિમય ત્રણ તોરણ અને ધૂપઘટી એટલી વસ્તુઓ વાણવ્યંતરો દ્વારે દ્વારે રચીને દ્વારની શોભામાં વધારો કરે છે[1] (જુઓ **સમવસરણ** પ્રકરણ શ્લો૦ ૧૨ તેમજ **આવશ્યક-નિર્યુક્તિ** ગા૦ ૫૫૦). વિશેષમાં હજાર યોજનના દંડવાળા અને નાની નાની ઘંટડીઓ વડે વિભૂષિત એવા ચાર ધ્વજો સમવસરણની બહાર ચાર દિશાઓમાં હોય છે. આ ધ્વજોનાં ધર્મધ્વજ, માનધ્વજ, ગજધ્વજ અને સિંહધ્વજ એવાં ચાર નામો છે.

ચોરસ સમવસરણમાં એક ગઢથી બીજે ગઢ જવા માટે કેટલાં પગથિયાં ચડવાં પડે છે તેમજ રૂપાના અને સોનાના એ બે ગઢોમાં પ્રતર હોય તો કેટલા ધનુષ્યનો છે એ સંબંધમાં એમ કહેવામાં આવે છે કે ચોરસ સમવસરણમાં ગોળ સમવસરણની પેઠે ૫૦ ધનુષ્યનું પ્રતર નથી. વિશેષમાં પહેલા ગઢથી બીજા ગઢે જવામાં ૬૦૦૦ પગથિયાં અને

---

૧ સ્તુતિચતુર્વિંશતિકા (પૃ૦ ૨૯૪) માં ધર્મ-ચક્રનો પણ ઉલ્લેખ કર્યો છે તે અસ્થાને જણાય છે. ચાર ધર્મ-ચક્રો પૈકી એકેક પ્રત્યેક સિંહાસનની સમીપ હોય છે.

બીજેથી ત્રીજે જવામાં ૪૦૦૦ પગથિયાં ચઢવાં પડે છે. પરંતુ આ ઉલ્લેખોની પુષ્ટિ માટે જ્યાં સુધી સપ્રમાણ પાઠ ન મળે ત્યાં સુધી તે કેમ સ્વીકારાય?

❀ ❀ ❀ ❀

समणयणवायसोहाविहूसियं विसमदिट्ठिवायं पि ।
दसवेयालियपयडं पि पयडियाणंतमग्गणयं ॥ २७ ॥
निज्जुत्ति जुत्तिगुरुअं जयगुरु ! मइरामयं पि मोहहरं ।
सारंगसंगयं गयमयं पि कह सासणं तुम्ह ? ॥ २८ ॥–युग्मम्

[ समनयनपात( श्रमणजनवाद )शोभाविभूषितं
विषमदृष्टिपातमपि ( विषमदृष्टिवादमपि ) ।
दशवैतालिकप्रकटमपि ( दशवैकालिकप्रकटमपि )
प्रकटितानन्तमार्गणकं ( प्रकटितानन्तमार्गनयम् )॥
निर्युक्ति युक्तिगुरुकं ( निर्युक्तियुक्तिगुरुकं ) जगद्गुरो ! मदिरामयं
( मतिरामकं ) अपि मोहहरम् ।
सारङ्ग( साराङ्ग )सङ्गतं गतमृगं
( गतमदं ) अपि कथं शासनं तव ? ॥ ]

अवचूर्णिः

समणयेति । समानो नयनानां {पातः–पतनं}तस्य शोभया विभूषितम् । विषमाणां–असमानानां दृष्टीनां पातो यत्र । तदपि दशभिर्वैतालिकैः–मार्गणैः प्रकटं{–प्रकाशम्} । प्रकटिता अनन्ता मार्गणा–वैतालिका यत्र तत् । उत्तरगाथायां शासनं विशेष्यम् । {इत्यघटना} । पक्षे श्रमणजन{स्य} वाचां{–वचसां} वादानां–जल्पानां {शोभया विभूषितम्} । विषमो {–दुर्गमो} दृष्टिवादो–दुर्गमद्वादशाङ्गं यत्र । दशवैकालिकेन {–प्रसिद्धसिद्धान्तग्रन्थेन} प्रकटिता अनन्तमार्गा {–अपर्यन्तभेदा} नया–नैगमादयो यत्र{येन वा} ॥ २७ ॥

निज्जुत्ति । निर्गता युक्तयो यस्मात् तदपि युक्तिभिः गुरु । मदिरामयमपि मूढताहरम् । सारङ्गैः–मृगैर्युतं गतमृगमपि {इति दुर्घटमपि} । पक्षे निर्युक्तयो{–दशवैकालिकनिर्युक्त्यादयः सिद्धान्तप्रसिद्धा ग्रन्थाः} युक्तयश्च ताभिर्गुरु, मतिरामकं–बुद्ध्यानन्दनं साराङ्गैः–आचारादिभिः सङ्गतम् । गतो मदो{येन}यस्मिन् {वा} ॥ २८॥

१ 'विहूसिदं' इति ग–घ–पाठः । २ 'गुरुयं' इति ग–घ–पाठः । ३ 'अचिरात् मतं' इत्यपि सम्भवति । ४ 'निर्युक्तयः–व्याख्याविशेषाः युक्तयश्च' इति क–ख–घ–पाठः ।

## શબ્દાર્થ

सम (सम)=સમાન.
णयण (नयन)=નેત્ર.
वाय (पात)=પતન, પડવું તે.
सोहा (शोभा)=શોભા.
विहूसिय (विभूषित)=વિભૂષિત, અલંકૃત.
समण (श्रमण)=શ્રમણ, સાધુ.
यण (जन)=જન, લોક.
वाय (वाद)=વાદ.
समणयणवायसोहाविहूसियं=(૧) નેત્રના સમાન પતનની શોભાથી અલંકૃત; (૨) શ્રમણ-જનના વાદની શોભાથી વિભૂષિત.
विसम (विषम)=(૧) વિષમ, અસમાન; (૨) દુર્ગમ, અઘરો.
दिट्ठि (दृष्टि)=દૃષ્ટિ.
दिट्ठिवाय (दृष्टिवाद)=દૃષ્ટિવાદ, જૈન આગમનું ૧૨ મું અંગ.
विसमदिट्ठिवायं=(૧) વિષમ દૃષ્ટિ-પાતથી યુક્ત; (૨) દુર્ગમ દૃષ્ટિવાદવાળું.
पि (अपि)=પણ.
दस (दशन्)=દશ.
वेयालिय (वैतालिक)=માર્ગણ, યાચક.
दसवेयालिय (दशवैकालिक)=દશવૈકાલિક, જૈનોના આગમો પૈકી એક.
पयड (प्रकट)=પ્રકટ, પ્રસિદ્ધ.
दसवेयालियपयडं=(૧) દશ માર્ગણોથી પ્રસિદ્ધ, (૨) દશવૈકાલિક વડે પ્રસિદ્ધ.
पयडिय (प्रकटित)=પ્રસિદ્ધ કરેલ.
अणंत (अनन्त)=અનન્ત, અપાર.
मग्गणय (मार्गणक)=યાચક.
मग्ग (मार्ग)=માર્ગ.
णय (नय)=નય, યથાર્થ અભિપ્રાય-વિશેષ.
पयडियाणंतमग्गणयं=(૧) પ્રકટ કર્યા છે અનંત યાચકોને જેણે એવું; (૨) પ્રસિદ્ધ કર્યા છે અનંત માર્ગરૂપ નયોને જેણે એવું.



निज्जुत्ति (निर्युक्ति)=(૧) યુક્તિથી રહિત; (૨) નિર્યુક્તિ, વ્યાખ્યા-વિશેષ.
जुत्ति (युक्ति)=યુક્તિ.
गुरुअ (गुरुक)=મહત્ત્વથી યુક્ત.
जुत्तिगुरुअं=યુક્તિઓ વડે ગુરુ.
निज्जुत्तिजुत्तिगुरुअं=(૧) નિર્યુક્તિઓ તેમજ યુક્તિઓથી ગુરુ; (૨) નિર્યુક્તિઓની યુક્તિઓથી ગુરુ.
जय (जगत्)=જગત્.
गुरु (गुरु)=ગુરુ, આચાર્ય.
जयगुरु !=હે જગદ્‌ગુરુ !
मइरा (मदिरा)=મદિરા, દારૂ.
मय (मय)=પ્રચુરતાવાચક શબ્દ.
मइरामयं=મદિરાથી પરિપૂર્ણ.
मइ (मति)=બુદ્ધિ.
रामय (रामक)=રમાડનાર.
मइरामयं=મતિને રમાડનાર.
अचिरा (अचिरात्)=જલદી.
मयं (मतं)=અભીષ્ટ, સંમત.
मोह (मोह)=મોહ.
हर (हर)=હરનાર.
मोहहरं=મોહને હરનાર.
सारंग (सारङ्ग)=સારંગ, મૃગ.
संगय (सङ्गत)=સગત, યુક્ત.
सार (सार)=ઉત્તમ.
अंग (अङ्ग)=જૈન આગમનો એક ભાગ.
सारंगसंगयं=(૧) સારંગોની સંગતિવાળું; (૨) ઉત્તમ અંગોથી યુક્ત.
गय (गत)=ગયેલ.
मय (मृग)=મૃગ, હરણ.
मय (मद)=મદ, ગર્વ.
गयमयं=(૧) ગયેલા છે મૃગ જેને વિષે એવું; (૨) ગયો છે ગર્વ જેનો એવું.
कह (कथं)=કેમ.
सासणं (शासनं)=શાસન, આજ્ઞા.
तुम्ह (तव)=તારૂં.

## યથાર્થ

વિ૦—"હે જગદ્ગુરૂ! સમાન નેત્ર-પાતથી વિભૂષિત હોવા છતાં વિષમ દૃષ્ટિપાતવાળું,
[ અથવા (સમતા યુક્ત) શ્રમણ-જનના વાદની શોભાથી મંડિત હોવા છતાં સમતા રહિત દર્શ-
નોના વાદવાળું ], દશ માર્ગણાથી પ્રસિદ્ધ હોવા છતાં અનંત માર્ગણાને પ્રસિદ્ધ કરનારૂં [ અથવા
દશવૈકાલિકમાં પ્રગટ થયેલું હોવા છતાં અનંત માર્ગરૂપ નયવાદને પ્રકાશિત કરનારૂં],
યુક્તિથી રહિત હોવા છતાં યુક્તિઓથી ગુરૂ, મદિરામય ( અર્થાત્ ઉન્મત્ત બનાવનારૂં ) હોવા
છતાં મોહનો નાશ કરનારૂં તેમજ સારંગોની સંગતિવાળું હોવા છતાં સારંગથી રહિત એવું
( વિરોધમય ) તારૂં શાસન કેમ છે?

પરિ૦—"હે જગદ્ગુરૂ! શ્રમણ-જનોનાં વચનોથી વિભૂષિત, દુર્ગમ દૃષ્ટિવાદથી યુક્ત,
દશવૈકાલિક વડે પ્રસિદ્ધ, અનંત માર્ગરૂપ નયોને પ્રકટ કરનારૂં, નિર્યુક્તિ અને યુક્તિ [ અ-
થવા નિર્યુક્તિની યુક્તિઓ ]થી ગુરૂ, બુદ્ધિ( શાળી )ને રમાડનારૂં ( અર્થાત્ આનન્દદાયક )
[ અથવા સત્વર અભિષ્ટ ], મોહનો નાશ કરનારૂં, ( આચારાંગ જેવા ) ઉત્તમ [1]અંગોથી
યુક્ત તથા ( આવું હોવા છતાં ) નિરભિમાની એવું તારૂં શાસન છે."—૨૭-૨૮

## સ્પષ્ટીકરણ

પાઠાન્તર-વિચાર—

'जयगुरु मइरामयं' ને બદલે પંડિતજીની આવૃત્તિમાં जइ गुरु मइरामयं પાઠ છે. વિરો-
ધાત્મક અર્થ કરતી વેળા 'जइ'નો શો અર્થ કરવો તે પંડિતજીએ સૂચવ્યું નથી. મને પણ
તેનો ભાસ થતો નથી. બાકી પરિહારરૂપ અર્થ કરતાં તો जइ અને गुरु૦ પદો ભેગાં ગણી
યતિઓ અને ગુરૂઓની બુદ્ધિને રમણ કરાવનારૂં એવો પંડિતજીએ સૂચવેલ અર્થ બંધબેસતો
આવે છે.

વળી गुरुमइरामयं નો અર્થ ગુરૂમદિરામય જે કરવામાં આવ્યો છે, તે ઠીક લાગતો નથી,
કેમકે मय શબ્દથી गुरु નો ભાવ આવી જાય છે એટલે વિશેષણની નિરર્થકતા સ્ફુરે છે.

આવી પરિસ્થિતિમાં પાઠાન્તર આદરણીય જણાતું નથી, જોકે એકજ પ્રતિના આધારે
અને તે પણ અવચૂરિ જેવી વ્યાખ્યાના પણ અભાવમાં પંડિતજીએ જે પાઠ સૂચવ્યો છે તેમાં
તેમનો શો વાંક?

દૃષ્ટિવાદ—

શ્રુતજ્ઞાન જ્ઞાનોના પાંચ પ્રકારો પૈકી એક છે. એને આપ્તવચન, આગમ, ઉપદેશ, ઐતિહ્ય,
આમ્નાય, પ્રવચન તેમજ જિનવચન પણ કહેવામાં આવે છે.[2] આ શ્રુતજ્ઞાનના [3]અંગબાહ્ય અને

---

૧ આનાં નામો માટે જુઓ સ્તુતિચતુર્વિંશતિકા ( પૃ૦ ૨૨ ).

૨ જુઓ તત્ત્વાર્થાધિગમસૂત્ર ( અ. ૧. સૂ. ૨૦ )નું ભાષ્ય ( પૃ૦ ૮૮ ).

૩ આનો અર્થ નિમ્ન-લિખિત ગાથામાં નજરે પડે છે:—

"गणहरकयमंगकयं जं कय थेरेहिं बाहिरं तं तु।
निययं वऽंगपविट्ठं अणिययसुय बाहिरं भणियं ॥"

અંગપ્રવિષ્ટ એવા બે ભેદો છે. તેમાં વળી જેમ પુરૂષના [1]બાર અંગો છે તેમ પરમ પુરૂષરૂપ આ અંગપ્રવિષ્ટના બાર ભેદો પાડવામાં આવ્યા છે. આ પ્રત્યેક વિભાગને 'અંગ' કહેવામાં આવે છે. બારમો (શ્રુતનો મસ્તક સમાન) વિભાગ **દૃષ્ટિવાદ**ના નામથી ઓળખાય છે. એની વ્યુત્પત્તિ કરતાં શ્રી**સિદ્ધસેન**ગણિ કથે છે કે—

"**दृष्टीनाम्—अज्ञानिकादीनां यत्र प्ररूपणा कृता स दृष्टिवादः**"

અર્થાત્ અજ્ઞાનિક વગેરે દૃષ્ટિઓની જેમાં પ્રરૂપણા કરવામાં આવી છે તે 'દૃષ્ટિવાદ' છે. **દૃષ્ટિપાત** તેમજ [2]**ભૂતવાદ** તરીકે પણ આ ઓળખાય છે. સંપૂર્ણ વિશેષ યુક્ત સર્વ વસ્તુઓનું પ્રતિપાદન આ **ભૂતવાદ**માં છે. સામાન્ય, વિશેષ ઇત્યાદિ સર્વ ધર્મ યુક્ત જીવાદિના ભેદ-પ્રભેદ ઉપર આ પ્રકાશ પાડે છે. આમાં સમગ્ર વાઙ્મયનો સમાવેશ થાય છે, છતાં તે ન સમજી શકે તેવા મંદમતિ માટે શેષ શ્રુતની રચના છે. આ પ્રાયઃ [3]ગમિક શ્રુતના (૧) પરિકર્મ, (૨)

---

[गणधरकृतमङ्गकृतं यत् कृतं स्थविरैर्बाह्यं तत् तु ।
नियतं वाऽङ्गप्रविष्टमनियतश्रुतं बाह्यं भणितम् ॥]

અર્થાત્ ગણધરોએ રચેલું શ્રુત તે અંગકૃત-અંગપ્રવિષ્ટ છે, જ્યારે સ્થવિરોએ રચેલું તે અંગબાહ્ય-અનંગપ્રવિષ્ટ છે. અથવા સર્વે ક્ષેત્રો અને સર્વે કાળોમાં જેનો અર્થ અને ક્રમ અમુક જ પ્રકારનો નિયત છે-સર્વ તીર્થંકરોના તીર્થમાં જે અવશ્ય થનાર છે, તે અંગપ્રવિષ્ટ છે (જેમકે દ્વાદશાંગી) અને સર્વ તીર્થંકરોના તીર્થમાં થાય જ એમ નહિ એવું **તંદુલવૈચારાદિ** અનિયત શ્રુત તે 'અંગબાહ્ય' છે.

અન્ય શબ્દોમાં કહીએ તો શ્રી**ગૌતમસ્વામી** પ્રમુખ ગણધરોએ સાક્ષાત્ રચેલું દ્વાદશાંગીરૂપ શ્રુત તે અંગપ્રવિષ્ટ છે. શ્રીભદ્રબાહુસ્વામી જેવા સ્થવિરોએ રચેલું **આવશ્યક-નિર્યુક્તિ** આદિ શ્રુત અંગબાહ્ય છે. અથવા ત્રણ વાર ગણધરદેવે પૂછવાથી તીર્થંકરે કહેલ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપ ત્રિપદીને અનુસરીને રચાયેલું શ્રુત અંગપ્રવિષ્ટ છે. ગણધરના પ્રશ્ન પૂછ્યા વિના અથવા બીજાએ પૂછેલા પ્રશ્નના ઉત્તર તરીકે ભગવાને જે ઉત્તર આપ્યા તેને લક્ષીને સ્થવિરોએ રચેલ **જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ** વગેરે શ્રુત અંગબાહ્ય છે. વળી ગણધરનાં વચનોને અનુલક્ષીને સ્થવિરોએ રચેલ **આવશ્યક-નિર્યુક્તિ** વગેરે પણ અંગબાહ્ય છે. પ્રશ્ન પૂછ્યા સિવાય અર્થ પ્રતિપાદન કરવાથી થયેલુ **આવશ્યકાદિ** શ્રુત પણ અંગબાહ્ય છે. જુઓ **આવશ્યક-સૂત્ર**ની **શ્રીમલયગિરિસૂરિ**કૃત વૃત્તિનું ૪૮ મુ પત્ર તેમજ **શ્રીવિશેષાવશ્યક** (ગા. ૫૫૦) ની **શ્રીહેમચંદ્રસૂરિ**કૃત વૃત્તિનું ૨૯૮ મું પત્ર. વિશેષમાં ઉપાંગો તીર્થંકરની હૈયાતીમાં અથવા તેમની અવિદ્યમાન દશામાં સ્થવિરો રચે છે. જુઓ **હીરપ્રશ્ન**નો તૃતીય ઉલ્લાસ (પૃ. ૨૪).

१ "पायदुगं जंघोरू गायदुगद्धं तु दो य बाहू य ।
गीवा सिरं च पुरिसो बारस अंगो सुयविसिट्ठो ॥"
[पादयुगं जङ्घे ऊरुणी गात्रयुगार्द्धं तु द्वौ च बाहू च ।
ग्रीवा शिरश्च पुरुषो द्वादशाङ्गः श्रुतविशिष्टः ॥]

અર્થાત્ શ્રુતવિશિષ્ટ દ્વાદશાંગરૂપ પુરુષનાં બે પગ, બે નેત્ર, બે ઊરુ, બે ગાત્રાર્ધ, બે હાથ, એક ડોક અને એક મસ્તક એમ બાર અંગ છે.

૨ જુઓ **વિશેષાવશ્યક**ની ૫૫૨ મી ગાથા.

૩ આનો અર્થ સમજાવતાં ચૂર્ણિમાં કહ્યું છે કે—

"आई मज्झेऽवसाणे वा किंचिविसेसजुत्तं दुगाइसयग्गसो तमेव पढिज्जमाणं गमियं भण्णइ" [आदौ मध्येऽवसाने वा किञ्चिद्विशेषयुक्तं द्व्यादिशताग्रशः तदेव पठ्यमानं गमिकं भण्यते] અર્થાત્ આદિમાં, મધ્યમાં કે

સૂત્ર, (૩) પૂર્વાનુયોગ, (૪) પૂર્વગત (ૈપૂર્વ) અને (૫) ચૂલિકા એમ પાંચ ભેદો છે. **શ્રીમલય-ગિરિસૂરિ** કહે છે તેમ આ પાંચે પ્રકારના શ્રુતનો [2]પ્રાયઃ વ્યવચ્છેદ થયેલો છે. તેમાં પૂર્વોના ઉચ્છેદ માટે એટલું તારવી શકાય છે કે છેલ્લા ચૌદપૂર્વધર **શ્રીસ્થૂલભદ્ર** મુનીશ્વર છે, છેલ્લા [3]દશપૂર્વધર **શ્રીવજ્રસ્વામી** છે, લગભગ સાડાનવપૂર્વધર **શ્રીઆર્યરક્ષિતસૂરિ** છે [4]અને છેલ્લા એકપૂર્વધર **શ્રીદેવર્ધિગણિ** ક્ષમાશ્રમણ છે. **ભગવતીસૂત્ર** (શ૦ ૨૦, ઉ૦ ૮, સૂ૦ [5]૬૭૮)માં

---

અંતમાં એથી માંડીને તે સેંકડો વાર ફરી ફરીને આવતું પરંતુ પ્રત્યેક વાર કંઇક વિશેષ વિશિષ્ટતાવાળું સૂત્ર તે 'ગમિક' કહેવાય છે.

ગમના અભિધેય અને અભિધાનને આશ્રીને બે ભેદો પડે છે. જેમકે "सुयं मे आउसंतेणं भगवया एवमक्खायं" એ દશવૈકાલિકના ચોથા અધ્યયનના આદ્ય સૂત્રના જુદા જુદા અર્થો થાય છે. (આ માટે જુઓ **નન્દીસૂત્ર**ની **શ્રીમલયગિરિસૂરિ**કૃત વૃત્તિનું ૨૧૨ મું પત્ર). આ અર્થો એકના એક પાઠના જુદા જુદા પદચ્છેદોને આભારી છે, પરંતુ પાઠની સમાનતા હોવાથી તે ગમિક છે.

અભિધાનને લઇને જે ગમો થાય છે તેના દૃષ્ટાંત તરીકે सुयं मे आउसं, आउसं सुयं मे, मे सुयं आउसं ઇત્યાદિ રજુ કરવામાં આવે છે. અર્થ-ભેદે કરીને તે તે પ્રકારના પદોનાં સંયોગોથી અભિધાન-ગમ થાય છે.

જેમાં ભાંગા, ગણિત વગેરેની બહુલતા હોય તે પણ 'ગમિક' શ્રુત કહેવાય છે એમ **વિશેષાવશ્યક**ની નિમ્ન-લિખિત ગાથા ઉપરથી જણાય છેઃ—

" भंगगणियाइं गमियं जं सरिसगमं च कारणवसेण ।
गाहाइ अगमियं खलु कालियसुय दिट्ठिवाए वा ॥ ५४९ ॥

[ भङ्गगणितादि गमिकं यत् सदृशगमं च कारणवशेन ।
गाथादि अगमिकं खलु कालिकश्रुतं दृष्टिवादे वा ॥ ]

૧ આની માહિતી માટે જુઓ **વીરભક્તામર** (પૃ૦ ૫૯-૬૨). તેમજ પૃ. ૨૬૨-૨૬૩.

૨ 'પ્રાયઃ' કહેવાનું કારણ એ છે કે પૂર્વગતના ચૌદ વિભાગો કે જેને પૂર્વના નામથી ઓળખાવાય છે તેનો તો સર્વથા ઉચ્છેદ ગયો નથી કંઇક નહિ જેવો ભાગ અત્યારે પણ ઉપલબ્ધ છે. આ વાતને **હીર-પ્રશ્ન**નો તૃતીય ઉલ્લાસ ( પૃ૦ ૨૮ ) સાક્ષી પૂરે છે, કેમકે ત્યાં नमोऽर्हत्० જેવા અત્યારે મોજુદ પાઠને પૂર્વગત ગણાવેલ છે.

૩ તેરપૂર્વધર, બારપૂર્વધર અને અગ્યારપૂર્વધરનો અત્ર ઉલ્લેખ કર્યો નથી તેનું કારણ એ છે કે આ અવસર્પિણીમાં એવા કોઇ મહાનુભાવ થયા જ નથી. ક્યાં તો ચૌદ પૂર્વના જાણકાર થયા છે કે ક્યાં તો દશ પૂર્વના; વચલા તેર, બાર અને અગ્યારના જાણકાર થયા નથી. આ વાતની પ્રતીતિ કરવી હોય તો જુઓ **ઓઘનિર્યુક્તિ**ની **શ્રીદ્રોણાચાર્ય**કૃત ટીકાના ત્રીજા પત્રગત નિમ્ન-લિખિત ઉલ્લેખઃ—

"अस्यामवसर्पिण्यां चतुर्दशपूर्व्यन्तरं दशपूर्वधरा एव सञ्जाताः, न त्रयोदशपूर्वधरा द्वादशपूर्वधरा एकादश-पूर्वधरा वा".

૪ બેપૂર્વધર, ત્રણપૂર્વધર વગેરેનો સંભવ આ અવસર્પિણીમાં હતો કે નહિ તે સંબંધમાં **સેનપ્રશ્ન** ( પૃ૦ ૧૦૪ )નો નિમ્ન-લિખિત ઉલ્લેખ પ્રકાશ પાડે છેઃ—

"यथा चतुर्दशपूर्वधरा दशपूर्वधरा नवपूर्वधरा वा दृश्यन्ते तथा द्विपूर्वधराश्चतुःपूर्वधराः पञ्चपूर्वधरा वा भवन्ति न वेति प्रश्नः, अत्रोत्तरम्—जीतकल्पसूत्रवृत्त्यादौ आचारप्रकल्पाद्यष्टपूर्वान्तस्य श्रुतव्यवहारस्य उक्तत्वात् एकाद्यादिपूर्वधरा अपि भवन्तीति ज्ञेयम् ।"

૫ આ રહ્યો તે ઉલ્લેખ:—

"जंबूद्दीवे णं दीवे भारहे वासे इमीसे ओसप्पिणीए देवाणुप्पियाणं एगं वाससहस्सं पुव्वगए अणुसज्जिस्सति."

કહ્યું છે તેમ શ્રીમહાવીરસ્વામીના નિર્વાણ પછી હજાર વર્ષે પૂર્વોનો ઉચ્છેદ થયો. પૂરેપૂરા એક પણ પૂર્વનું જ્ઞાન આ ભરતક્ષેત્રમાં કોઇને રહ્યું નહિ. શ્રીહરિભદ્રસૂરિના સમયમાં પૂર્વરૂપ સૂર્ય અસ્ત થયેલો હતો, છતાં તેનો થોડો ઘણો પ્રકાશ રહી ગયો હતો.[1]

શ્રીદેવર્ધિગણિ ક્ષમાશ્રમણને હાથે વીર-નિર્વાણ પછી ૯૮૦ મે વર્ષે શ્રુતનું પુસ્તકારોહણ થયું-જિનપ્રવચન લિપિબદ્ધ થયું તે પણ આજે પૂરેપૂરૂં ઉપલબ્ધ નથી. તેઓ જેટલું જાણતા હતા એટલું બધું લખાવી શકાયું નથી અને જેટલું લખાયું તેમાંથી પણ આજે બહુ થોડું ઉપલબ્ધ છે. ૧૧ અંગો વગેરેનો પણ મોટો ભાગ સચવાઇ રહ્યો નથી. દિગંબરોની માન્યતા તો એવી છે કે સંપૂર્ણ દ્વાદશાંગીનો ઉચ્છેદ ગયો. આ સંબંધમાં શ્વેતાંબરોની એવી દલીલ છે કે જ્યારે તેમના જયધવલ ઇત્યાદિ ગ્રન્થો યાદ રાખી શકાયા તો શું દ્વાદશાંગીમાંથી કશું પણ યાદ ન જ રહ્યું? શું અવશિષ્ટ ભાગ સ્વીકારવાથી પોતાના પગમાં કુહાડો મારવો પડે તેમ ધારી તેઓ આવી માન્યતાને પોષી રહ્યા છે?

પરિકર્મ—

પરિકર્મ એટલે યોગ્યતાની પ્રાપ્તિ; તેના હેતુરૂપ શાસ્ત્ર પણ 'પરિકર્મ' કહેવાય. જેમ ગણિત-શાસ્ત્રમાં સંકલના વગેરે સોળ પરિકર્મો જાણવાથી ગણિતના શેષ સૂત્રો સમજવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે તેમ પરિકર્મનો જાણકાર સૂત્ર, પૂર્વગત વગેરેમાં પ્રવેશ કરવાની યોગ્યતા મેળવે છે. આ પરિકર્મ (૧) સિદ્ધશ્રેણિકા, (૨) મનુષ્યશ્રેણિકા, (૩) પૃષ્ટશ્રેણિકા, (૪) અવગાહનશ્રેણિકા, (૫) ઉપસંપત્શ્રેણિકા, (૬) વિપ્રહાણશ્રેણિકા અને (૭) ચ્યુતાચ્યુતશ્રેણિકા એમ સાત પ્રકારનું છે. વળી પ્રથમના બે પરિકર્મના ચૌદ ચૌદ ભેદો છે, જ્યારે બાકીનાં પાંચેના અગ્યાર અગ્યાર અવાંતર ભેદો છે એટલે આ પ્રમાણે ઉત્તર ભેદો [2]૮૩ થાય છે.[3]

આ પ્રમાણેની હકીકત સમવાયાંગ (સૂ૦ ૧૪૭)માં તેમજ નંદીસૂત્ર (સૂ૦ ૫૭)માં પણ છે. છતાં સમવાયની શ્રીઅભયદેવસૂરિકૃત વૃત્તિ તેમજ નંદીની શ્રીમલયગિરિસૂરિકૃત-વૃત્તિમાં પ્રથમનાં છ પરિકર્મોને સ્વસિદ્ધાન્તપ્રકાશક બતાવ્યાં છે, જ્યારે ગોશાલકે પ્રવર્તાવેલા આજીવિક પાખંડિક સિદ્ધાન્તના મતે સાતમા સહિત આ છ એટલે સાત પરિકર્મો છે. આથી જે મૂળ સૂત્રમાં સાત ગણાવ્યા છે તે શું આજીવિક મત પ્રમાણે સમજવાના છે કે કેમ એમ પ્રશ્ન ઊઠે છે.

આ પરિકર્મોની નય-ચિંતાના સંબંધમાં એ ઉલ્લેખ મળી આવે છે કે પ્રથમનાં છ સ્વ-સામાયિક પરિકર્મોનું [4]ચાર વડે ચિંતન કરાતું હતું.

---

૧ સરખાવો પંચાશકની શ્રીઅભયદેવસૂરિકૃત ટીકાની નિમ્નલિખિત પંક્તિ—

" कतिपयप्रवचनार्थतारतारकविशेषानुपदिदर्शयिषुः । "

૨ આનાં માતૃકાપદ વગેરે નામો માટે જુઓ નંદીસૂત્ર (સૂ. ૫૭).

૩ આ બધા પરિકર્મોનો સર્વાંશે-મૂળથી અને અર્થથી પણ ઉચ્છેદ ગયેલો છે.

૪ નૈગમ નયમાં સાંગ્રહિક અને અસાંગ્રહિક યાને સામાન્યગ્રાહી અને વિશેષગ્રાહી એમ બે ભેદો છે. તે બેનો અનુક્રમે સંગ્રહ અને વ્યવહારમાં અંતર્ભાવ થાય છે. શબ્દાદિ ત્રણ નયોને એક ગણતાં સાતના ચાર નયો બને છે.

**સૂત્ર—**

જીવ, અજીવ અને જીવાજીવ; લોક, અલોક અને લોકાલોક; સત્, અસત્ અને સદસત્ એમ ત્રણ ત્રણ રાશિને ઇચ્છનારા ત્રૈરાશિકો (કે જેમને વૃત્તિકારે **ગોશાલે** પ્રવર્તાવેલા આજી-વિકો તરીકે ઓળખાવ્યા છે તેઓ) સાતે પરિકર્મોને દ્રવ્યાર્થિક, પર્યાયાર્થિક અને ઉભયાર્થિક એમ ત્રિવિધ નયથી વિચારે છે.

પૂર્વગતનાં સૂત્રોના અર્થોને સૂચન કરનારાં સૂત્રો સૂત્રમાં હોવાથી એને 'સૂત્ર' કહેવામાં આવે છે. સમસ્ત દ્રવ્ય, સમગ્ર પર્યાય, સકલ નયો અને સર્વે ભંગ-વિકલ્પો ઉપર આ સૂત્ર પ્રકાશ પાડે છે. એના **ઋજુસૂત્ર** યાને **ઋજુક** વગેરે [1]૨૨ પ્રકારો છે. એ પણ સૂત્રથી તેમજ અર્થથી હાલ તો ઉચ્છેદ ગયેલાં છે.

કોઈ ગ્રન્થમાંનો કોઈ શ્લોક હોય તેની એવી રીતે વ્યાખ્યા કરવામાં આવે કે જેમાં બીજા શ્લોકોની જરા પણ અપેક્ષા ન રહે. એવી રીતે જાણે સૂત્રો પરસ્પર નિરપેક્ષ હોય તેવી રીતે તેની વ્યાખ્યા કરવી તે [2]છિન્નચ્છેદ નયનું કામ છે. પરસ્પર સાપેક્ષ ગણીને વ્યાખ્યા કરવી તે અચ્છિન્નચ્છેદ નયનું કામ છે. સ્વસમયસૂત્રની પરિપાટી પ્રમાણે આ સૂત્રો છિન્નચ્છેદનયિક છે. આજીવિકસૂત્રની પરિપાટી અનુસાર તે અચ્છિન્નછેદનયિક છે. ત્રૈરાશિકોની પરિપાટી પ્રમાણે એ ત્રિકનયિક છે. સ્વસમય પ્રમાણે એ ચતુર્નયિક છે. એ રીતે ચાર બાવીસીઓ મળતાં એના ૮૮ પ્રકારો પડે છે. આ ઉપરથી એમ સમજાય છે કે ચાર જુદા જુદા દૃષ્ટિ-કોણથી સૂત્રના વિભાગો પાડતાં તે પ્રત્યેક જાતના વિભાગોની સંખ્યા બાવીસની આવે છે, પરંતુ આ વિભાગો પરસ્પર સમાન નથી, તેથી તો સૂત્રના ૮૮ પ્રકારો ગણાવાયા છે.

**પૂર્વ—**

તીર્થ પ્રવર્તાવતી વેળા તીર્થંકરો ગણધરોને ઉદ્દેશીને સૌથી પ્રથમ પૂર્વગતનાં સૂત્રોનો અર્થ કહે છે (તેથી એને 'પૂર્વ' કહેવામાં આવે છે). આ અર્થને લક્ષ્યમાં રાખીને ગણધરો ગણધર-નામ ચરિતાર્થ થાય તે માટે દ્વાદશાંગી રચે છે. તેમાં અક્ષર-રચના આશ્રીને તેઓ આ પૂર્વોની રચના પ્રથમ કરે છે, એથી પણ એ 'પૂર્વ' કહેવાય છે. સ્થાપના આશ્રીને વિચાર કરીએ તો તેઓ સૌથી પ્રથમ **આચારાંગ** રચે છે અર્થાત્ દ્વાદશાંગીની રચના કરતાં તેઓ પ્રથમ પૂર્વ રચે છે અને આચારાંગનું નિર્માણ તો પછી થાય છે, છતાં જ્યારે આ બધી રચનાઓને ક્રમસર ગોઠવવાનો પ્રસંગ આવે છે ત્યારે **આચારાંગને** પ્રથમ સ્થાન અપાય છે, જ્યારે આ પૂર્વો કે જે **દૃષ્ટિવાદના** એક વિભાગરૂપ છે તેને બારમું સ્થાન અપાય છે.[3] પૂર્વગતનાં ચૌદ વિભાગો કે જેને ચૌદ પૂર્વ તરીકે ઓળખાવાય છે તેનાં માપ અને નામો માટે **વીરભક્તામરના** સ્પષ્ટીકરણ (પૃ૦ ૫૯-૬૨)માં

---

૧ ગ્રન્થ-ગૌરવના ભયથી આનાં નામો અત્ર ન આપતાં **સમવાયાંગ** (સૂ૦ ૧૪૭) કે **નંદીસૂત્ર** (સૂ૦ ૫૭) જોવા ભલામણ કરવામાં આવે છે.

૨ "छिन्नो-द्विधा कृतः पृथक् कृतः छेदः-पर्यन्तो येन स छिन्नच्छेदः, प्रत्येकं विकल्पितपर्यन्त इत्यर्थः" (શ્રીમલયગિરિસૂરિકૃત **નંદીવૃત્તિનું** ૨૪૦ મું પાનું).

૩ આ પ્રમાણેની હકીકત શ્રીઅભયદેવસૂરિએ **સમવાયની** ટીકાના ૧૩૦ મા પત્રમાં મતાન્તરથી દર્શાવી છે; બાકી પ્રથમ તો તેઓ એમ કહે છે કે શ્રુતની રચના કરતાં ગણધરો **આચારાદિના** ક્રમે રચના પણ કરે છે અને સ્થાપના પણ કરે છે.

વિચાર કરવામાં આવ્યો છે. અહીં દરેક પૂર્વના અનુક્રમે કેટલા વસ્તુઓ છે તેનો નિર્દેશ કરીએ. ઉત્પાદ પૂર્વાદિ ચૌદ પૂર્વના [1]વસ્તુઓની સંખ્યા ૧૦, ૧૪, ૮, ૧૮, ૧૨, ૨, ૧૬, ૩૦, ૨૦, ૧૫, ૧૨, ૧૩, ૩૦ અને ૨૫ ની છે.

અનુયોગ—

અનુકૂળ અથવા અનુરૂપ યોગ તે 'અનુયોગ' કહેવાય. સૂત્રનો પોતાના અભિધેય (વિષય)ની સાથેનો અનુરૂપ સંબંધ તે 'અનુયોગ' છે. આ અનુયોગના મૂલપ્રથમાનુયોગ અને ગણ્ડિકાનુયોગ એમ બે પ્રકારો છે. ધર્મના પ્રણેતા તીર્થંકરો હોવાથી તેઓ 'મૂળ' કહેવાય છે. સમ્યક્ત્વની પ્રાપ્તિ જે ભવમાં થઇ હોય ત્યાંથી માંડીને તે તેમના નિર્વાણ પરત્વેની હકીકત ઉપર પ્રકાશ પાડનારો અનુયોગ તે 'મૂલપ્રથમાનુયોગ' છે. શેરડીનાં બે પર્વના વચલા ભાગને ગણ્ડિકા ( ગંડેરી ) કહેવામાં આવે છે. ગણ્ડિકાના જેવી ગણ્ડિકા છે. એ એક વિષયના અધિકારરૂપ ગ્રન્થ-પદ્ધતિ છે. એનો અનુયોગ તે 'ગણ્ડિકાનુયોગ' કહેવાય છે. કુલકરગણ્ડિકા, [2]તીર્થંકરગણ્ડિકા, ગણધરગણ્ડિકા, ચિત્રાન્તરગણ્ડિકા એમ અનેક [3]ગણ્ડિકાઓ છે. કુલકરગણ્ડિકામાં **વિમલવાહન** વગેરે કુલકરોનાં પૂર્વ ભવો, જન્મ વગેરેનું સવિસ્તર વર્ણન છે. એ પ્રમાણે તીર્થંકરગણ્ડિકા વગેરે માટે સમજી લેવું. ચિત્ર એટલે અનેક અર્થવાળી, અને અન્તર એટલે **શ્રીઋષભદેવ** અને **શ્રીઅજિતનાથ** વચ્ચેનું આંતરૂં. આથી **શ્રીઋષભદેવના** વંશમાં ઉત્પન્ન થયેલા રાજાઓના મોક્ષગમન કે અનુત્તર વિમાનમાં ઉપપાત વિષે પ્રકાશ પાડનારી ગણ્ડિકા તે ચિત્રાન્તરગણ્ડિકા છે. એનું વિશિષ્ટ સ્વરૂપ **નન્દીની શ્રીમલયગિરિસૂરિકૃત** વૃત્તિમાં ૨૪૨ માંથી તે ૨૪૬ મા પત્રમાં નજરે પડે છે.

ચૂલિકાઓ—

ચૂલિકા કહો કે ચૂલા કહો તે એક જ છે અને તેનો અર્થ શિખર થાય છે. દૃષ્ટિવાદરૂપ પર્વતની ચૂલારૂપ આ ચૂલિકાઓ, પરિકર્મ, સૂત્ર, પૂર્વ અને અનુયોગમાં જે અર્થ ન કહ્યો તેના સંગ્રહરૂપ છે. પ્રથમના ચાર પૂર્વોને ચૂલિકા છે, બાકીનાને નથી. આ ચૂલિકાઓને 'ચૂલિકાવસ્તુ' પણ કહેવામાં આવે છે. પહેલા પૂર્વની ચૂલિકાની સંખ્યા ચારની છે. એ પ્રમાણે બીજા, ત્રીજા અને ચોથા પરત્વેની ચૂલિકાની સંખ્યા અનુક્રમે ૧૨, ૮ અને ૧૦ છે. આથી ચૂલિકાઓની કુળ સંખ્યા ૩૪ ની છે.

---

૧ વસ્તુ એટલે એક જાતનું ગ્રન્થનું પ્રકરણ ( ગ્રન્થ-વિચ્છેદ-વિશેષ ).

૨ તીર્થંકરગણ્ડિકા અને મૂલપ્રથમાનુયોગ જૂદા ગણાવ્યા છે તેથી એમ કલ્પના થાય છે કે મૂલપ્રથમાનુયોગમાં સમસ્ત તીર્થંકરોનાં જીવનોને એક સરખી રીતે લાગૂ પડતી હકીકતોનો નિર્દેશ હોવો જોઇએ, જ્યારે તીર્થંકર-ગણ્ડિકામાં પ્રત્યેક તીર્થંકર આશ્રીને તેનાં જીવનના વિશિષ્ટ પ્રસંગોનો પણ ઉલ્લેખ હોવો જોઇએ.

૩ શ્રીધર્મઘોષસૂરિકૃત **દૂસમગંડિકા** કે જેનો ઉલ્લેખ **સેનપ્રશ્ન** ( ઉ. ૪ )ના ૧૦૧ મા પત્રમાં છે તેને પ્રસ્તુતમાં કશો સંબંધ નથી. યુગપ્રધાનગંડિકા પાચમા આરામાંના યુગપ્રધાનોનાં નામ, સ્થળ, દીક્ષા, પર્યાય વગેરે હકીકત રજુ કરે છે. આ ગ્રંથ આજે પણ કોઇ કોઇ સ્થળે ઉપલબ્ધ હોવાનું સંભળાય છે, પરંતુ તે પ્રસ્તુત છે કે નહિ તે ગ્રંથ નજરે જોયા વિના કેમ કહેવાય?

આ પ્રમાણેની દૃષ્ટિવાદના પાંચ વિભાગોની સ્થૂલ રૂપરેખા છે. વિશેષમાં એમાં એક શ્રુતસ્કંધ છે, ચૌદ પૂર્વો છે, વસ્તુ, ચૂલવસ્તુ, [1]પ્રાભૃત, પ્રાભૃતપ્રાભૃત, પ્રાભૃતિકા, પ્રાભૃતપ્રાભૃતિકા, સહસ્રપદ તેમજ અક્ષરોની સંખ્યા સંખ્યાતની છે, જ્યારે ગમો અને પર્યાયો અનંત છે તેમજ ત્રસ પરિત છે અને સ્થાવર અનંત છે.

નિર્યુક્તિ—

**આચારાંગસૂત્રની શ્રીશીલાંકાચાર્યકૃત** ટીકાના ત્રીજા પત્રમાં નિર્યુક્તિ એટલે શું તે સંબંધમાં એ ઉલ્લેખ છે કે "**निश्चयेनार्थप्रतिपादिका युक्तिर्निर्युक्तिः**" અર્થાત્ નિશ્ચયરૂપે અર્થનું પ્રતિપાદન કરનારી યુક્તિ તે 'નિર્યુક્તિ' છે. **દશવૈકાલિકની** ટીકામાં **શ્રીહરિભદ્રસૂરિએ** એમ કહ્યું છે કે—

"**निर्युक्तानामेव सूत्रार्थानां युक्तिः–परिपाट्या योजनं निर्युक्तयुक्तिरिति वाच्ये युक्तशब्दलोपान्निर्युक्तिस्तां–विप्रकीर्णार्थयोजनां**"

અર્થાત્ છૂટા છવાયા અર્થોને જોડી આપવાનું કામ–પરસ્પર સૂત્રોના અર્થોનું અનુસંધાન નિર્યુક્તિ કરે છે. આની ભાષા પ્રાકૃત છે અને તે પદ્યબદ્ધ છે. કુલ તેર નિર્યુક્તિઓ જે ગણાવાય છે તેનાં નામો નીચે મુજબ છે:—

(૧) આવશ્યક–નિર્યુક્તિ, (૨) દશવૈકાલિક–નિર્યુક્તિ, (૩) ઉત્તરાધ્યયન–નિર્યુક્તિ, (૪) આચારાંગ–નિર્યુક્તિ, (૫) સૂત્રકૃતાંગ–નિર્યુક્તિ, (૬) દશાશ્રુતસ્કંધ–નિર્યુક્તિ, (૭) કલ્પ–નિર્યુક્તિ, (૮) વ્યવહાર–નિર્યુક્તિ, (૯) સૂર્યપ્રજ્ઞપ્તિ–નિર્યુક્તિ, (૧૦) ઋષિભાષિત–નિર્યુક્તિ, (૧૧) ઓઘ–નિર્યુક્તિ, (૧૨) પિણ્ડ–નિર્યુક્તિ, અને (૧૩) સંસક્ત–નિર્યુક્તિ. આ નિર્યુક્તિઓ પૈકી સાતમી અને દશમી નિર્યુક્તિઓ જોવામાં આવતી નથી. પહેલી, ચોથી, પાંચમી અને નવમી આગમોદય સમિતિ તરફથી, બીજી અને ત્રીજી દે૦ લા૦ પુ૦ સંસ્થા તરફથી અને આઠમી **શ્રીમાણેક** મુનિએ છપાવી છે. અગ્યારમી અને બારમી એ વસ્તુતઃ નિર્યુક્તિ નથી, કેમકે એ કોઈ ગ્રંથની વ્યાખ્યારૂપ નથી, કિન્તુ સ્વતંત્ર ગ્રન્થરૂપ છે. આ પૈકી ઓઘનિર્યુક્તિ આગમોદય સમિતિ તરફથી અને પિંડનિર્યુક્તિ દે. લા. પુ. સંસ્થા તરફથી પ્રસિદ્ધ થએલી છે. સંસક્ત–નિર્યુક્તિ કયા બે ખાદ્ય કે પેય પદાર્થોનું મિશ્રણ થતા જીવની ઉત્પત્તિ થાય છે એ વિષય ઉપર પ્રકાશ પાડે છે. પ્રથમની દશ નિર્યુક્તિઓના કર્તા **શ્રીભદ્રબાહુસ્વામી** છે. આ વાતને **આવશ્યકની** નિર્યુક્તિની નિમ્ન–લિખિત ગાથાઓ સાક્ષી પૂરે છે:—

---

૧ અત્યારે સંખ્યાત પ્રાભૃતો પૈકી **યોનિપ્રાભૃત** જીર્ણ–શીર્ણ દશામાં ભાણ્ડારકર ઑરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ (પુના)માં મળી આવે છે. આ ઉપરાંત સિદ્ધપ્રાભૃત, નિમિત્તપ્રાભૃત, વિદ્યાપ્રાભૃત, સ્વરપ્રાભૃત, કષાયપ્રાભૃત એ નામો તેમજ તેને લગતી થોડી ઘણી હકીકત મળે છે. યોનિપ્રાભૃત તેમજ સિદ્ધપ્રાભૃતાદિ ત્રણ પ્રાભૃતો ઉપર ઇતિહાસજ્ઞ મુનિરાજ શ્રીકલ્યાણવિજયનો 'આપણાં પ્રાભૃતો' એ લેખ પ્રકાશ પાડે છે. (જુઓ 'જૈન યુગ' પૃ૦ ૧, અં. ૩–૪). સ્વરપ્રાભૃતનો નામનિર્દેશ **અનુયોગદ્વારની** શ્રીહરિભદ્રસૂરિકૃત વૃત્તિના ૬૬ મા પત્રમાં છે. કષાય–પ્રાભૃતનો નિર્દેશ **પંચસંગ્રહની** શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિના પ્રારંભમાં છે. જયપ્રાભૃત એ પ્રશ્નવ્યાકરણનું બીજું નામ હોય એમ સૂચવાય છે એટલે હવે તેનો પૃથક્ નિર્દેશ કરવામાં આવતો નથી. વિશેષમાં આ પ્રશ્નવ્યાકરણ કોઇ આગમ નથી. એ તો જ્યોતિષનો ગ્રંથ છે એમ કહેવાય છે.

"[1]आवस्सगस्स दसकालिअस्स तह उत्तरज्झमायारे ।
सूयगडे निज्जुत्तिं वुच्छामि तहा दसाणं च ॥ ८४ ॥
कप्पस्स य निज्जुत्तिं ववहारस्सेव परमणिउणस्स ।
सूरिअपण्णत्तीए वुच्छं इसिभासिआणं च ॥ ८५ ॥
एतेसिं निज्जुत्तिं वुच्छामि अहं जिणोवएसेणं ।
आहारणहेउकारणपयनिवहमिणं समासेणं ॥ ८६ ॥"

**નંદીસૂત્ર**માં કહ્યું છે કે ચૌદપૂર્વધારીનો રચેલો ગ્રંથ 'આગમ' કહેવાય છે. તો એ કથન અનુસાર આ નિર્યુક્તિઓને 'આગમ' તરીકે ઓળખાવાય. તેમ કરતાં આગમની કુલ સંખ્યા [2]૮૪ ની થાય છે.

દશવૈકાલિક—

શ્રુતના જે અંગબાહ્ય અને અંગપ્રવિષ્ટ એવા બે ભેદ છે તે પૈકી અંગબાહ્યના [3]આવશ્યક અને આવશ્યકવ્યતિરિક્ત એમ બે અવાંતર ભેદો છે. તેમાં વળી આવશ્યક-વ્યતિરિક્તના [4]કાલિક અને [5]ઉત્કાલિક એમ બે પ્રકારો છે. ઉત્કાલિકના અનેક પ્રકારો છે. તેમાંના એક પ્રકારનું નામ 'દશવૈકાલિક' છે. એના કર્તાનું નામ [6]**શ્રીશય્યંભવસૂરિ** છે. તેઓ ચૌદપૂર્વધર હતા. તેમને પોતાના પુત્ર **મનક**ને દીક્ષા આપી ત્યારબાદ તેમણે ઉપયોગ મૂક્યો તો જણાયું કે **મનક** મુનિનું આયુષ્ય ફક્ત છ માસનું છે. આથી તેમણે વિચાર કર્યો કે કંઇ કારણ હોય તો ચૌદપૂર્વધરો પૂર્વમાંથી ઉદ્ધાર કરે છે અને દશપૂર્વધરો તો અવશ્ય ઉદ્ધાર કરે જ. હું ચૌદપૂર્વધર છું, વાસ્તે મારા પુત્રની સદ્ગતિ થાય તે માટે મારે પણ પ્રયાસ કરવો. આમ વિચારી તેમણે [7]પૂર્વોમાંથી ઉદ્ધાર

---

૧ છાયા—

आवश्यकस्य दश(वै)कालिकस्य तथा उत्तराध्य(यन)-आचारयोः ।
सूत्रकृते निर्युक्तिं वक्ष्ये तथा दशानां च ॥
कल्पस्य च निर्युक्तिं व्यवहारस्यैव परमनिपुणस्य ।
सूर्यप्रज्ञप्तेर्वक्ष्ये ऋषिभाषितानां (देवेन्द्रस्तवादीनां) च ॥
एतेषां निर्युक्तिं वक्ष्येऽहं जिनोपदेशेन ।
आधारणहेतुकारणपदनिवहामेतां समासेन ॥

૨ હાલ ઉપલબ્ધ આગમોની આ સંખ્યા છે. એમાં ૪૧ સૂત્રો, ૩૦ પયન્ના, ૧૨ નિર્યુક્તિઓ અને એક મહાભાષ્ય (વિશેષાવશ્યક)નો સમાવેશ કરાયેલો છે. **નંદીસૂત્ર**માં જે ૮૪ આગમો ગણાવ્યા છે તે કંઇ આના આ જ નથી. તેમાં ૩૪ સૂત્ર અને ૫૦ પયન્નાનો અંતર્ભાવ કરવામાં આવ્યો છે. જુઓ **જૈન ગ્રન્થાવલી**. ઓઘ-નિર્યુક્તિ અને પિંડ-નિર્યુક્તિને પ્રચલિત ૪૫ આગમોમાં ગણી લેવામાં આવે છે. તેમ થતાં આ ૪૫ આગમો, ૧૦ અવશિષ્ટ સૂત્રો, ૨૦ પયન્નાઓ અને ૯ નિર્યુક્તિ મળતાં ૮૪ ની સંખ્યા થાય છે.

**વિચારસાર** (પૃ. ૭૮)માં આગમોની સંખ્યા ૪૫ હોવાનો નિર્દેશ છે.

૩ અવશ્ય કરવા લાયક સામાયિક વગેરે અનુષ્ઠાનોને પ્રતિપાદન કરનારૂં શ્રુત 'આવશ્યક' કહેવાય છે.

૪-૫ જે દિવસની પહેલી અને પાછલી પોરૂષી તેમજ રાતની પહેલી અને પાછલી પોરૂષીમાં જ ભણાય તે 'કાલિક' શ્રુત છે. જે કાલ-વેલા સિવાય અન્ય વખતે ભણાય તે 'ઉત્કાલિક' છે.

૬ એના વૃત્તાન્ત માટે જુઓ **પરિશિષ્ટપર્વ** (સ૦ ૫).

૭ કયા કયા પૂર્વમાંથી શેનો શેનો ઉદ્ધાર કર્યો તે વાત શ્રીભદ્રબાહુકૃત દશવૈકાલિક-નિર્યુક્તિની સોળમી, સત્તરમી અને અઢારમી ગાથાઓ ઉપરથી જણાય છે.

કરવા માંડ્યો. થોડોક દિવસ બાકી રહ્યો હતો તેવામાં દ્રુમપુષ્પિકા વગેરે દશ અધ્યયનોથી વિભૂષિત આ સૂત્રનો તેઓ ઉદ્ધાર કરી રહ્યા. આથી એને 'દશવૈકાલિક' કહેવામાં આવે છે.[1] આના ઉપર જુદા જુદા મુનિવરોએ વ્યાખ્યાઓ રચી છે. જેમકે **શ્રીભદ્રબાહુસ્વામી**ની [2]નિર્યુક્તિ, ચિરન્તન મુનીશ્વરકૃત ચૂર્ણિ, **શ્રીહરિભદ્રસૂરિ**કૃત [3]બૃહદ્વૃત્તિ તથા [4]લઘુવૃત્તિ, **શ્રીતિલકાચાર્ય**, [5]**શ્રીસુમતિસૂરિ** અને **શ્રીવિનયહંસ**ની વૃત્તિઓ, **શ્રીશાંતિદેવ**ની અવચૂરિ, **શ્રીસમયસુંદર**કૃત શબ્દાર્થવૃત્તિ, **શ્રીમાણિક્યશેખર**કૃત વૃત્તિદીપિકા, તેમજ વિવિધ મુનિવરોએ રચેલા ટબ્બા. વિશેષમાં જેમ મેરૂ પર્વત ૪૦ યોજન જેવડી બે ચૂલિકાથી શોભે છે તેમ આ **દશવૈકાલિક** રતિવાક્યચૂલા અને વિવિક્તચર્યાચૂલા વડે શોભે છે.

આ ગ્રન્થ સાધુઓના આચાર ઉપર પ્રકાશ પાડે છે. શ્રાવકોને આગમો ભણવાનો અધિકાર છે કે નહિ એ વિવાદગ્રસ્ત પ્રશ્નને બાજુ ઉપર રાખીએ તોપણ એટલું તો કહી જ શકાય કે **આવશ્યકસૂત્ર** (સંપૂર્ણ) તેમજ આ **દશવૈકાલિક**નાં ચાર અધ્યયનો કંઠસ્થ કરવાનો અને પાંચમા અધ્યયનનો અર્થ ભણવાનો શ્રાવકોને અધિકાર છે.[6] જુઓ **સેનપ્રશ્ન** (ઉ૦ ૪, પૃ૦ ૧૦૪). **ભક્તપરિજ્ઞા** આદિ ચાર પ્રકીર્ણકો પણ ભણી શકાય. જુઓ **હીરપ્રશ્ન**નું નવમું પૃષ્ઠ.[7]

ॐ ॐ ॐ ॐ

**हयपच्चूहाण नमो तुह निच्चफुरंतनहमणिगणाणं ।**
**संतावयाण जणपत्थणिज्जछायाण पायाणं ॥ २९ ॥**

**[ हतप्रत्यूहेभ्यः नमः तव नित्यस्फुरन्नभोमणि( नित्यस्फुरन्नखमणि )गणेभ्यः ।**
**सन्तापकेभ्यः ( शान्तापद्भ्यः ) जनप्रार्थनीयच्छायेभ्यः पादेभ्यः ॥ ]**

**अवचूर्णिः**

**हयेति । हतः पच्चूहो–देशीयवचनेन दिनकरो यैस्तेषां तव नित्यं स्फुरन्नभोमणीनां–दिनकराणां गणो येषु तेषां सन्तापकानां जनैः प्रार्थनीया छाया येषां {इत्ययोगः} । पक्षे प्रत्यूहः–विघ्नः । नित्यस्फुरन्नखमणीनां गणो येषु । शान्ताः–शमिता आपदो यैः । छाया–शोभा ॥ २९ ॥**

---

૧ વિકાલ એટલે અસકલ (સંપૂર્ણ નહિ તે), ખણ્ડ. विकाले–अपराह्ने निवृत्तं वैकालिकं અથવા विकाले पठ्यते इति वैकालिकं (જુઓ ચૂર્ણિ). दशाध्ययननिर्माणं च तद् वैकालिकं च दशवैकालिकम्.

૨-૩ 'શ્રેષ્ઠિ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર સંસ્થા' તરફથી વિ. સં. ૧૯૭૪ માં ૪૭ મા ગ્રન્થાંક તરીકે પ્રસિદ્ધ થયેલી છે. સાથે સાથે શ્રીહરિભદ્રસૂરિકૃત બૃહદ્વૃત્તિ પણ છપાયેલી છે.

૪-૫ શ્રીહરિભદ્રીય લઘુ વૃત્તિ તેમજ શ્રીસુમતિસૂરિની રચેલી વૃત્તિની એક પ્રતિ પાટણના સંઘવી–પાડાના ભંડારમાં છે.

૬ વિચારસાર (પૃ. ૮)માં આવશ્યક–ચૂર્ણિમાંથી અવતરણરૂપે કહ્યું પણ છે કે—

"साहुस्स जहन्नेणं अट्ठपवयणमायाओ, उक्कोसेणं तु बारस अंगाइं सावगस्स वि जहन्नेणं तं चेव, उक्कोसेणं छज्जीवणिया सुत्तओ अत्थओ वि, पिंडेसणज्झयणं न सुत्तओ, अत्थओ पुण उल्लावेणं सुणइ ।"

૭ આ રહ્યો તે (હી. હં. કૃત આવૃત્તિગત) ઉલ્લેખઃ—

"परम्परया भक्तपरिज्ञा-चतुःशरणा-ऽऽतुरप्रत्याख्यान-संस्तारकप्रकीर्णकानामध्ययने श्राद्धानामधिकारत्वमव-सीयते."

## શબ્દાર્થ

**हय** (हत)=નાશ કરેલ.
**पञ्चूह** (दिनकर)=સૂર્ય.
**पञ्चूह** (प्रत्यूह)=વિઘ્ન.
**पञ्चूह** (प्रत्यूष)=મળસકું.
**हयपञ्चूहाण**=(૧) નાશ કર્યો છે સૂર્યનો જેમણે એવા; (૨) નાશ કર્યો છે વિઘ્નોનો જેમણે એવા; (૩) નષ્ટ કર્યું છે-મટાડ્યું છે મળસકું જેમણે એવા.
**नमो** (नमः)=નમસ્કાર.
**तुह** (तव)=તારા.
**निच्च** (नित्य)=હમેશાં, સદા.
**फुरंत** ( स्फुरत् )=સ્ફુરાયમાણ.
**नह** ( नभस् )=ગગન.
**नह** (नख)=નખ.
**मणि** (मणि)=મણિ, રત્ન.
**गण** (गण)=સમૂહ.
**गण** (कण)=કણ, લવ.
**निच्चफुरंतनहमणिगणाणं**=(૧) સર્વદા સ્ફુરાયમાણ છે નભોમણિ ( સૂર્ય )ના સમૂહ જેમને વિષે એવા; (૨) નિત્ય દીપતા છે નખરૂપ મણિ-ગણ જેમને વિષે એવા; (૩) સર્વદા સ્ફુરતા સૂર્યના કણ(રૂપ).
**संतावयाण** (सन्तापकेभ्यः)=(૧) તપનારાં, (૨) તપાવનારાં.
**संत** (शान्त)=શમી ગયેલ.
**आवय** (आपद्)=આપત્તિ, કષ્ટ.
**संतावयाण**=શમી ગઇ છે આપત્તિઓ જેમનાંથી એવા.
**जण** (जन)=માનવ.
**पत्थणिज्ज** (प्रार्थनीय)=પ્રાર્થના કરવા લાયક.
**छाया** (छाया)=(૧) છાયા, છાંયડો, (૨) કાન્તિ, શોભા.
**जणपत्थणिज्जछायाण**=(૧) માનવોને પ્રાર્થવા લાયક છે છાયા જેમની એવા; (૨) માનવોને પ્રાર્થનીય છે શોભા જેમની એવા.
**पायाणं** (पादेभ्यः)=ચરણોને, પગોને.

## પદ્યાર્થ

વિ૦—"જેમણે સૂર્યનો સંહાર કર્યો છે એવાં ( છતાં ) સર્વદા સ્ફુરાયમાણ સૂર્યના સમુદાયવાળાં, તેમજ વળી સંતાપક ( છતાં ) માનવોને પ્રાર્થના કરવા યોગ્ય છાયાવાળાં એવાં તારાં ચરણોને નમસ્કાર હો."

પરિ૦—"જેમણે વિઘ્નોનો વિનાશ કર્યો છે એવાં, વળી નિત્ય દીપતા નખરૂપ મણિ-ગણથી યુક્ત તથા વળી આપત્તિઓનો અંત આણનારાં તેમજ જેમની શોભા મનુષ્યોને પ્રાર્થનીય છે એવાં તારાં ચરણોને પ્રણામ હોજો."—૨૯

## સ્પષ્ટીકરણ

અન્યપક્ષીય અર્થ—

પંડિતજી સૂચવે છે તેમ આ સમગ્ર પદ્યાર્થ સૂર્યનાં કિરણોને ઉદ્દેશીને પણ ઘટાવી શકાય છે. જેમકે, મળસકાને મટાડનારાં, સ્ફુરાયમાણ નભોમણિના કણરૂપ તથા તપનારાં તેમજ મનુષ્યોને પ્રાર્થવા યોગ્ય કાંતિવાળાં એવાં સૂર્યનાં કિરણોને વન્દન.

* * * *

**इअ सयलसिरिनिबंधण ! पालय ! पच्चल ! तिलोअलोअस्स ।**
**भव मज्झ सया मज्झत्थ ! गोअरे संथुइगिराणं ॥ ३० ॥**

[ इति सकलश्रीनिवन्धन ! पालक ! प्रत्यल ! त्रिलोकलोकस्य ।
भव मम सदा मध्यस्थ ! गोचरे संस्तुतिगिराम् ॥ ]

॥ इति श्रीधनपालकृतिः ॥

अवचूर्णिः

इएति । इति–एवं संस्तुतिगिरां गोचरे–विषये भव । हे {सकल}श्रीनिवन्धन ! हे सदा मध्यस्थ !–रागद्वेषरहित ! अत्र च 'धणपाल' इति वर्णैः कविनाम ॥ ३० ॥

इति श्रीधनपालपण्डितकृतस्तुतेरवचूर्णिः ॥ श्रीरस्तु ॥

## શબ્દાર્થ

इअ (इति)=એમ.
सयल (सकल)=સકળ, સર્વ.
सिरि (श्री)=લક્ષ્મી, સંપત્તિ.
निवंधण (निवन्धन)=કારણ.
सयलसिरिनिवंधण !=હે સકળ સંપત્તિના કારણ !
पालय ! (पालक!)=હે રક્ષક !
पच्चल ! (प्रत्यल !)=હે સમર્થ !
तिल्लोअ (त्रिलोक)=ત્રૈલોક્ય.
लोअ (लोक)=લોક, જન.
तिलोअलोअस्स=ત્રૈલોક્યના લોકના.
भव (भव)=તું હો.
मज्झ (मम)=મારા.
सया (सदा)=સદા, નિત્ય.
मज्झत्थ ! (मध्यस्थ ! )=હે મધ્યસ્થ !, હે વીતરાગ !
गोअरे (गोचरे)=ગોચર, વિષય.
मज्झ ! (मह्य ! )=હે પૂજ્ય !
अत्थ (अर्थ)=અર્થ.
गोअर (गोचर)=ગોચર, વિષય.
अत्थगोअरे=અર્થ-ગોચર.
संथुइ (संस्तुति)=સુન્દર સ્તુતિ.
गिराणं (गिराम्)=ગિરાનો, વાણીનો.

## પદ્યાર્થ

"હે સર્વ સંપત્તિના કારણ ! હે રક્ષક ! હે ત્રૈલોક્યમાંના લોકને વિષે સમર્થ ! હે સદા મધ્યસ્થ ! તું આ પ્રમાણે મારી સુંદર સ્તુતિ–વાણીનો વિષય થા. [ અથવા હે સર્વ૦ સમર્થ ! હે સર્વદા પૂજ્ય ! તું આ પ્રમાણે મારી સ્તુતિ–ગિરાના અર્થનો વિષય થા ( અર્થાત્ હું આ પ્રમાણે તારી સ્તુતિ કરનારો થાઉં ]."—૩૦

## સ્પષ્ટીકરણ

નામ-સૂચન—

ઋષભ-પંચાશિકાના અન્તિમ પદ્યમાં ભંગ્યન્તરથી—શબ્દની મનોહર રચના વડે જેમ કવિરાજે પોતાનું 'ધણપાલ' (ધનપાલ) એવું નામ સૂચવ્યું છે, તેમ આ શ્રીમહાવીર પ્રભુને વિજ્ઞપ્તિરૂપ વીર-સ્તુતિના અન્ત્ય પદ્યમાં निवंधनपालय શબ્દોથી 'ધનપાલ' એવા સ્પષ્ટ અભિધાનનો નિર્દેશ કર્યો છે.

રૂપ-સિદ્ધિ—

'साध्वस-ध्य-ह्यां झः' (८-२-२५) સૂત્રથી मह्यनું मझ બને. પછી પૂર્વે સૂચવેલ સૂત્ર વડે मज्झ બને.

१ 'इति श्रीवर्धमानस्वामिनो विरोधालङ्कारमयी पंडितधनपालविरचिता ॥ छ ॥ सं० १४८५ वर्षे फाल्गुन वदि प्रतिपदि मंडपेऽलेखि ॥ श्री' इति घ-पाठः, ग-पाठस्तु 'इति वीरस्तोत्रं समाप्तम्' इति ।

२ 'इति पंडितधनपालविरचितश्रीसर्वज्ञस्तुतेरवचूरिः ॥ छ ॥ श्रीमंडपाचलेऽलेखि मया ॥ श्री ॥ पं० हेमनंदनगणिनाऽलेखि स्वपरभणनाय' इति घ-पाठः । ख-पाठस्त्वेवम्—'श्रीवर्धमानजिनस्तवनावचूर्णिः तपागच्छीय-पण्डितश्रीसकलप्रमोदगणिशिष्यतेजप्रमोदमुनिना लिपीकृतं भट्टारकश्रीविनयकीर्तिसूरिणा वाचनाय कृते संवत् १६५२ वर्षे [illegible] वदि बुधे पूर्णं ॥'

३ साध्वसमાંના ध्वनो તેમજ સંયુક્ત શબ્દોમાંના ध्य અને ह्यनो પણ झ થાય છે.

कवीश्वरश्रीधनपालप्रणीता

# ॥ वीरस्तुतिः ॥

( संस्कृत-प्राकृता )

सरभसनृत्यत्सुरयुवतिकुचतटत्रुटितहारतारकितम् ।
जायं सिद्धत्थनरिंदमंदिरं जस्स जम्मम्मि ॥ १ ॥
[ जातं सिद्धार्थनरेन्द्रमन्दिरं यस्य जन्मनि ॥ ]

बुद्ध्वाऽवधिना निजजन्ममज्जने हृदयभावसशनिभृतः ।
लीलाइ चलणकोडीइ चालिओ जेण सुरसेलो ॥ २ ॥
[ लीलया चरणकोट्या चालितो येन सुरशैलः ॥ ]

येन च बाल्ये विबुधो विवर्धमानः सविभ्रमं नभसि ।
हणिऊण मुट्ठिणा वामणीकओ कुलिसकढिणेणं ॥ ३ ॥
[ हत्वा मुष्टिना वामनीकृतः कुलिशकठिनया ॥ ]

सुरपतिपुरतो विवृतिं वितन्वता विततवाङ्मयं येन ।
जणियं जयस्स विज्जोवएससमए महच्छरियं ॥ ४ ॥
[ जनितं जगतो विद्योपदेशसमये महदाश्चर्यम् ]

मातापित्रोः प्रेमानुबन्धमधिकं विबुध्य यः स्थितवान् ।
दिव्वालंकारफुरंतविग्गहो चत्तसंगो वि ॥ ५ ॥
[ दिव्यालङ्कारस्फुरद्विग्रहस्त्यक्तसङ्गोऽपि ॥ ]

येन परित्यज्य जरत्तृणमिव राज्यं समं सुहृत्स्वजनैः ।
वूढो दढनियमभरो लीलाइ गिरिंदरुंदयरो ॥ ६ ॥
[ व्यूढो दृढनियमभरो लीलया गिरीन्द्रविस्तीर्ण(? रुन्द्र)नरः ॥ ]

सङ्गमकसुरतरुण्यः स्वगात्रसौन्दर्यविजितरतिरूपाः ।
अब्भत्थंतीओ दढं थेवं पि न जेण गणिआओ ॥ ७ ॥
[ अभ्यर्थयन्त्यो दृढं स्तोकमपि न येन गणिताः ॥ ]

प्रकुपितसुराधिपविक्षिप्तादीप्तदम्भोलिभेदसम्भ्रान्तः ।
चमरो चलणुप्पलमूलमागओ रक्खिओ जेण ॥ ८ ॥
[ चमरश्चरणोत्पलमूलमागतो रक्षितो येन ॥ ]
येन घनकर्मपटलं प्रकटतपोवह्निना विनिर्दह्य ।
पलयरवितेयपायडमुप्पाडियमक्खयं नाणं ॥ ९ ॥
[ प्रलयरवितेजःप्रकटमुत्पादितमक्षयं ज्ञानम् ॥ ]
यश्च सुचिरं पृथिव्यां मिथ्यात्वान्धं विबोध्य भव्यजनम् ।
ठाणं जम्मणजरमरणरोगपरिवज्जियं पत्तो ॥ १० ॥
[ स्थानं जन्मजरामरणरोगपरिवर्जितं प्राप्तः ॥ ]
तं नमत नम्रशतमखमणिमुकुटविटङ्कघृष्टचरणयुगम् ।
भुवणस्स वि बंधणपालणक्खमं वद्धमाणजिणं ॥ ११ ॥—कुलकम्
[ भुवनस्यापि बन्धनपालनक्षमं वर्धमानजिनम् ॥ ]

## શબ્દાર્થ

सह=સાથે.
रभस=(૧) આનંદ, (૨) વેગ.
नृत्यत् ( धा० नृत् )=નાચતી.
सुर=દેવ.
युवति=સ્ત્રી, અંગના.
कुच=સ્તન, પયોધર.
तट=તટ.
त्रुटित ( धा० त्रुट् )=તૂટી ગયેલ.
हार=હાર.
तारकित (मू० तारक)=તારામય બનેલું.
सरभसनृत्यत्सुरयुवतिकुचतटत्रुटितहारकितं= આનંદ અથવા વેગ પૂર્વક નૃત્ય કરતી દેવાંગનાના સ્તન-તટથી તૂટી ગયેલા હાર વડે તારામય બનેલું.
जायं (जातं)=થયું, બન્યું.
सिद्धत्थ (सिद्धार्थ)=સિદ્ધાર્થ.
नरिंद (नरेन्द्र)=નૃપતિ, રાજા.
मंदिर (मन्दिर)=મંદિર, મહેલ.
सिद्धत्थनरिंदमंदिरं=સિદ્ધાર્થ રાજાનો મહેલ.
जस्स (यस्य)=જેના.
जम्मम्मि (जन्मनि)=જન્મને વિષે.
बुद्ध्वा ( धा० बुध् )=જાણીને.
अवधिना (मू० अवधि)=અવધિ(જ્ઞાન) વડે.
निज=પોતાના.
जन्मन्=જન્મ.
मज्जन=સ્નાન.
निजजन्ममज्जने=પોતાના જન્મ-સ્નાનને વિષે.
हृदय=હૃદય, અંતઃકરણ.
भाव=ભાવ, આશય, અભિપ્રાય.
हृदयभावं=હૃદયના ભાવને.
अशनि=વજ્ર.
भृत्=ધારણ કરનાર.
अशनिभृतः=વજ્રને ધારણ કરનારાની, ઇન્દ્રની.
लीलाइ (लीलया)=લીલાથી.
चलण (चरण)=ચરણ, પગ.
कोडी (कोटी)=અગ્ર ભાગ.
चलणकोडीइ=ચરણના અગ્ર ભાગ વડે.
चालिओ (चालितः)=ચલાયમાન થયો, હલાવાયો.
जेण (येन)=જેનાથી.
सुर=દેવ.
सेल( शैल )=પર્વત.
सुरसेलो=દેવોનો પર્વત, મેરૂ.

येन ( मू० यद् )=જેનાથી.
च=અને.
बाल्ये (मू० बाल्य)=બાળપણમાં.
विबुधः (मू० विबुध)=દેવ.
विवर्धमानः (मू० विवर्धमान)=વધતો જતો.
विभ्रम=વિભ્રમ.
सविभ्रमं=વિભ્રમ પૂર્વક.
नभसि ( मू० नभस् )=આકાશમાં.
हणिऊण (हत्वा)=હણીને.
मुट्ठिणा (मुष्टिना)=મુઠ્ઠીથી.
वामणीकओ (वामनीकृतः)=વામન કરાયો.
कुलिस (कुलिश)=વજ્ર.
कढिण (कठिन)=કઠણ.
कुलिसकढिणेणं=વજ્રના જેવી કઠણ.
पति=નાથ, સ્વામી.
सुरपति=સુરોનો સ્વામી, ઇન્દ્ર.
पुरतस्=સામે.
सुरपतिपुरतः=ઇન્દ્રની સામે.
विवृतिं (मू० विवृति)=વિસ્તારને.
वितन्वता ( मू० वितन्वत् )=વિસ્તારતા.
वितत=વિશાળ.
वाङ्मय=સાહિત્ય.
विततवाङ्मयं=વિશાળ સાહિત્યને.
जणियं (जनितं)=થયું.
जयस्स (जगतः)=દુનિયાના.
विज्जा (विद्या)=વિદ્યા.
उवएस (उपदेश)=ઉપદેશ.
समअ (समय)=સમય, વખત.
विज्जोवएससमए=વિદ્યાના ઉપદેશના સમયે.
मह ( महत् )=મોટું.
अच्छरिय (आश्चर्य)=આશ્ચર્ય, નવાઇ.
महच्छरियं=મોટું આશ્ચર્ય.
मातापित्रोः (मू० मातापितृ)=માબાપનો.
प्रेमन्=પ્રેમ, સ્નેહ.
अनुबन्ध=અનુબંધ.
प्रेमानुबन्धं=પ્રેમના અનુબંધને.
अधिकं (मू० अधिक)=વિશેષ.
विबुध्य ( धा० बुध् )=જાણીને.
यः ( मू० यद् )=જે.
स्थितवान् ( मू० स्थितवत् )=રહ્યો.

दिव्व (दिव्य)=દિવ્ય, દેવતાઇ.
अलंकार (अलङ्कार)=અલંકાર, ભૂષણ.
फुरंत (स्फुरायमाण)=સ્ફુરતા, દીપતા.
विग्गह (विग्रह)=દેહ.
दिव्वालंकारफुरंतविग्गहो=દિવ્ય ભૂષણોથી દીપતા દેહવાળો.
चत्त (त्यक्त)=ત્યજી દીધેલ.
संग (सङ्ग)=સંગ, સોબત.
चत्तसंगो=ત્યજી દીધો છે સંગ જેણે એવો.
वि (अपि)=પણ.
परित्यज्य ( धा० त्यज् )=ત્યાગ કરીને, છોડીને.
जरत्=વૃદ્ધ, જીર્ણ.
तृण=ઘાસ.
जरत्तृणं=જીર્ણ ઘાસને.
इव=જેમ.
राज्यं (मू० राज्य)=રાજ્યને.
समं=સાથે.
सुहृत्=મિત્ર, સોબતી.
स्वजन=સ્વજન.
सुहृत्स्वजनैः=મિત્રો અને સ્વજનોથી.
वूढो (व्यूढ.)=વહન કરાયો.
दढ (दृढ)=દૃઢ, મજબૂત.
नियम (नियम)=નિયમ.
भर (भर)=ભાર.
दढनियमभरो=દૃઢ નિયમનો ભાર.
गिरिंद (गिरीन्द्र)=ગિરિરાજ, ઉત્તમ પર્વત.
रुंदयर (विस्तृततर)=વિશેષ વિશાળ.
गिरिंदरुंद यरो=ગિરિરાજના જેવો અધિક વિશાળ.
सङ्गमक=સંગમ.
तरुणी=યુવતિ.
सङ्गमकसुरतरुण्यः=સંગમની સુરાંગનાઓ.
स्व=પોતાના.
गात्र=દેહ, શરીર.
सौन्दर्य=સુન્દરતા.
विजित (धा० जि)=જીતેલ.
रति=રતિ, પ્રદ્યુમ્નની પત્ની.
रूप=રૂપ.
स्वगात्रसौन्दर्यविजितरतिरूपाः=પોતાના શરીરની સુન્દરતા વડે જીત્યું છે રતિનું રૂપ જેમણે એવી.
अब्भत्थंतीओ (अभ्यर्थयन्त्यः)=પ્રાર્થના કરતી.

दढं (दृढं)=દૃઢ.
थेवं (स्तोकं)=થોડું.
गणिआओ (गणिताः)=ગણના કરાયી.
प्रकुपित ( ધા० कुप् )=અતિશય ગુસ્સે થયેલ.
अधिप=અધિપતિ, સ્વામી.
विक्षिप्त ( ધા० क्षिप् )=વિશેષતઃ ફેંકેલું.
आदीप्त ( ધા० दीप् )=ઝળહળતું.
दम्भोलि=વજ્ર.
भेद=ભેદવું તે.
सम्भ्रान्त ( ધા० भ्रम् )=ગભરાઇ ગયેલ.
प्रकुपितसुराधिपविक्षिप्तादीप्तदम्भोलिभेदसम्भ्रान्तः=અતિશય ગુસ્સે થયેલા ઇન્દ્રે વિશેષતઃ ફેંકેલા અને ઝળહળતા એવા વજ્રના ભેદથી ગભરાઇ ગયેલ.
चमरो (चमरः)=ચમર ( ઇન્દ્ર ).
उप्पल (उत्पल)=કમળ.
मूल (मूल)=મૂળ.
चलणुप्पलमूलं=ચરણ-કમલના મૂળમાં.
आगओ (आगतः)=આવેલો.
रक्खिओ (रक्षितः)=રક્ષણ કરાયેલો, બચાવાયેલો.
घन=નિબિડ.
कर्मन्=કર્મ.
पटल=સમુદાય.
घनकर्मपटलं=ઘન કર્મના સમુદાયને.
प्रकट=પ્રગટ.
तपस्=તપશ્ચર્યા.
वह्नि=અગ્નિ.
प्रकटतपोवह्निना=પ્રકટ તપશ્ચર્યારૂપ અગ્નિ વડે.
विनिर्दह्य ( ધા० दह् )=વિશેષે કરીને અત્યંત બાળીને.
पलय (प्रलय)=પ્રલય, કલ્પાંત.
रवि (रवि)=સૂર્ય.
तेय ( तेजस् )=તેજ.
पायड ( प्रकट )=પ્રગટ, ખુલું.
पलयरवितेयपायडं=પ્રલયના સૂર્યની પ્રભાને પ્રકટ કરતું.
उप्पाडियं (उत्पादितं)=ઉત્પન્ન કરાયું.
अक्खयं (अक्षयं)=અવિનાશી.
नाणं (ज्ञानं)=જ્ઞાન.
यः ( मू० यद् )=જે.
सुचिरं=લાંબા કાળ પર્યંત, ઘણા સમય સુધી.

पृथिव्यां (मू० पृथिवी)=પૃથ્વી ઉપર.
मिथ्यात्व=મિથ્યાત્વ.
अन्ध=આંધળો.
मिथ्यात्वान्धं=મિથ્યાત્વથી આંધળાને.
विबोध्य (ધા० बुध् )=બોધ પમાડીને.
भव्य=ભવ્ય, મોક્ષગામી.
जन=લોક.
भव्यजनं=ભવ્ય લોકને.
ठाणं (स्थानं)=સ્થાનને.
जम्मण ( जन्मन् )=જન્મ.
जर (जरा)=જરા, ઘડપણ.
जर (ज्वर)=તાપ.
मरण (मरण)=મરણ, મોત.
रोग (रोग)=વ્યાધિ, રોગ.
परिवज्जिय (परिवर्जित)=મુક્ત, ત્યજાયેલું.
जम्मणजरमरणरोगपरिवज्जियं=જન્મ, જરા, મરણ અને વ્યાધિથી મુક્ત.
पत्तो (प्राप्त)=પામ્યો.
तं (मू० तद्)=તેને.
नमत ( ધા० नम् )=તમે વન્દન કરો.
नम्र=નમનશીલ.
शतमख=સો યજ્ઞ કરનાર, ઇન્દ્ર.
मणि=મણિ, રત્ન.
मुकुट=મુગટ.
विटङ्क=ઉચ્ચ ભાગ.
घृष्ट ( ધા० घृष् )=ઘસાયેલ.
चरण=ચરણ, પગ.
युग=યુગલ, જોડકું.
नम्रशतमखमणिमुकुटविटङ्कघृष्टचरणयुगं=નમ્ર ઇન્દ્રના મણિમય મુગટના ઉચ્ચ ભાગ વડે ઘસાયું છે ચરણયુગલ જેનું એવા.
भुवणस्स (भुवनस्य)=ત્રૈલોક્યના.
बंधण (बन्धन)=બંધન.
पालण (पालन)=રક્ષણ.
क्खम (क्षम)=સમર્થ.
बंधणपालणक्खमं=બંધન અને રક્ષણ માટે સમર્થ.
वद्धमाण (वर्धमान)=વર્ધમાન,-મહાવીર.
जिण (जिन)=તીર્થંકર.
वद्धमाणजिणं=વર્ધમાન તીર્થંકરને.

## પદ્યાર્થ

"જેના જન્મને વિષે સિદ્ધાર્થ રાજાનો મહેલ આનન્દ [અથવા વેગ] પૂર્વક નૃત્ય કરતી દેવાંગનાના સ્તન–તટથી તૂટી પડેલ (મોતીના) હાર વડે તારામય બન્યો, જેણે પોતાના જન્મ–અભિષેકને વિષે ઇન્દ્રના હૃદયનો ભાવ અવધિ(જ્ઞાન)થી જાણીને, ચરણના અગ્ર ભાગથી મેરૂને લીલાથી ચલાયમાન કર્યો,[1] વળી જેણે બાળપણમાં, આકાશમાં વિભ્રમ પૂર્વક વધતા જતા સુરને વજ્રના જેવી કઠણ મુષ્ટિ મારીને વામન કર્યો,[2] વિદ્યાના ઉપદેશના સમયે સુરપતિની સામે વિવૃતિનો વિસ્તાર કરતા જેણે જગત્‌ને મોટું આશ્ચર્યજનક એવું વિસ્તૃત વાઙ્મય ઉત્પન્ન કર્યું,[3] માતાપિતાના પ્રેમનો અનુબંધ અધિક જાણીને, (સાંસારિક) સંગતિને તજી દીધેલી હોવા છતાં દિવ્ય અલંકારોથી દેહને દીપાવતો જે (ગૃહાવાસમાં) રહ્યો, મિત્રો અને સજ્જનોની સાથે રાજ્યને (પણ) જીર્ણ તૃણની જેમ તજી દઇને જેણે ગિરિરાજના જેવા અધિક વિસ્તારવાળા દૃઢ નિયમના ભારને વહન કર્યો, સ્વશરીરના સૌન્દર્યથી જેણે રતિના રૂપને પરાસ્ત કર્યું છે એવી અને (પોતાની) અત્યંત પ્રાર્થના કરતી એવી સંગમક દેવે (વિકુર્વેલી) સુરાંગનાની જેણે જરા પણ ગણના ન કરી,[4] વળી અતિશય ક્રોધાતુર થયેલા ઇન્દ્રે વિશેષતઃ ફેંકેલા દીપ્ત વજ્રથી ભેદાઇ જવાની ભ્રાન્તિવાળા અને (પોતાના) ચરણ–કમલના મૂળ સમીપ આવેલા ચમર (ઇન્દ્ર)નું જેણે રક્ષણ કર્યું,[5] પ્રકટ તપશ્ચર્યારૂપ અગ્નિ વડે ઘન કર્મના (ધાડા) સમૂહને વિશેષે કરીને બાળી નાંખીને પ્રલય (સમય)ના સૂર્યના તેજના જેવું વ્યક્ત અક્ષય જ્ઞાન જેણે ઉપાર્જન કર્યું[6] તેમજ (આ) પૃથ્વીને વિષે મિથ્યાત્વથી અંધ (બનેલા) ભવ્ય લોકને ઘણા વખત સુધી પ્રતિબોધ પમાડીને જેણે જન્મ, ઘડપણ, મરણ અને રોગથી રહિત સ્થાન પ્રાપ્ત કર્યું, તે ત્રૈલોક્યનું બંધન તેમજ રક્ષણ કરવામાં સમર્થ તેમજ નમ્ર ઇન્દ્રના મણિમય મુગટના ઉચ્ચ ભાગથી ઘસાયેલા ચરણ–યુગલવાળા **વર્ધમાન** તીર્થપતિને (હે ભવ્યો!) તમે વન્દન કરો." ૧—૧૧



૧–૬ જુઓ વીર–ભક્તામરના સ્પષ્ટીકરણના અનુક્રમે પૃ૦ ૬૯, ૯–૧૦, ૧૨, ૪૨, ૭૫–૭૬, અને ૬૯.

# शब्द–सूची[1]



---

१ આ ઋષભપંચાશિકામાંના શબ્દની સૂચી સંસ્કૃત રૂપ સહિત તૈયાર કરવા માટે Z. D. M. G. (vol. 33, p. 445 ff.)નો ઉપયોગ કરવામાં આવ્યો છે. २ આ અંકોથી પદ્યાંક સમજવા. ૩ સરખાવો.

उण्ह [उष्ण] ४४
उप्पह [उत्पथ] २७
उम्मुह [उन्मुख] ५
उल्लिअ [उत्पन्न] १९
उस्सप्पिणी [उत्सर्पिणी] ७,४७
ऊससंत [उच्छ्वसत्] ४
ऊह्[1] with वि वूढ २०
ओणअ [अवनत] १९
ओह [ओघ] २, १६
क को ११; किम् ३८
कइआ [कदा] १४, ४९
कज्ज [कार्य] १३
कज्जल [कज्जल] १२
कणग [कनक] ७
कण्ण [कर्ण] ३८
कप्प [कल्प] १
कप्पतरु [कल्पतरु] ६
कप्पदुम [कल्पद्रुम] ६
कप्पपायव [कल्पपादप] १
कमल [कमल] ४
कम्म [कर्म] ३४, ५०
कयत्थ [कृतार्थ] १०, ४९
कलत्त [कलत्र] ४५
कलाव [कलाप] २०
कवाड [कपाट] ३
कसाय [कषाय] २८
कसिण [कृष्ण] १२
कहवि [कथम् अपि] ३
काल [काल] ३३, ४८
कालचक्क [कालचक्र] ७
कित्तिय [कियत्] ३८
कुल [कुल] २,८,२०
कुलगर [कुलकर] ५
कुलवइ [कुलपति] २०
कुलहर [कुलगृह] २
कुसल [कुशल] २३
कुसुम [कुसुम] २४
कूवय [कूपक] ३०
केवल [केवल] १८
केवलि [केवलिन्] २१,३८
कृ कय ९, १०, १८, २३, ४६; करंति ३९, कुणइ १७, ४०; cf. कज्ज १३
क्रम् निक्खंत ४५
क्षि [क्षिज्ञासि] ३५
खण [क्षण] २०,३९,४०
खेअर [खेचर] १४
गण [गण] २
गंठि [ग्रन्थि] ३
गम् गय ३,२१; आगय १८,४३; उग्गय १६; परिगय ४७; cf. दोगच्च ४६
गयण [गगन] १६
गय [गज] ४०
गरुअ [गुरुक] १७
गल् विअलिअ १६
गाम [ग्राम] १
गामणी [ग्रामणी] १
गिरि [गिरि] ८
गुण [गुण] २,२२
गुरु [गुरु] ६,१२,४९
गुरुअ [गुरुक] १४
गुह् उपगूढ १२
ग्रह् गहिअ १९,३०; परिग्गहिअ ४०
घट् विहडंति ४ विहडिय ३
घड [घट] ३०
घडि [घटी] ४७
घण [घन] ३
घर [गृह] ५; cf. कुलहर २
घोलंत [प्रेङ्खत्] २०
च ४८; cf य ८, २०, ४६
चक्क [चक्र] १७,२८; cf. कालचक्क ७
चंद [चन्द्र] १
चंदायव [चन्द्रातप] १
चलण [चरण] १४,२८
चारय [चारक] ३
चिंता [चिन्ता] ६
चिर [चिर] ९
चूडा [चूडा] १
चूडामणि [चूडामणि] १

---

१ साथे.

---

૧ તૃતીયા. ૨ ષષ્ઠી. ૩ સપ્તમી. ૪ બહુવચન. ૫ પ્રથમા. ૬ નારીજાતિ. ૭ આજ્ઞાર્થ. ૮ નાન્યતરજાતિ.

[1] नरजाति.

1 प्रत्यय.

मह [मह] १८
महड्डिअ [महर्द्धिक] ४६
महोअहि [महोदधि] ४१
मा [मा] ३६
मिच्छत्त [मिथ्यात्व] ३८
मुक्ख [मोक्ष] ६,३१
मुच् मुक्क ४२; विमुक्क ३०
मुणि [मुनि] १,१४
मुह [मुख] १८,१९,४२; cf. उम्मुह ५; विमुह ३६,४०
मुहुत्त [मुहूर्त] ४३
मृग् मग्गंति ३१
मेह [मेघ] १५
मोण [मौन] १३
मोह [मोह] २,३,४,१६,१७,३५
य [च] ८,२०,४६; cf. च ४८
रइ [रति] २४
रज्ज [राज्य] ९; cf. राय १२
रन्न [अरण्य] २८
रवि [रवि] ४
रहिअ [रहित] २३
राग [राग] १,२७
राय [राग] १९; cf. अणुराय २४,३९
राय [राजन्] १२
रिउ [रिपु] ४६
रिद्धि [ऋद्धि] ४६; cf. समिद्धि ३६
रुक्ख [रूक्ष, वृक्ष] २९
रूव [रूप] २१
रेहा [रेखा] २८
रोस [रोष] २
लग् लग्ग ३१; विलइअ २५; संलग्ग ४०
लच्छि [लक्ष्मी] १२
लट्ठत्तण [शोभनत्व] ५
ली अल्लीण १४; लीण २४; with वि विलीण २५
लीला [लीला] ३१
लोअ [लोक] १,१० cf. तिलोअ १
व [इव] १२,१५,१६,२९,४२; cf इव, पिव, व्व
वइ [पति] २०
वच्छर [वत्सर] ११
वज्जरिअ [व्याकृत] १०
वण [वन] १,१५,२४,४७
वुत्थं [उषितम्] ४३

वन्द् वंदिअव्व ३५
वम्मह [मन्मथ] २६
वय [व्रत] १९
वयण [वचन] २३,२८,४१
वर [वर] २
वरिस [वर्ष] १५,३४
वल्लि [वल्लि] २४
ववहार [व्यवहार] १०
वस् वसिअ ४२; वुत्थं ४३; पओत्थ ६
वसुमई [वसुमती] ११
वह [वध] ३२
वहू [वधू] १८
वा with निर् निव्वविअ १५
वाइ [वादिन्] ४०
" [वाजिन्] ४०
वाया [वाचा] २२
वास [वर्ष] ४४; cf. वरिस १५,३४
वासर [वासर] २६
वि [अपि] ४,१४, १७,२१,२२,२४,२५,३२,४१, ४९,५०
विअ [इव] २५
विअड [विकट] २०
विअलिअ [विगलित] १६
विज्जा [विद्या] १०
विडंवण [विडम्बना] ३६,४२
विनमि [विनमि] १४
विंद [वृन्द] ८
विमल [विमल] १६
विमाण [विमान] ५
विमुह [विमुख] ३६,४०
विम्हय [विस्मय] ९
विलइअ [विलगित] २५
विवरीय [विपरीत] ३७
विविह [विविध] ४२
विस [विष] ३८
विसम [विषम] १७,२७
विसय [विषय] १७
वूढ [व्यूढ] २०
वेढ् परिवेढिअ २०
व्रज् वच्चंति ३०
व्व [इव] ३,१८,२५,२७,३०,३२,४०,४७; cf. व, इव